



કરે છે એવી કલ્પના કરીને જ ગીતામનન તેની સમક્ષ ધર્યું છે. આથી ગીતાજીનું અથશ્રીઇતિ સુધીનું પઠન આ ગીતામનનના પ્રશ્નો સમજવા માટે કેટલું જરૂરી છે.

(૫) સ્વાધ્યાય ગીતા, ગીતાજીનો સમશ્લોકી અનુવાદ, ગીતાશ્રવણ, ગીતામનન, ગીતાધ્યાન અને ગીતાદર્શન–આ છએ ગ્રંથો, એક જ ગ્રંથ તરીકે છપાય તો એના જેવું રૂડું બીજું શું? કલેવરે ગ્રંથ જરૂર મોટો થાય. પણ ગીતાજીના અભ્યાસીને માટે એક સુંદરમાં સુંદર તક–સામગ્રી પૂરી પડી શકે. શક્તિશાળી–આર્થિક સ્થિતિસંપન્ન ભાઈઓનો જો ધ્યાન પર લે તો આ વાત સાવ શક્ય અને સરળ થઈ પડે. વિદ્યા અને આર્યવિદ્યા પ્રત્યે ગૂજરાતની છે તેથી વધુ રુચિ થાય એ જરૂરી છે.

(૬) ગીતામનનના પ્રથમ ભાગને જનતાસુલભ બનાવવાનું શ્રેય: મુરબ્બી શ્રી નારણદાસ ડીકાભાઈ કસારા (વલસાડકર)–(હાલ મુંબઈ) ને ફાળે જાય છે. લક્ષ્મીનો, પ્રભુના કાર્યમાં ઉપયોગ કરવાની પ્રભુએ એમને પવિત્ર મતિ આપી તે માટે તેઓ પ્રભુનો ઉપકાર માને. પરમાત્મા એમને આવાં સત્કાર્યોમાં નિરન્તર રચ્યાપચ્યા રહેવાનું સદ્ભાગ્ય અર્પો. એઓ આ દિશામાં અનેક સ્થિતિસંપન્ન ભાઈઓનોને દૃષ્ટાંતરૂપ બનો. ગીતામાતા એમનું ભદ્ર કરો એટલી સહૃદય પ્રાર્થના સિવાય એમનો ઋણ સ્વીકાર કેવી રીતે કરવો?

(૭) ગીતામાતા જીવનની પળેપળને ધન્ય બનાવી શકે છે. પળેપળને કિંમતી કરી શકે છે, તો એનો આદરપૂર્વક અભ્યાસ કરવા જેટલા આપણે વિનમ્ર થઈએ, એના ઉપદેશને શક્તિ અનુસાર આચરણમાં ઉતારવા સજાગ રહીએ, રોજ રોજ એની અદ્વૈતામૃતવૃષ્ટિમાં નાહીએ, આત્મભાનના ઊંડાણમાં ઉતરતાં શીખીએ, એનાં ધાવને આત્માને પરિપુષ્ટ કરીએ, જીવનની મંગળમયતાને માણીએ, જીવતાંજીવત જીવનના ભૂમા–આનંદને અનુભવીએ, આપણે પૂર્ણ માનવ બનીએ. આપણે માનવ છીએ અને માનવ સિવાય બીજું કશું આપણે બનવાનું નથી. ગીતા આપણને સાચા માનવ બનાવે છે. સાચા માનવને જન્માવી ગીતા કૃતકૃત્ય થઈ જાય છે, તો આવો–આપણે મિથ્યા માનવ મટી સાચા માનવ બનીએ.

॥ હરિઃ ૐ તત્સત્ ॥

વાપી
૮–૧૨–૫૧

નલિન મ. ભટ્ટ.

ॐ

# — જાતને સંબોધન —

પ્રિયદર્શન ! પરમાત્માને અનુભવવો છે ! આત્માની સમજને વ્યવહારુ કરવી છે ? આદર્શને અમલી બનાવવો છે ? પોથીમાંના પરમાર્થને પળપળ જીવનપથે ઉતારવો છે ? અનન્ત વિરોધમાં રહેલા એક સૂક્ષ્મતમ સહજ અવિરોધનો સાક્ષાત્ કરવો છે ? જીવનની પરિપૂર્ણતા માણવી છે ? સુખ સિવાય બીજું કશું નથી એ માણવુ છે ? તો તો ગીતાને શરણે જા.

સૌમ્ય ! કર અને જો તો પરચો જોવો છે ? હાથમાંના કંકણનાં દર્શન કરવાં છે ? સ્વર્ગની કે વાતની નહીં–જાગતી જીવતી કામધેનુ પાળવી છે ? કલ્પવૃક્ષ કે ચિન્તામણિ– કાલ્પનિક નહીં–વાસ્તવિક ખપે છે ?–તો ગીતાનો ખોળો ખુંદ

વ્હાલા ! ભવરોગ પીડે છે ? ભવરોગ તો અનન્ત ક્ષયરોગ છે ! વ્હાલા ! રખે ગભરાતો ! રખે સહસ્રપુટી અભ્રક કે સુવર્ણવસંતમાલતીની શોધમાં ભટકતો ! જો ! પ્રેમના અનુપાનમા ગીતા ગુટિકાની માત્રા લે. લાવા ! તારો ભવરોગ મટશે. તારા સાથીનો ભવરોગ મટશે તારા અનુયાયીનો ભવરોગ મટશે. અરે ! તારા દર્શનમાત્રે–સ્મરણમાત્રે જગત નિરામય બનશે !

પ્રિયાત્મન્ ! ડર લાગે છે ? રખે ડરતો અદ્વૈતામૃતવર્ષિણી ગીતામાતાના ખોળામાં બેસ. તેના હુંફાળા પ્રેમસ્પર્શમાત્રે તારી ડાઉર ઉતરી જશે. તું મૃત્યુંજય થઈશ ! શંકા થાય છે ? વ્હાલા ! શંકા જ તારો શત્રુ છે ! શંકાનો સંહાર કર અને ગીતાનુ શરણું લે.

પ્રિય ! પ્રિય-વિયોગે ઝુરે છે ?–તો ગીતા એ તારા પ્રિયતમનો પ્રેમપત્ર છે. એનુ પળપળ પારાયણ કર. તું–પ્રોષિત માટે એમાં વ્હાલાએ આત્મ-વિનોદ સંઘર્યો છે. સંદેશ કહાવ્યો છે ! વ્હાલના અખૂટ ઝરણાં વહાવ્યાં છે ! સમજાય છે એ પત્ર ? એની તો સમાધિભાષા જ હોયને ? એ તો વ્હાલાનાં અતૂટ મૌનની મધુમધુરી વાણી છે. સમજાતું એ પત્ર ? જો.

"એ તને-શબરીને જીવનની સંધ્યાકાળે પણ મળવાનો જ છે એવો એમાં કોલ છે, એ આવે છે. તો હૃદયનું આંગણું સાફ કર. તેના પગ પખાળવા પ્રેમનાં ગંગાજળ તૈયાર રાખ. સમાધિનાં આસન પાથર. વ્હાલના આવકાર રખે ભૂલતો. એનાં નામનાં મધુરાં ગીત ગા. ભાવનાં અર્ધ્ય તૈયાર કર નવોઢાનું હૃદય લાવ. સુકૃતનાં પુષ્પોની માળા બનાવ. હૃદયોલ્લાસનાં ચંદન આણ. પ્રેમનાં પીરસણ તૈયાર રાખ. તેની પ્રતીક્ષા કર-કુમાર હૃદયે. તારો પ્રિયતમ જડ નથી-શાણો છે. ટાઢો નથી-હુંફાળો છે; નીરસ નથી-સરસ છે. નિર્દય નથી-દયાર્ણવ છે, તેની પ્રેમલતાને જીરવવાની તારી તાકાત નહીં હોય એક વખત તેને જોશે કે પછી અનન્ત યુગો તારી પાંપણ નહીં મીંચાય! આંખની ગંગા જમના નહીં સુકાય! વ્હાલની મધુરપ નહીં વીલાય! પછી તો તું માછલું અને તે પાણી તું ચકોર અને તે ચન્દ્ર. એ કૃષ્ણચંદ્રની વ્હાલ ચંદ્રિકા ચણતાં તું નહીં ધરાય! જો જે હો. વિયોગ તો ક્ષણજીવી છે. સંયોગનો સુયોગ અનન્ત છે."

-આ છે એ સંદેશનું કાવ્ય. તો એ પ્રેમપત્રનાં જ વાગોળણાં કાં નહીં કરે? એનાં જ મનન કાં નહીં કરે? એનાં જ ધ્યાન કાં નહીં કરે? જીવ! તારે માટે તો એણે પ્રતિજ્ઞા કરી છે કે-न मे भक्तः प्रणश्यति; प्रतिजाने प्रियोऽसि मे-તું તેનો પ્રિય છે! તો પછી શંકા શી?

બાપુ!-પરમપ્રેમ અને શ્રદ્ધાથી-જા-

-"सर्वधर्मान् परित्यज्य तमेकं शरणं व्रज-"

-હો, તાત! એક વખત પણ સાહૃદયતાથી તેને કહેને કે-

"त्वन्मनास्तव भक्तोऽस्मि त्वद्याजी त्वां नतोऽस्म्यहम्"

-સચ્ચાઇથી એટલું કહે ને જો સામેથી અવાજ આવે છે કે નહીં કે-

"अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः?"

પ્રિયાત્મન્! તને આ સંબોધ્યું! અને તારાથી ભિન્ન કોણ?-

ૐ તત્ સત્.

વાપી
ગીતા જયંતી
૯-૧૨-૫૧

નલિન મ. ભટ્ટ

જેમના ઔદાર્યે આ પુસ્તકનું પ્રકાશન

સરળ થયું છે તે

વલસાડનિવાસી સૌજન્યમૂર્તિ



શેઠ શ્રી નારણદાસ ડીકાભાઈ કમારા

(હાલ · મુંબઈ)

## —: અર્પણ :—

જેમણે સૌનું ભલું જ ચાહ્યું છે, અને બને તેટલું

ભલું જ કર્યું છે, લોકોપયોગી કાર્યોમાં જે

યથાશક્તિ સહાય કરવા તૈયાર જ રહ્યા છે,

તે ગીતાપ્રેમી, સૌજન્યશીલ

વલસાડનિવાસી શેઠશ્રી

નારણદાસ ડીકાભાઈને

કૃતજ્ઞભાવે

સસ્નેહ

સ

મ

ર્પ

ણ

# શેઠ શ્રી નારણદાસ ફકીરાભાઈ વલસાડવાળાના જીવનની આછી રૂપરેખા

શ્રીયુત નારણભાઈનો જન્મ ગણદેવીમાં અને માતાપિતાએ ધંધાર્થે ૧૯૫૨મા વાંસદા સ્ટેટના પ્રતાપનગર ગામે વસવાટ કર્યો. જન્મ આજથી આશરે ૬૦ વર્ષ ઉપર થયો. સામાન્ય સ્થિતિના માતાપિતાને ત્યા બાળપણ વિતાવ્યું. એકત્ર કુટુમ્બ એટલે કુટુમ્બનો જથ્થો વધારે હતો, કુટુમ્બની અંદર સ્નેહ સારો અને શ્રી નારણભાઈની કુટુમ્બ વાત્સલ્યતા એટલી છે કે, પોતાના પિતાએ એકત્ર કુટુમ્બની ભાવનાથી જે રીતે ઘર સસાર ચલાવ્યો તેજ ભાવનાથી આજે પણ પોતાના કુટુમ્બની વાત પોતાની પાસમાં રાખી એકત્ર કુટુમ્બનો સાચો સિદ્ધાન્ત સમજી અને પાળી રહ્યા છે. માતાપિતાની સ્થિતિ સામાન્ય, અને જંગલમા વસવાટ કરેલો, મૂળ તો એઓ ગણદેવીના પણ ધંધાર્થે પ્રતાપનગર વસાવી ત્યા રાનીપરજમા પિત્તળના વાળા ઘડીને ભરતકનો ધધો કરી પોતાના કુટુમ્બનુ પોષણ કરતા, તેમાથી પોતાની સ્વતન્ત્ર બુદ્ધિમત્તાથી ભરતના ધધાના મોટા વિકાસ માટે બીલીમોરા આવ્યા અને ત્યા એમને જોઈતી સફળતા ન મળવાથી પોતાનો વિચાર મુબઈ જેવા વિશાળ ક્ષેત્રમા સાહસ કરવાનો થયો, દરમ્યાન એમનુ મિત્રમંડળ એક હતુ. તે જ્ઞાતિની અદર સુધારકો તરીકે તે જમાનામાં કામ કરવાની વૃત્તિ રાખતુ હતુ. તે મિત્રમડળની સાથે જ્ઞાતિહિતની નજરે એક ઉદ્યોગકેન્દ્ર સ્થાપવું અને જ્ઞાતિના કારીગરોને તેનો લાભ આપવો એ આ મિત્રમડળની ભાવના હતી, એ મિત્રમડળમા એ તમન્ના ધરાવનાર નવસારીના શ્રી. નારણ લાલાની પેઢીના સચાલક શ્રી શ્રીજભૂખણભાઈ, પારડીના સ્વ શ્રી. ગીરધરલાલભાઈ, ગણદેવીના ઝીણાભાઈ દાણાવાળા અને અન્ય બીજા જ્ઞાતિભાઈ ઉપરાત પરજ્ઞાતિના સાથીદારો હતા. એમના બધાના પ્રયત્નથી મુબઈમા ઉદ્યોગનુ એક સાહસ હિન્દ બટન ફેક્ટરીના નામથી ચાલુ કર્યું અને તેમા ઠીક પ્રગતિ કરી, પણ તે જમાનો એટલે પહેલી લડાઈના પરિણામે ઉદ્‌ભવેલી આર્થિક આંધીનો જમાનો હતો, તેમા કેટલાક ભાગીદારો જેઓ પરજ્ઞાતિના હતા અને કપનીને લિમિટેડ કરવામા તેમના ઉપર વિશ્વાસ રાખવો પડયો જેના લીધે, તેમાથી આર્થિક સકડામણ આવવાથી એમાંથી એ સઘળા ભાઈઓથી છૂટા થવાનો પ્રસગ ઉભો થયો અને તેઓએ મુંબઈમા પોતે સ્વતન્ત્ર ધધો પિત્તળની બાલદી-ડબ્બા બનાવવાનો આર્થિક સંકડામણની અવસ્થામા શરૂ કર્યો, મુડીદારની વચ્ચે માણસ જ્યારે હોય છે ત્યારે કારીગર માણસનુ કેટલુ શોષણ થાય છે એનો પૂરો અનુભવ પૂછવો હોય તો

આજે પણ શ્રી. નારણભાઇને પૂછી શકાય છે અને જ્યારે એ એમના અનુભવો, જણાવે, ત્યારે આપણે આશ્ચર્યમાં ગરકાવ. થઇએ છીએ. એટલે આર્થિક સંક્રામણ, વેપારીની કારીગરને ઊંચે ન ચડવા દેવાની વૃત્તિ, આ બધાએ એમને અનેક સુખ દુઃખમાંથી પસાર થવું પડ્યું. અનેક કડવા પ્રસંગોએ એમને જીવનમાંથી કંટાળી જવાના પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું છે. અને વિટંબણાઓમાંથી પોતાની ધીરજ, ખંત અને કુનેહથી એમને સમય વિતાવવો પડ્યો છે. કેટલાક પ્રસંગોએ તો આખા કુટુમ્બને કાલની ચિંતા, સાંજની ચિંતાઓના આવ્યા હશે પણ શ્રી નારણભાઇની ધીરજ અને કુનેહને ધન્યવાદ છે કે તે તેમણે હસતે મુખે, કોઇ સ્વજનને પણ ખબર નથી પડવા દીધી અને જ્યારે જુઓ ત્યારે આનંદભર્યું મુખડું જોઇ શકાએ એ એમના સુઃખદુઃખમાં ખભેખભા મિલાવનાર હોય તો એક એમના સાચા અને નિખાલસ સહોદર નાનાભાઇ શ્રી લાલુભાઇ અને એમનાં સદ્‌ગુણી પત્ની અ. સૌ. લક્ષ્મીબેન ભાઇશ્રી લાલુભાઇએ અનેક પ્રસંગે પોતાના ભાઇ સાથે, સહકાર કેળવ્યો. મોટાભાઇની આજ્ઞા એ પ્રભુ આજ્ઞા સમજી એમણે ઉદાર દીલે તેમાં સાથ આપ્યો છે અને આજે પણ એજ રીતે સાથ આપી રહ્યા છે અને એમના પત્ની અ. સૌ. લક્ષ્મીબેન જેઓએ નારણભાઇના જીવનમાં જ્યારે પણ દુઃખના દિવસોના આવરણો એમના જીવનને ઘેરી લેતા ત્યારે પત્ની ધર્મ બજાવતાં પોતે ભણેલા ન હોવા છતાં એક સ્ત્રી તરીકે પતિ પ્રત્યેની દરેક ફરજ ન ચૂકતા અને સમજદારીપૂર્વક વ્યવહારીકિતાપૂર્વક પોતાનો ઘરસંસાર ચલાવ્યો છે અને સ્વજનને યા પતિને પણ ઘરના દુઃખની વાતો જાણવા દીધી નથી. આવા પત્ની અને નાનાભાઇના સહકારે એમણે પોતાની સંસાર-નૌકા અનેક સુખદુઃખો વેઠી-ચલાવી અને આજે જીવનના પાછલા વર્ષે કંઇક સુખ અને આનંદના કિનારે લાવ્યા છે. દુઃખ પાછળ સુખ આવે છે એ ન્યાયે અનેક કષ્ટોની-આર્થિક અને સામાજીક સાધના પછી શ્રી નારણભાઇ આજે સુખના દિવસો જોઈ રહ્યા છે. પોતાને પુત્ર ન હોવા છતાં કોઇ જાતની ગ્લાનિ વિના પોતાના ભાઇ ભત્રીજાના બાળકોને આજે પણ પોતાના જ પુત્ર ગણી એ વર્તે છે અને લાડકોડ લડાવે છે. એમને બે પુત્રીઓ છે. પ્રભુએ આજે આર્થિક મુંઝવણોમાંથી એમને ઉગાર્યા છે. સુખના દિવસો છે છતાં કુટુંબ વત્સલ સ્વભાવમાં વ્યવહારિક સ્વભાવ, કે પોતાની રહેણીકરણીમાં જરાએ ફેર નથી. જેઓએ આજથી વીસ પચ્ચીસ વર્ષ પૂર્વે એમના દુઃખી દિવસોમાં એમને જોયા હશે, તેઓ આજે સુખી દિવસોમાં એમને જુએ તો જરાપણ એમની રહેણીકરણી અને સ્વભાવમાં ફેર ન જોઈ શકે. એવું

એકધારું, સાદું નિરભિમાની અને વ્યવહારિક ધાર્મિક વૃત્તિવાળું જીવન આજે તેઓ ગાળી રહ્યા છે. પ્રભુએ એમને લક્ષ્મી આપી છે. એનો સદુપયોગ પણ કરી રહ્યા છે. એમની પાસે કોઈ કારીગર જાય છે પોતાના જીવનની સુખ-દુઃખની વાત કરે છે, ત્યારે પોતે એક કારીગર તરીકે શું સહન કરવું પડ્યું છે તેનો ખ્યાલ કરે છે અને પોતાથી બનતી મદદ કરી તેને હસતે મુખે વિદાય દે છે, કોઇ વિદ્યાર્થી, કોઇ જ્ઞાતિજન કે કોઇ પરજન એમના દ્વારે જ્યારે પણ જરૂર પડે જાય છે તો ખાલી હાથે નથી જતો. કોઇક ને કોઇક મનનું સાંત્વન અને આર્થિક સહાય મેળવીને જ જાય છે. જ્ઞાતિ ઉન્નતિની ભાવના એમને દીલે છે જ્ઞાતિના બાળકોને વિદ્યાભ્યાસ માટે, નિર્ધન રોગીની માવજત માટે એઓ હમેશાં તૈયાર હોય છે. પોતાથી બનતી સહાય કરી, તેને ઉત્તેજન આપે છે. પ્રભુ ! આવા ઉદાર અને નિખાલસ સમાજ ઉપયોગી સજ્જન શ્રી. નારણભાઇને દીર્ઘઆયુ આપો અને જીવનમાં સારાં કામો કરી માનવધર્મ બજાવવાનું કાર્ય કરવા શક્તિ આપો એજ પ્રાર્થના.

ગણદેવી.

મોહનલાલ ઝીણાભાઈ દાણાવાલા

[ગુજરાતની સેવામાં વર્ષો પૂર્વે ગીતાશ્રવણ ધર્યું હતું. ગીતાશ્રવણને અંતે પ્રશ્નાવલિ—ગીતાજીના પ્રત્યેક અધ્યાયના ઉપર પ્રશ્નાવલિ પણ છપાઈ હતી. ગીતામનન એ પ્રશ્નાવલિના જ ઉત્તર રૂપે છે. પ્રભુકૃપાએ, ગીતામનન આ રીતે અહીં પૂરું થતાં, 'ગીતાધ્યાન' અને 'ગીતાદર્શન' પણ ગૂજરાતની સેવામાં ધરવા નમ્ર પ્રયાસ કરવામાં આવશે. ગીતાપ્રેમીઓને ગીતામનન આલ્હાદજનક થઇ પડશે એવી આશા.]



# શ્રી ગીતા મનન

આયુષ્માન્ ભાઈ,

આપનો પત્ર તથા ગીતાજીના પ્રત્યેક અધ્યાયને લગતી પ્રશ્નાવલિ મળ્યાં. આપે લખ્યું છે: કેટલાક સવાલો છેક જ નાસ્તિક જેવા કદાચ લાગશે. પણ હૈયામાં અનિચ્છાએ પણ જે સ્ફુરે જ, તેને દાબી દઈ જાણે સમાધાન થઇ ગયું હોય એવો ઢોંગ કરવો તે કરતાં તો નાસ્તિકતાનો આરોપ વહોરી લેવો એમાં વધારે સત્યનિષ્ઠા છે" આપની આ વૃત્તિ સાથે હું સહમત છું. ધરાએલાને જોઇને ભૂખ્યો પણ જો ઓડકાર ખાઈ પોતે ધરાયો છે એમ બતાવે તેથી તેની ભૂખ ભાંગતી નથી, એવી વૃત્તિ રાખવામાં આત્મવંચના છે. નૈતિક નબળાઇ છે. કદી પણ ભૂલથાપ ન ખાનાર ઇશ્વરને 'ભૂલથાપમાં નાંખવાનો માણસનો વ્યર્થ પ્રયત્ન છે. જ્યાં સુધી હૃદયમાં સ્વાભાવિક, તત્ત્વના નિઃશંક અનુભવમાંથી તત્કાળ પેદા થતું સમાધાન ન પેદા થાય ત્યાં સુધી, જેને સાચી જીજ્ઞાસા ઉપજી છે, તેવા જિજ્ઞાસુના હૃદયમાં, અવાર નવાર શંકાઓ અને પ્રશ્નવૃત્તિ જન્મે જ. એવું જો ન થાય તો તેવા માણસનામાં તત્ત્વને અનુભવવા માટે સંવેગ નથી, તીવ્ર તમન્ના નથી. ઊંડે ઊંડે પણ તત્ત્વજ્ઞાન એ એક વિનોદનો જ વિષય છે એવી મોહથી વીંધાએલી વૃત્તિ છે, એમ સિધ્ધ થાય. આથી સાચા જિજ્ઞાસુના પ્રશ્નો અને શંકાઓ નાસ્તિકતાને સમર્થિત કરતા નથી. ઉલટું, હૃદયના ઊંડાણમાં યુગોથી દબાઈ રહેલી

આસ્તિકતાનો એ ઉપર આવવાનો સળવળાટ સમજવો. એ સળવળાટમાં સત્યના પ્રાકટ્યની પૂર્વભૂમિકા સમજવી. વળી તત્ત્વજ્ઞાન એટલું નબળું નથી કે તે પ્રશ્નો અને શંકાઓની ઝડીઓના આઘાતથી ધવાઇ જાય. તત્ત્વજ્ઞાન જો તત્ત્વજ્ઞાન જ છે તો તે, પ્રશ્નો અને શંકાઓનાં જગમાં જબરાં આક્રમણને સહેલાઇથી શમાવી શકે છે. દીવાની જ્યોતિ જો જ્યોતિ જ છે તો પછી જગતજૂના અંધારથી એ ન જ ડરે. પ્રાચીનમાં પ્રાચીન, કાળામાં કાળાં, ભયાનકમાં ભયાનક, દર્શનરોધકમા દર્શનરોધક, હઠીલામા હઠીલા, અંધારાંને એ ભગાડે જ. વળી ઇશ્વર સર્વવ્યાપી હોવાથી કોઇ નાસ્તિક હોઈ શકતું નથી સિધ્ધ વસ્તુને કોઇ ટાળી શકતું નથી. સત્યને સ્વીકારો કે ન સ્વીકારો તે તો રહેવાનું જ. કેમકે કોઇના સ્વીકાર-અસ્વીકાર ઉપર તેના પોતાના—સત્યના અસ્તિત્વનો આધાર જ નથી. એ તો સ્વયંસિધ્ધ છે. આથી અમુક નાસ્તિક છે એવી સમજ રાખવી અને તેનો પ્રચાર કરવો એ ઓછા ડાહ્યા માણસનું ઓછું શાણપણ છે. આથી તત્ત્વનો જાણકાર તો યમદેવની માફક પોતાને પ્રશ્ન પૂછનારને ઉત્તેજન આપતાં સહર્ષ કહેશે કે "त्वादृङ्, नो भूयात् नचिकेतः ! प्रष्टा—" હે નચિકેતા! તારા જેવા અમને પૂછનાર હજો યોગ્ય પ્રશ્નોદ્વારા ઉપજેલી શંકાઓને યોગ્ય ઉત્તરોદ્વારા શમાવવી અને એ રીતે હૃદયને સમાધાન આપવું એ જ તો મનન છે

પ્રશ્નોત્તરમાં મનન ક્યાં છૂપાયું છે તે પણ સ્હેજ બતાવું શ્રવણ પછીનું પગથીયું છે તે મનન. શ્રવણમાં સાંભળવા યોગ્ય તત્ત્વનું, જિજ્ઞાસુ હૃદયે, કેવળ શબ્દ અને અર્થની દૃષ્ટિએ શ્રવણ જ આવે છે. સાંભળવા યોગ્યને સાંભળ્યા બાદ મન તેના ઉપર અનેક પ્રકારના તર્ક વિતર્કો કરે છે, કેમકે એક વસ્તુનુ યથાર્થજ્ઞાન થતાં પહેલાં તેના વિષે જેટલા વિકલ્પો ઉઠતા હોય તેટલા બધાનું નિરાકરણ કર્યા સિવાય યથાર્થ જ્ઞાન સુસ્થિર થતું નથી. એક વસ્તુને જોવાની અનેક દૃષ્ટિઓ હોઈ શકે છે. તે તમામ દૃષ્ટિઓ દ્વારા તે વસ્તુને લગતી અને વસ્તુને અધીન, સાચી અને અબાધિત દૃષ્ટિ કઇ છે તે નક્કી કરવી રહી આ વસ્તુને લગતી અને વસ્તુને અધીન દૃષ્ટિને નક્કી કરવાની પ્રક્રિયા એટલે જ મનન છે. પહેલી દૃષ્ટિએ જોતાં વસ્તુની તરફેણમાં અને તેની વિરુદ્ધમાં અનેક હકીકતો દેખા દે છે. તે પૈકી વસ્તુની તરફેણવાળી હકીકતનો માનસિક સંચય અને વસ્તુની વિરુધ્ધ જતી હકીકતોનો, માનસિક, ન્યાયપૂર્વકનો ત્યાગ જિજ્ઞાસુએ કરવો જ રહ્યો. આ માનસિક, ન્યાયપૂર્વક, વસ્તુની તરફેણમાં-આવતી બીનાઓનો સ્વીકાર અને વિરુધ્ધ જતી બીનાઓનો ત્યાગ એટલે જ મનન છે. પ્રશ્નદ્વારા વસ્તુને લગતી પણ વસ્તુથી વિરુધ્ધ

ખીના પ્રકટ થાય છે. ઉત્તર તે વિરુદ્ધ ખીનાનું નિરાકરણ આપી વસ્તુને અધીન અને અનુકૂળ ખીનાનો રદીઓ આપે છે અને એ રીતે વસ્તુને લગતા અબાધિત જ્ઞાનને માટેની ભૂમિકા રચી દે છે. આપણી સામે રહેલી સૃષ્ટિ એ કાર્ય છે. કેમકે એનામાં કાર્યના ધર્મો પ્રતીત થાય છે. કાર્યનું કારણ હોવું જોઈએ. આથી સૃષ્ટિનું પણ કારણ હોવું જ જોઇએ. પ્રશ્ન થાય કે સૃષ્ટિનું કારણ શું હશે? સ્વભાવથી જ સૃષ્ટિ પેદા થતી હશે? કે પછી પ્રકૃતિ સૃષ્ટિનું કારણ હશે? કે પ્રકૃતિથી પણ કોઇ બીજું જ સૃષ્ટિનું કારણ હશે? સૃષ્ટિના કારણ તરીકે શૂન્યથી માંડીને તે પ્રકૃતિ સુધીના બધાય કારણો આવીને મન આગળ ખડાં થાય છે. બુદ્ધિપૂર્વક, આ બધાં કારણો ન હોઇ શકે, એ બધાંથી એનું કારણ કોઈ જૂદું જ છે અને અમુક જ કારણ હોઇ શકે છે એવો, વિકલ્પોને દૂર કરી, સાચાં કારણને વળગનારો જે નિશ્ચય તે મનન છે. આથી પ્રશ્નના આકારથી અમુક આસ્તિક છે કે નાસ્તિક છે એવો પૂર્વગ્રહ બાંધી લેવો જરૂરી નથી. આ કારણે તમારે સ્હેજે મુંઝાવવાની જરૂર નથી. આટલા પ્રસ્તાવ પછી આપના પ્રશ્નોના ઉત્તર ઉપર આવીશ.

**પ્રશ્ન:** ૧:-લડાઇનું ઉગ્ર વાતાવરણ જ્યારે ચોમેર ફેલાયું હતું ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માને માટે ગીતાજીનો અતિ પ્રશાન્ત ચિત્તે સાંભળવા યોગ્ય ઉપદેશ આપવો અને અર્જુનને માટે તે ઝીલવો શક્ય હતો કે કેમ?

— જે દૃષ્ટિબિંદુથી વ્યાસ ભગવાને મહાભારતને જગત આગળ ધર્યું છે તે દૃષ્ટિબિંદુ જો લક્ષ્યમાં આવે તો આ પ્રશ્ન ટળી જાય. મહાભારત એ કેવળ ઐતિહાસિક ગ્રંથ જ નથી. ઇતિહાસનાં મહાન પાત્રોને આધાર તરીકે લઈને, તેમના દ્વારા, મહર્ષિ વ્યાસજીએ, એક મહાન પ્રજાના આંતર જીવનના જટિલ પ્રશ્નોને હંમેશને માટે ઉકેલવાનો મહાભારતમાં પ્રયત્ન કર્યો છે. આથી ઐતિહાસિક ખીનાઓ એમાં અગત્યની નથી. એ બીનાઓને-પીઠ તરીકે સ્વીકારી તે દ્વારા પ્રકટતું જીવનનું દર્શન એ મહત્વની ચીજ છે. આથી કુરુક્ષેત્રનો ભારતીય મહાસંગ્રામ એતો ફક્ત સ્થૂલ નિમિત્ત માત્ર છે. પાંડવો અને કૌરવોને આગળ કરીને વ્યાસજીએ માનવ હૃદયમાં ચાલતા દૈવી અને આસુરી ભાવોના સનાતન સંગ્રામનો ચિતાર અને રદિયો આપવા ગીતાજીમાં પ્રયત્ન કર્યો છે. આ મહત્વની દૃષ્ટિ જો આપ ધ્યાનમાં રાખશો તો પછી આ પ્રશ્ન એ પ્રશ્ન નહીં રહે.

વળી શ્રીકૃષ્ણ જો પરમાત્મા જ છે તો તેને માટે કશું અશક્ય નથી કેમકે પરમાત્મા અમુક ન કરી શકે એવું જો તે પરમાત્મા જ છે તો

સંભવતું નથી. અને ગીતાના કૃષ્ણજી તો પરમાત્મા સિવાય બીજું કશું હોઈ શકતું નથી. ગીતાજીના અનેક શ્લોકો આ વાતનાં સાક્ષી છે. દા. ત. **યોગ ક્ષેમં વહામ્યહં**—આ પ્રતિજ્ઞા પરમાત્મા સિવાય બીજું કોઇ કરી ન શકે અને પાળી પણ ન શકે.

આ ઉપરાંત આ ધર્મપ્રધાન સંગ્રામ હતો. અને ધર્મપ્રધાન સંગ્રામમાં, શ્રીકૃષ્ણ પરમાત્મા આ જાતનો ઉપદેશ આપે અને અર્જુન તે ઝીલે એવી શકયતાનો ઇનકાર ન થઇ શકે.

વળી ગીતાજી જે શીખવવા માગે છે તે જ શીખવાની જો વૃત્તિ હોય તો પછી ગીતા કેવા વાતાવરણમાં સ્ફુરી–વગેરે પ્રશ્નો કેવળ ગૌણ બની જાય છે કોઇ પણ ગ્રન્થમયના બહિરંગણ પરીક્ષણ ઉપર મૂકાતો વધારે પડતો ભાર એ બહિર્મુખ યુગની આત્મવંચક, અને પરિણામે આત્મઘાતક મનોદશા છે. ગણત્રીબાજ અને કુશળ માણસ આંબાવાડીમાં જઈ આંબાનાં ડાળપાદડાં ગણવામા નકામો વખત ન ગુમાવે. કેરી અને તેની અંદર રહેલો રસ જ તેની નજરનું એક માત્ર લક્ષ્ય રહે છે.

આ બધી નિમનો વિચારતાં જે વાતાવરણમાં ગીતાજીનું સ્ફુરણ થયું તે વાતાવરણ અતિ યોગ્ય હતું એટલું જ નહીં પણ એ સિવાયનું વાતાવરણ હોત તો કદાચ ગીતાજીની સ્ફુર્તિ માટે યોગ્યતમ પ્રસંગ વ્યાસજીને ન સાંપડયો હોત

પ્રશ્ન ૨:—ધૃતરાષ્ટ્ર તો જાણતા જ હતા કે કૌરવપાંડવોનું કુરૂક્ષેત્રમાં મિલન લડાઈને માટે જ હતું તો પછી "મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું?"—એ પ્રશ્ન કેમ કર્યો?

ધૃતરાષ્ટ્ર પુત્રપ્રેમમાં અંધ હતા. તેના વિવેકનેત્ર ઉપર ગાઢ પડળ આવી ગયાં હતા. છતાં તે છેક અનાર્ય ન હતા. અંતરથી તેને આ કુટુંબ કલેશ અને તેમાંથી ઉદ્ભવેલી લડાઈ પસંદ ન હતાં. લોભને એ અટકાવી શકયા ન હતા. છતાં તેનું અતર આ કલેશથી નારાજ તો હતું જ. છેલ્લી પળે પણ જાણે કાંઈ એવું બને કે જેથી આ સંગ્રામ અટકે અને પિતરાઈ એમાં સમાધાન થાય એવી એની આંતરવૃત્તિ હતી. એટલે ડૂબતો જેમ તણખલાંને પણ વળગે તેમ ધૃતરાષ્ટ્ર છેલ્લી ક્ષણે પણ એવી આશા સેવે છે કે જાણે આ કુલનાશક યુદ્ધ અટકી જાય! આ મનોદશાનું સૂચક પદ "**ધર્મક્ષેત્ર**" છે. કુરૂક્ષેત્ર ધર્મક્ષેત્ર છે. અને એ ધર્મક્ષેત્ર હોઇને પાવનભૂમિ

છે. વખત છે ને એ પાવનભૂમિના પ્રતાપે પિતરાઇઓની બુદ્ધિમાં, નિશ્ચયમાં અણધાર્યો પલટો આવે અને છેક છેલ્લી પળે પણ આ ખતરનાક લડાઈ અટકી જાય! આવી તેના અંતરમાં સંભાવના થયેલ હોઇને આ પ્રશ્ન ઉચિત છે.

**પ્રશ્નઃ ૩ઃ**–દ્રોણાચાર્યને પોતાનાં અને પાંડવોનાં સૈન્યને બતાવવા પાછળ દુર્યોધનનો શો આશય હતો?

દ્રોણાચાર્યને પોતાનાં અને પાંડવોનાં સૈન્ય–બતાવતો દુર્યોધન એક કુશળ રાજનીતિજ્ઞ પુરુષ તરીકે જણાઇ આવે છે. દરેક રાજનીતિમાં કુશળ પુરુષ આવા પ્રસંગે પોતાનાને ઉત્સાહ આપતો હોવો ઘટે. સામાના કરતાં પોતે સૌ રીતે શ્રેષ્ઠ છે એમ સિધ્ધ કરી આત્મવિશ્વાસને દૃઢ કરતો હોવો જોઈએ. અને તે ઉપરાંત આગળ પાછળના કેટલાક એવા પ્રસંગોને તે સ્પર્શતો હોવો જોઈએ કે જેથી સામાના ઉપર પ્રહાર કરવાની પોતાનાંને તમન્ના જાગે. દુર્યોધન પોતાના સરસેનાપતિને સૈન્ય બતાવતી વેળા આ બધાય આશયોને સિધ્ધ કરે છે. પોતાના સૈનિકોને એ પાણી ચઢાવે છે. આત્મવિશ્વાસને દૃઢ કરે છે. **"व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता—"** આમ કહી દ્રોણાચાર્ય અને દ્રુપદની વચ્ચેનુ પૂર્વવૈરનું સ્મરણ કરાવી દ્રોણાચાર્યની પ્રસુપ્ત વૈરભાવનાને ઉશ્કેરે છે. વળી પોતાનું બળ અને સાધન પાંડવોથી ચડીઆતું છે એમ બતાવતો છતા દુર્યોધન પ્રતિપક્ષના બળની જરાય ઓછી કિંમત નથી આંકતો–એટલુ જ નહીં. સામા પક્ષનું બળ યોગ્ય રીતે માપીને પોતાના સૈન્યને ગાફેલ ન રહેવાનું અને ભીષ્મપિતામહનું ચોમેરથી રક્ષણ કરવાનું તે સૂચવે છે. આમ એક કાંકરે દુર્યોધન અનેક દુષ્ટ પંખીઓને મારે છે.

**પ્રશ્ન ૪ઃ**–બન્ને સેનાનીવચ્ચે પોતાનો રથ સ્થાપવા ભગવાનને અર્જુને શા માટે કહ્યુ? શું તે જાણતો ન હતો કે કૌરવ સૈન્યમાં તેને કોની કોની સાથે લડવાનું છે?

પોતાને કોની સાથે લડવાનું છે તે અર્જુન ન જાણતો હોય એમ કેમ બની શકે? જરૂર તે જાણતો જ હતો. પરંતુ જ્યારે તે ભગવાનને બન્ને લશ્કરોની વચ્ચે પોતાનો રથ ઉભો રાખવા કહે છે ત્યારે ગીતાના શ્રવણ પહેલાનું તેનું અક્કડ માનસ તે રજૂ કરે છે. એની એ અક્કડતા જરૂરી હતી, સૂરજના તાપમાં બરફની માફક એ અક્કડતા આગળ ઉપર પીગળી જવાની છે. વિશ્વરૂપના દર્શનથી પાણી પાણી થઇ ગયેલો અર્જુન જે સોહામણો

લાગે છે, તેનું કારણ આ અક્રૂરતા છે. આ અત્યુત્તમ અક્રૂરતાની વિરોધી ભાવ પૂર્ણ નમ્રતા છે. આથી વિશ્વરૂપ દર્શને નરમઘેંસ થઈ ગયેલા અર્જુનના દર્શનમાં જે કાવ્ય છે તેનો આસ્વાદ લેવા આ અક્રૂરતાનું પ્રદર્શન પૂર્વભૂમિકામાં જરૂરી છે.

વળી કુશળ સેનાનાયક માટે પોતાના અને પારકાના સૈન્યનું બળ માપી લેવું જરૂરી છે. આગળીઆ કરવા ક્વચિત્ આવશ્યક હોય, હંમેશાં નહીં. આથી અર્જુન પોતાને કોની સાથે રણમાં ઝઝૂમવાનું છે એ જો પહેલેથી જ જાણી લેવા ઇચ્છતો હોય તો તે ઉચિત જ છે.

પ્રશ્ન ૫:–અર્જુન તો પહેલેથી જ જાણતો હોવો જોઈએ કે આ યુદ્ધ એ તો પિતરાઈઓની વચ્ચે જ છે, સગા વહાલાઓની વચ્ચે જ છે. તો પછી આજ પ્રસંગે તેનું હૈયું ભારે ખેદથી કેમ ઉભરાયું ? તેને ગમગીની આવવાનું ચોક્કસ કારણ શું ?

અર્જુન જાણતો તો હતો જ કે આ લડાઈ ભાઈ ભાઈની વચ્ચે જ છે. છતાં આજ સુધી કદી નહી ને આજે જ એને ખેદ થઈ આવવાનું ચોક્કસ કારણ છે. આજ સુધી પણ કૌરવ અને પાંડવો વચ્ચે અવારનવાર છમકલાં તો થયાં જ કરતાં હતાં. પણ તે બધામાં પોતાના કુલનો અને સ્વજનોના પૂર્ણનાશનો આવો ભાવિ સમગ્ર અને ભયંકર ચિતાર તેને જણાયો ન હતો. આ વખતે તો એક જ જગ્યાએ તેણે સમસ્ત કુળને કાળનો કોળીઓ થઈ જવા તત્પર જોયું બીજ પણ બાકી રહ્યું ન હતું. આજ પહેલાં કુલનાશમાં તૂટકતા જણાતી હતી. આજે એકી વખતે સંપૂર્ણ નાશનો પ્રસંગ તેની મનોનજર સમક્ષ ખડો થયો. જેની સાથે જીવનભર લીલીસૂકી અનુભવી, ધૂપછાંવમાંથી પસાર થયા તેનો પલકમાં સંહાર થવાનો અને તે પણ પોતાના નિમિત્તે એ ખ્યાલે અર્જુનનું આર્ય હૃદય જો ખેદયુક્ત થાય તો તો કેવળ માનવસુલભ દર્શન છે. અર્જુન અનાડી તો હતો જ નહી. વળી આ બધાંની પાછળ લોભ પણ એક પ્રેરક હેતુ હતો. લોભને તેની દાનવી સંતતિ સાથે છૂટો થયેલો અને કેર પ્રવર્તાવતો જોઈને અર્જુનના સાત્ત્વિક હૃદયને આંચકો લાગે એ સમજાય એવી ચીજ છે. ધર્મ અને ન્યાય અર્જુનના પક્ષે હતાં છતાં ધર્મ અને ન્યાયનું પ્રસ્થાપન અને સમર્થન તો સંહાર દ્વારા જ ને! અને સંહાર પણ કોનો!–સ્વકીયોનો જ. આથી આજ સુધી તો નહીં પણ આજે આવો સમગ્રપણે, પોતાની જ નજર સામે પોતાને જ હાથે થવા સર્જિત જે ભાવિ દારુણ સંહાર તેનું માનસ દર્શન

માત્રે અર્જુન ગમગીન થઈ જાય તો તેનો વાંક કોણ કાઢી શકે? અર્જુનની ગમગીનીનો કઠોર કર્તવ્યનિષ્ઠા અને અક્રૂર ન્યાયી વિચારસરણિ આગળ બચાવ ન થઈ શકે એ જૂદી વાત છે.' પણ અર્જુનનું જેવું હૃદય હતું તેવા હૃદયવાળાને તો આવા પ્રસંગે ગમગીની થાય જ.

**પ્રશ્ન ૬:**–કૌરવો વગેરે સ્વજનોને ન મારવા ઘટે–આવા અર્જુનના નિર્ણય–પાછળની મનોદશા કઇ હતી?

સ્વજનોના વધમાં અર્જુને અનેક અમંગળો છૂપાયેલા જોયાં. તેમાં તેને કલ્યાણ ન દેખાયું અને મનને ભમાવે એવાં અપશુકનો જેમા હોય, જેમાં સ્હેજે મંગળ ન દેખાતું હોય તે કર્તવ્ય તરીકે કેમ સ્વીકારાય? લડાઇને અંતે કદાચ વિજય મળે, વિજયમાંથી સામ્રાજ્યદ્વારા ઐહિક સુખનાં સાધનો પ્રાપ્ત થાય પણ તે બધું અર્જુનને ખપતુ નથી. કેમકે એ રાજ્ય અને એ ભોગ અરે! એ જીવતર પણ મેલા, હિંસાત્મક ઉપાયથી મળે છે ને? મેલા ઉપાયોથી મળતી સિદ્ધિ એ સિધ્ધિ જ નથી. સિધ્ધિનો આભાસ છે. અર્જુન પોતાને માટે ભલે રાજ્ય કે ભોગ વગેરે ન સ્વીકારે પણ પોતાના ભાઈભાંડુને માટે તો તેણે તે મેળવવા રહ્યાં–આવો કદાચ કોઇ પૂર્વપક્ષ કરે તો તેનો ઉત્તર પણ તેનું હૃદય પહેલેથી જ આપી દે છે જેને માટે આ રૌરવ કેનારો સંગ્રામ છે તે બધાં તો જીવન અને ધનને, કાળના કુંડમાં હોમી દઈને, ઊભાં છે તો પછી આ બધું કોને માટે? વળી જે પૂજાને પાત્ર છે તેમને જ મારવાના? શિવ! શિવ! કદાચ કોઈ અર્જુન સમક્ષ એમ પણ દલીલ કરે કે આતતાયીઓને મારવામાં પાપ જ નથી અને કૌરવો તો આતતાયી છે. તો અર્જુન એમ મચક આપે એમ નથી. તેનું હૃદય એમ કબૂલે છે કે ભલે આનતાયીનો વધ શાસ્ત્રસંમત હોય. પણ કૌરવો કેવળ આતતાયી જ નથી. સ્વજનો પણ છે. આતતાયીને મરાય. -સ્વજનોને કેવી રીતે? આથી સ્વજનવધ તેને સુખકારક લાગતો નથી. વળી કૌરવોનું તો આખું જીવન જ અંધાપાને વરેલું હતું. વિવેક સાથે તેમણે પહેલેથી જ છૂટાછેડા કર્યા હતા. આથી કૌરવો જો કુલક્ષયનો દોષ અને મિત્રદ્રોહનું પાપ ન જોઈ શકે તો તે તેમને છાજે કેમકે તે તેમનું કુલવ્રત ગણાય! છીનાર જ હોય તેની છીનાર વૃત્તિને તો સંન્યાસી પણ દયાનો માર્યો માફ કરે! પણ સંન્યાસી જો છીનાર વૃત્તિને વરે તો તેને તો છીનાર પણ માફ ન કરે. પાંડવો અને કૌરવો વચ્ચે આ જ તો તફાવત છે. અર્જુનની દલીલ છે કે પાંડવો આંધળા નથી, વિવેકી છે–એવી તેમની પ્રતિષ્ઠા છે. એ પ્રતિષ્ઠાને ચાલુ રાખવા પુરતું પણ તેમનાથી તો ન લડાય. તેમનાથી પાપ ન થાય! આખી દુનિયા ભલે જૂઠું બોલે પણ ગાંધીજીથી તો ન જ બોલાય! આ છે અર્જુનની મનોદશા.

**પ્રશ્ન ૯ –કુલક્ષયથી પેદા થતા જે જે દોષો અર્જુને જોયા તે કયા કયા? એ દોષો સત્ય બીના છે કે હેબતાઈ ગયેલા અર્જુનની કેવળ ભ્રાન્તિ જ છે?**

અર્જુને જે જે દોષો કુલક્ષયમા જોયા તે ભ્રાન્તિ નથી  તે સત્ય છે જે કલ્પના વાસ્તવિકતાથી વેગળી હોય તેમા ભ્રાન્તિ હોય પણ જે વસ્તુને વફાદાર હોય તેમા ભ્રાન્તિ ન સભવે  કુલના નાશ સાથે જે દોષની પરપરા અર્જુને મનોનેત્રથી જોઇ છે તે વસ્તુથી વેગળી નથી  આથી તે સત્ય છે પહેલા તો કુલક્ષય એટલે શુ તે જાણી લેવુ રહ્યુ  કુલક્ષય એટલે કુલના જે પરપરાગત આચારવિચારો તે આચારવિચારોના જાણકાર પુરુષોનો નાશ સમાજની વ્યવસ્થા એવી છે કે એમા પ્રત્યેક કુટુબ એ એક મહાશાળાની ગરજ સારે છે  કુટુબના વડિલો પોતાના કુટુબમા વશપરપરાથી ચાલી આવતા રીતરિવાજો પોતાના વડિલો પાસેથી જાણે છે, અને વખત આવ્યે પોતાની ભાવિ પેઢીઓને તે વારસામા આપે છે  આમ જાતીય જીવનની સાસ્કારિક એકતા પેઢી દર પેઢી જળવાઈ રહે છે  એક સમસ્ત સસ્કારી જાતિના એકમ સમા આ કુલના આચાર વિચારોનુ શિક્ષણ નિશાળમા મળતુ નથી  એને માટે તો કુટુબ જ શાળાની ગરજ સારે છે  આ કુટુબશાળાના વડિલો જો નાશ પામે તો  પછી તેના બાળકો આ મહત્વના કૌટુબિક શિક્ષણથી વચિત રહે  આનુવશિક અને જાતિના સસ્કાર ધનના પોષક અને વર્ધક એવા આ શિક્ષણથી વેગળે રહેલા બાળકો કૌટુબિક અને જાતીય આચારવિચારની શિષ્ટ પ્રણાલીઓથી અણભેટયા રહેતા હોવાથી સભવ છે કે મોટા થઇને સ્વદેશમા જ પરદેશી થાય  સ્વધર્મમા જ પરધર્મી થાય  કેમકે તેમની પાસે રોજીદા જીવનના નિયામક પરપરાપ્રાપ્ત આચારવિચારોનુ નીરોગી અને પોષક વાતાવરણ હોતુ નથી  આથી તેઓ આડા ફાટે અને અધર્મ તરફ વળે એ ખૂબ જ સભવિત છે  વડીલોનુ  સસ્કાર ધન વારસામા ન મળતુ હોવાથી અને તે અરસામા વિવેકબુધ્ધિ ખીલી હોવાથી, આડે માર્ગે જો એક કુટુબ વળી જાય તો તે સ્વાભાવિક છે  આડે રસ્તે જનારા કુટુબમા સૌથી પહેલા તો કુલીન સ્ત્રીત્વની હાનિ થાય છે  અને જે જાતિનુ સ્ત્રીત્વ દૂષિત થાય તે જાતિનુ અધઃપતન ચોક્કસપણે થાય છે  એવો નિયમ છે કેમકે સ્ત્રી તો માતા—એટલે કે પ્રજાની નિર્માતા છે  એક વખત સ્ત્રીત્વના ઉચ્ચ અશોનુ પતન થાય એટલે વર્ણ વિચાર અને આચરણો સકર અનિવાર્ય બને છે  અને સકરતા એ સિદ્ધિ નથી  પતન છે

વળી એક વખત વર્ણ અને સંસ્કારોની સંકરતા પ્રસરે, વિશુધ્ધ જીવનનું ધોરણ અદ્રશ્ય થાય અને વિવેકરહિત રીતિરીવાજોનું આચરણ થાય એટલે એ બધાંનું પરિણામ નરક જ આવે. નરક એટલે ગંદી જગ્યા અને આખું જીવન જ જ્યાં ગંદુ થઈ જાય, દુર્ગતિ અને અધઃપતનથી ભરપૂર થાય ત્યાં નરક કોઈ ગંદુ સ્થાન વિશેષ છે એ કલ્પના જ ગૌણ બની જાય છે. દુર્ગંત જીવન જ મહાનર્ક છે.

આ ઉપરાંત વર્ણસંકર પ્રજાના પિતરો પડે છે. તેમને ખાવાપીવાનુ પણ પ્રેમથી કે માનપૂર્વક મળતું નથી એ તો સિધ્ધ બીના છે. પિતરો એટલે સ્વર્ગસ્થ જ એવો અર્થ નથી. જીવતાં, અપંગ અને વૃધ્ધાવસ્થાને લઈને બધી રીતે નકામાં થઈ ગયેલા કુલના વૃધ્ધ સ્ત્રીપુરુષોનું બાકીનું જીવન વર્ણસંકર પ્રજાના હાથમાં નિર્ભય નથી હોતું. લોહીનો ભાદ, પરંપરાનો સંબંધ ન હોવાથી, એવા પિતરો માટે વર્ણસંકર પ્રજાને હૈયાની લાગણી કે ભાવ પણ હોતો નથી. અને લાગણી કે ભાવ વગરનુ આપેલું અન્નદાન કે જલદાન ન ભાવે તો તે સમજાય એવી ચીજ છે. ભાવની ભડકી પણ સારી. ભાવ વગરનાં પકવાન પણ વિષાન થાય! આથી પિતરોની ઉત્તરાવસ્થામાં જીવનયાત્રા જો કષ્ટમયી નીવડે તો તે જીવન નરકનું જ બીજું નામ છે! આમ વંશપરંપરાનો લોહીનો સંબંધ ન વહેતો હોવાથી જીવતા વૃધ્ધ પિતરોનું જીવન નરકાગાર બની રહે તો તે આશ્ચર્ય નથી.

વળી એક કુટુંબ એ જાતિનું એકમ છે. ઘણાં એક સરખા આચાર, વિચાર, સંસ્કાર, રીતિરીવાજોવાળાં કુટુંબો મળીને એક જાતિ બને છે. આથી કુટુંબને લાગેલો આ દોષ સરવાળે જાતિને પણ સ્પર્શે અને પરિણામે સનાતન જાતિના ધર્મો પણ ઉખડી જાય છે. આથી જે કુટુંબના આનુવંશિક આચાર વિચારના ધર્મો નાબૂદ થાય છે તેના સભ્યોનો જીવતાં નરકમાં નિવાસ થાય છે એમ જ્યારે અર્જુન કહે છે ત્યારે તે એક હકીકતનુ જ વર્ણન કરે છે. *અને આથી અર્જુનની આ ભ્રાન્તિ કેમ કહેવાય? મૂળમાં આ વાત સત્ય છે.*

**પ્રશ્ન ૮:**—"કુળમાં કોઈ બાકી ન રહે તેના પિતરો પડે છે"—આ સાચું છે? પુત્રોના પિંડ ઉપર જ પિતરો જીવે છે? શંકા તો એ છે કે પિતરો મર્યા બાદ પણ પુત્રોના પિંડો માટે રાહ જોઈને બેસી રહે છે કે પછી પિતરો અને શ્રાધ્ધ તર્પણને બહાને એક મોટી પ્રજા વંચના જ હિંદુઓએ ઉભી કરી છે અને પોષી છે?

કુળનો વિચ્છેદ થઈ જાય તો બાકી રહેલા જીવતા પિતરો દુઃખી થાય એ સમજાય એવી વાત છે. વળી પુત્રોના પિંડ ઉપર જ પિતરો જીવે છે:-આ કલ્પનામાં રહેલી ભ્રમણાની કલ્પના અને કદર કરી શકાય એવી છે. બાકી દરેક જીવ પોતાના જ કર્મો પર જીવે છે એ મૂળ સત્ય છે. પણ પિતરોને બદલે જો પુત્રોને સત્કર્મ કરવાની તક મળતી હોય તો તે સ્વાર્થે પણ જતી કરવી યોગ્ય નથી. ને ઉપરાંત આત્માના અમરત્વમાં માનતી પ્રજાને માટે પિતરોનું અસ્તિત્વ નવી કલ્પના જ નથી. પણ એક મહા સત્ય છે. અને વળી આત્મા વાસનારહિત ન થાય ત્યાં સુધી પોતાના મહિમામાં રાચતો નથી. એવું માનવું મરણ પછી પણ આત્મા રહે છે એમ માનતી પ્રજાને માટે સ્વાભાવિક છે અને આત્મા જો મરણ બાદ પણ રહે છે એવું ન્યાયયુક્ત રીતે સિધ્ધ થાય તો પછી પિતરોને ઉદ્દેશીને પિંડ દેતા પુત્રને તે મૂર્ખ છે એમ ન કહી શકાય. કેમકે તે તો તેના પિતરો છે અને તેમને આપેલી શ્રધ્ધાંજલિ તેમને પહોંચે છે એમ માનીને વર્તે છે. વળી જે વર્ણસંકર છે તેને ભાવનાનું સૌંદર્ય ન સમજાય તો તે તેનો વાંક નથી. પિતાપુત્રના ગૂઢ પ્રેમસંબંધની કોમળ લાગણી કેટલી રેશમી હોઈ શકે છે તેનો તેવાને ખ્યાલ પણ ન આવે. આ ઉપરાંત શ્રાધ્ધ-તર્પણ વગેરેમાં આજકાલની પ્રચલિત સ્મારકની ભાવના પણ જોવી રહી. પ્રસિધ્ધ પુરુષનું પ્રજા જો મર્યા બાદ પૂતળું મૂકે તો સામાન્ય માણસના મરણ બાદ તેના પુત્રો તેને પ્રેમથી જળ

તો પાણી અને દર્ભથી પણ ચલાવી શકાય એમ છે. એટલે સમસ્ત પ્રજાને પહોંચી વળે એવા અને છતાં ભાવનાની જ જેમાં પ્રધાનતા છે એવા ઉપાયો સમાજ વિધાતાએ શોધવા રહ્યા. અહીં તેની શોધ છે. આથી હિંદુઓએ આ એક પ્રજાવંચના ઉભી કરી છે એમ કહેવું કે એવો પ્રચાર કરવો એ નાદાની નહીં તો યે બુદ્ધિની મંદતા તો ગણાય.

**પ્રશ્ન ૯:**—જેના કુળધર્મો નાશ પામે છે તેમનો નરકમાં વાસ થાય છે એમ અર્જુન કહે છે તો એ નરક શું છે?

નરકની આપણી પ્રચલિત કલ્પના ખૂબ જ ભયંકર છે. પુરાણોએ એવાં અઠ્ઠાવીશ નરકોની કલ્પના કરી છે. તેનાં વર્ણનો પણ આપ્યા છે. પાપની પ્રબળ વૃત્તિને અટકાવવાનો આ એક ઉપાય આપણા વડવાઓને સૂઝ્યો હતો. ભયની સાહજિક વૃત્તિનો લાભ ઉઠાવીને જનતાને બને તેટલી પાપથી વિમુખ રાખવા માટે, સ્વચ્છ વિચારની દૃષ્ટિએ અયોગ્ય ગણી શકાય એવી, આ કલ્પનાની પાછળનો આશય, શુભ ગણાય! પણ આજના યુગને આ વિચાર શોભા આપે એવો નથી. ભયની લાગણીનો આ જાતનો લાભ ઉઠાવવાની વૃત્તિ કરતાં તો જનસમાજ સમક્ષ જ્ઞાનનાં દ્વારો ખુલ્લાં મૂકાય, પ્રત્યેક જીવને કેળવણી મળે અને પાપ એ કાર્ય નથી પણ પુણ્ય જ કાર્ય છે એવી ભાવનાનું ગળથૂંથીમાંથી જ સિંચન થાય અને એ રીતે ભયથી નહીં પણ વિવેકથી જ પાપવિમુખ કરવાના ઉપાયો શોધાય એ ઇષ્ટ છે. તેમાં આપણી પ્રગતિ છે. બાકી નરકનાં ભયંકર ચિત્રો સમાજ સમક્ષ રજૂ કરી, સમાજને કાયર ભયની મનોદશામાં રાખી રીબાવવો એ અયોગ્ય છે. અને છતાં નરક જેવી ચીજ સમજી શકાય એમ છે. નરકનો મૂળ અર્થ દુર્ગતિ થાય છે. અને દુર્ગતિની યાતના તો માણસ માણસ હોવાથી જ ભોગવવા તૈયાર ન હોવો ઘટે. જીવતાં પરમાનન્દ ભોગવવાનો મૂકીને જે અધઃપતનમાંથી પેદા થતી યાતનાઓને ભોગવે તેની અદેખાઈ ન થાય! અર્જુન જે નરકની કલ્પના કરી રહ્યો છે તે પેલાં કુંભીપાક વગેરે નરકો નથી. એ તો જીવતાં *જીવત જે દુર્દશા ભોગવવી પડે અને તેમાં પણ હાથે કરીને તે દુર્દશાને* નોતરવામાં આવે તેનો ખરખરો કરે છે. અને નરકની આવી કલ્પના તો કુદરતી છે.

**પ્રશ્ન ૧૦:**—સગાં વહાલાંઓનાં લોહી રેડીને રાજ્યભોગ મળે અને તેની અર્જુનને ઊબ આવે એમાં ખોટું શું? અર્જુન શોક ન કરે તો શું તે વેળા હર્ષનૃત્ય કરે?

કુળનો વિચ્છેદ થઈ જાય તો બાકી રહેલા જીવતા પિતરો દુ:ખી થાય એ સમજાય એવી વાત છે વળી પુત્રોના પિંડ ઉપર જ પિતરો જીવે છે-આ પ્રશ્નમાં રહેતી નરકની કલ્પના અને દૂર કરી શકાય એવી છે. બાકી દરેક જીવ પોતાના જ કર્મો પર જીવે છે એ મૂળ સત્ય છે. પણ પિતરોને બહાને જો પુત્રોને સત્કર્મ કરવાની તક મળતી હોય તો તે સ્વાર્થે પણ જતી કરવી યોગ્ય નથી તે ઉપરાંત આત્માના અમરત્વમાં માનતી પ્રજાને માટે પિતરોનુ અસ્તિત્વ નરી કલ્પના જ નથી પણ એક મહા સત્ય છે. અને વળી આત્મા વાસનારહિત ન થાય ત્યાં સુધી પોતાના મહિમામાં રાચતો નથી. એવુ માનવુ મરણ પછી પણ આત્મા રહે છે એમ માનતી પ્રજાને માટે સ્વાભાવિક છે અને આત્મા જો મરણ બાદ પણ રહે છે એવુ ન્યાયયુક્ત રીતે સિધ્ધ થાય તો પછી પિતરોને ઉદ્દેશીને પિંડ દેતા પુત્રને તે મૂર્ખ છે એમ ન કહી શકાય કેમકે તે તો તેના પિતરો છે અને તેમને આપેલી શ્રધ્ધાંજલિ તેમને પહોંચે છે એમ માનીને વર્તે છે વળી જે વર્ણશંકર છે તેને ભાવનાનુ સૌંદર્ય ન સમજાય તો તે તેનો વાંક નથી. પિતાપુત્રના ગૂઢ પ્રેમબંધની કોમળ લાગણી કેટલી રેશમી હોઈ શકે છે તેનો તેવાને ખ્યાલ પણ ન આવે આ ઉપરાંત શ્રાધ્ધ-તર્પણ વગેરેમા આજકાલની પ્રચલિત સ્મારકની ભાવના પણ જોવી રહી પ્રસિધ્ધ પુરુષનુ પ્રજા જો મર્યા બાદ પૂતળુ મૂકે તો સામાન્ય માણસના મરણ બાદ તેના પુત્રો, તેને પ્રેમથી અને શ્રધ્ધાથી અંજલિ દેવા, પ્રજા જીવનમા યુગોથી વણાઇ ગયેલી પધ્ધતિ પ્રમાણે પિંડ દાન કરે એમા આચકો ખાવામા અમો તમારા કરતાં વધુ બુધ્ધિશાળી છીએ એમ પ્રસ્થાપિત કરવાની એંઠી મનોદશા નથી? પિતરો કુટુંબ પૂરતા તો માન્ય છે જ પ્રજાના મહાપુરુષોની જયન્તિ ઉજવાય તેમા જે બુધ્ધિશાળીને તે મહાપુરુષોના ગુણાનુવાદ જણાતા હોય તો પુત્રો તેમના પિતરો કે જે તેમના કુટુંબ પૂરતા અતિ અગત્યના હતા, માન્ય હતા, ઉપકારક અને પ્રેરક હતા, તેમને જો શ્રધ્ધાંજલિ આપે તો તેમા ભૂલ કયા જેવી? કોઈ એક પ્રજાજીવનમાં યુગોથી વણાઈ ગયેલી અમુક પધ્ધતિમા ઘૂસી ગયેલા સડા તરફ જો તમારો કચવાટ હોય તો તે તો તમારા જેટલો જ અને કદાચ તમારાથી પણ વધારે અમારામા છે આથી પેટના વાંકે કપાળને અણુઠાજતી સજા કરવામા ન્યાયભંગ છે આ દૃષ્ટિએ જોશો તો કદાચ તમને સમજાશે કે શ્રધ્ધા અને તર્પણ એ વંચના નથી. પણ કૃતજ્ઞ પ્રજાનો કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાનો એક ઉપાય છે સહેલો, સસ્તો, સૌની પહોંચમા આવે એવો અને કોઇને પણ જો ઇચ્છા હોય તો વિના મહેનતે પહોંચી વળાય એવો છે કેમકે સ્મારકમા તો કદાચ લાખો રૂપિયા જોઇએ, આમા

તો પાણી અને દર્ભથી પણ ચલાવી શકાય એમ છે. એટલે સમસ્ત પ્રજાને પહોંચી વળે એવા અને છતાં ભાવનાની જ જેમાં પ્રધાનતા છે એવા ઉપાયો સમાજ વિધાતાએ શોધવા રહ્યા. અહીં તેની શોધ છે. આથી હિંદુઓએ આ એક પ્રજાવંચના ઉભી કરી છે એમ કહેવું કે એવો પ્રચાર કરવો એ નાદાની નહીં તો યે બુદ્ધિની મંદતા તો ગણાય.

**પ્રશ્ન ૯:**—જેના કુળધર્મો નાશ પામે છે તેમનો નરકમાં વાસ થાય છે એમ અર્જુન કહે છે તો એ નરક શું છે?

નરકની આપણી પ્રચલિત કલ્પના ખૂબ જ ભયંકર છે. પુરાણોએ એવાં અઠ્ઠાવીશ નરકોની કલ્પના કરી છે. તેના વર્ણનો પણ આપ્યાં છે. પાપની પ્રબળ વૃત્તિને અટકાવવાનો આ એક ઉપાય આપણા વડવાઓને સૂઝયો હતો. ભયની સાહજિક વૃત્તિનો લાભ ઉઠાવીને જનતાને બને તેટલી પાપથી વિમુખ રાખવા માટે, સ્વચ્છ વિચારની દૃષ્ટિએ અયોગ્ય ગણી શકાય એવી, આ કલ્પનાની પાછળનો આશય, શુભ ગણાય! પણ આજના યુગને આ વિચાર શોભા આપે એવો નથી. ભયની લાગણીનો આ જાતનો લાભ ઉઠાવવાની વૃત્તિ કરતાં તો જનસમાજ સમક્ષ જ્ઞાનનાં દ્વારો ખુલ્લાં મૂકાય, પ્રત્યેક જીવને કેળવણી મળે અને પાપ એ કાર્ય નથી પણ પુણ્ય જ કાર્ય છે એવી ભાવનાનું ગળથૂંથીમાંથી જ સિંચન થાય અને એ રીતે ભયથી નહીં પણ વિવેકથી જ પાપવિમુખ કરવાના ઉપાયો શોધાય એ ઇષ્ટ છે. તેમાં આપણી પ્રગતિ છે. બાકી નરકનાં ભયંકર ચિત્રો સમાજ સમક્ષ રજૂ કરી, સમાજને કાયર ભયની મનોદશામાં રાખી રીબાવવો એ અયોગ્ય છે. અને છતાં નરક જેવી ચીજ સમજી શકાય એમ છે. નરકનો મૂળ અર્થ દુર્ગતિ થાય છે. અને દુર્ગતિની યાતના તો માણસ માણસ હોવાથી જ ભોગવવા તૈયાર ન હોવો ઘટે. જીવતાં પરમાનન્દ ભોગવવાનો મોકો તેને જે અધઃપતનમાંથી પેદા થતી યાતનાઓને ભોગવે તેની અદેખાઈ ન થાય! અર્જુન જે નરકની કલ્પના કરી રહ્યો છે તે પેલાં કુંભીપાક વગેરે નરકો નથી. એ તો જીવતાં *જીવત જે દુર્દશા ભોગવવી પડે અને તેમાં પણ હાથે કરીને તે દુર્દશાને* નોતરવામાં આવે તેનો ખરખરો કરે છે. અને નરકની આવી કલ્પના તો કુદરતી છે.

**પ્રશ્ન ૧૦:**—સગાં વહાલાંઓનાં લોહી રેડીને રાજ્યભોગ મળે અને તેની અર્જુનને ઊબ આવે એમાં ખોટું શું? અર્જુન શોક ન કરે તો શું તે વેળા હર્ષનૃત્ય કરે?

સગા વહાલાના રુધિરથી ખરડાયેલા ભોગો મળે અને તેની અર્જુનને ઊભ આવે એમા કશું ખોટુ નથી સામાન્ય સંયોગોમાં તો જો એમ ન થાય તો અર્જુનના આર્યત્વ વિષે શંકા સેવવી પણ ધર્મ્ય થઈ પડે અને આથી જ શોક થાય એ પણ સમજે અને કર્તવ્ય ન કરે એમાં જ માણુસાઇ ગણાય! પણ આ હિસાબ આટલેથી જ પતતો નથી જીવનમા એવા પ્રસંગો કલ્પી શકાય છે, જ્યા સ્વજન અને સ્વધર્મ પૈકી સ્વધર્મને જ પ્રથમ સ્થાન આપવુ પડે જરા વધારે સ્પષ્ટ કરુ માણસ–જીવ જગતમાં આવે છે શાને? નર્યો ઉત્તમ સ્વાર્થ સાધવા માટે જ એ આવેલો ગણાય નર્યો ઉત્તમ સ્વાર્થ એ આત્મદર્શન છે આ આત્મદર્શન કઠોર સ્વધર્મનિષ્ઠા માગે છે વળી આત્મનિષ્ઠા મેળવવાનો માર્ગ, તે માર્ગે જનારાઓએ કહ્યો છે કે क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति=અસ્ત્રાની ધારા જેવો અણીયાળો અને મુશ્કેલીથી ઓળગાય એવો હોય છે–એમ કવિઓ–દ્રષ્ટાઓ કહે છે તો જે પ્રયોજનને જીવનો અવતાર છે તે પ્રયોજન તેણે સાધવુ કે નહીં? જો સાધવુ જ એમ નક્કી થાય તો તેની સિધ્ધિની સામે ગમે તેવા કઠણ સંયોગો આવે, ગમે તેવી કઠોર ફરજો આવે તો તે તેણે અદા કરવી કે નહી? જો પ્રયોજન જ સિધ્ધ કરવુ છે તો પછી કોમળ કે કઠોર જે કર્તવ્ય તરીકે આવીને ઊભુ રહે તે તેણે કરવુ જ રહ્યુ એ કર્તવ્ય કરતી વેળા તેનુ પરિણામ સ્વજનોના નાશમા આવે તો તે માટે પણ તૈયારી રાખવી રહી કેમકે સ્વજનો કરતા પણ સ્વના ઉધ્ધાર માટે જે કર્તવ્ય જ હરે તેનુ પાલન વધારે ધર્મ્ય છે કેમકે તેમા તેનો ઉધ્ધાર છે વળી જીવનને અંતે તો દરેક જીવે પોતાના જ કર્મનો હિસાબ આપવાનો છે તે વખતે કોઈની પણ પ્રભુ આગળ સીફારસ ચાલતી નથી અને જો આજ આકરૂ વ્યવસ્થા છે તો પછી જીવનકાળે દરેક જીવે પોતાના કર્તવ્યનો નિર્ણય અને તેનુ પાલન નિર્મોહી થઇને જ કરવુ ઘટે સગાવહાલાં પણ છેવટે સહાય કરી શકતા નથી "હું" કરતા મારૂ તારૂ ઓછુ કિંમતી છે છેવટે છેહ દેનારૂ છે જે કદી છેહ ન દે એવા 'હુ'ના કર્તવ્યદ્વારા શુદ્ધ ઉદ્ધાર માટે જે દ્દષ્ટાંજ છે તેણે નિર્મોહી થઇને કર્તવ્યનો જ નિર્ણય કરવો પડે છે તેના પાલનમા દ્દઢતમ નિષ્ઠા રાખવી પડે છે અને કર્તવ્ય પાલન માટેની દ્દઢ નિષ્ઠા માણસના મોહ–પોચા ખ્યાલોને મચક આપતી નથી અર્જુનને માટે સગા વહાલાનુ લોહી રેડવુ એ મુખ્ય ચીજ ન હતી પણ કર્તવ્ય પાલન કરતા સ્વજનોનુ લોહી રેડવુ જ પડે એવી અનિવાર્ય પરિસ્થિતિ પેદા થઇ હતી આ અનિવાર્ય પરિસ્થિતિ ટાળે તો કર્તવ્યમાથી ભ્રષ્ટ થવુ પડે અને કર્તવ્ય પાલન કરવા જાય તો તેને અનિષ્ટ એવુ સ્વજનોનુ રુધિર રેડવુ જ પડે આ પરિસ્થિતિમા

કર્તવ્યને પથે જ દૃઢતા કેળવવી જોઇએ. અને આથી અર્જુનને ઊમ આવે કે શોક થાય તો પણ તે ઊમ કે ખરખરાનો વિચાર ન હોઇ શકે—ન હોવો જોઇએ.

**પ્રશ્ન ૧૨:**—અર્જુનને મોહ થયો. તો તે મોહનું ચોક્કસ સ્વરૂપ શું છે? અર્જુનનો હોય કે કોઇ બીજાનો હોય—મોહનું સ્વરૂપ હંમેશાં એક જ હોય છે. હાં. તેનો વિલાસ વિવિધ હોય છે ખરો. મોહ શબ્દનો ધાત્વર્થ સમજતાં એનુ સ્વરૂપ સમજાશે મોહમાં મૂળ ધાતુ છે **मुह्** આથી **मुह्यते=विपरीतं प्रतिपद्यते इति मोहः** એટલે કે વિપરીત સમજ. અને આખુંય જીવન એ રમત જ તો છે સાચી અને ખોટી સમજની. જેને જીવનને લગતી કેવળ સાચી સમજ પ્રાપ્ત થાય છે તે જીવનનો નીરોગી આનન્દ ભોગવી શકે છે. જેને ખોટી, અવળી, ઊંધી સમજ પ્રાપ્ત થાય છે તે જીવનનો નીરોગી આનન્દ ખોઇ બેસે છે. સાચી સમજ જીવનના વેપારની અખૂટ કમાણી છે. ખોટી સમજ અપૂર્વ ખોટ છે. માણસની રચના જોતાં બે વસ્તુ તેમાં ઉતરે અગત્યની સમજાય છે. એક તો શરીર અને બીજી આત્મા. આ બે પૈકી શરીરમાં બુદ્ધિ પર્યન્તના તમામ તત્ત્વોનો સમાવેશ થાય છે. આત્મામાં કશાની વધઘટ થતી નથી એમા નથી કશાનો સમાવેશ થતો નથી, એમાંથી કશું કાઢી લેવાતું, શરીરથી માંડીને બુદ્ધિ સુધીના તત્ત્વોનો એ પ્રકાશક હોવાથી એ બધાંથી તથા એમના ગુણ ધર્મોથી એ અણમોટચો રહે છે. આ બેમાં પણ માણસનું મૂળસ્વરૂપ આત્મા છે. અને સ્વરૂપે એ સદા હોનારો ચેતન રૂપ અને સુખરૂપ છે એટલે કે માણસનો આત્મા સ્વરૂપે સચ્ચિદાનન્દ છે. આનો અર્થ એ થયો કે જ્યારે માણસ સ્વરૂપે સચ્ચિદાનન્દ છે ત્યારે એને જીવન કાળે જે અસત્, અજ્ઞાન અને દુઃખની પ્રતીતિ થાય છે તે ખોટી જ હોવી ઘટે. એ પેલાં શરીર વગેરેની સાથેના કુસંગથી એને મળતી હોવી જોઇએ; એટલે કે તે દુધપાણીને ભેગાં કરી નાંખનો હોવો જોઇએ. આત્મા અને શરીરના સ્વરૂપ અને ગુણધર્મોની મેળભેળ કરીને એ વર્તતો હોય તોજ તેને આ ભ્રાન્તિ થાય! નહીંતર ભીલ્લોના નિવાસમાં રહેતો બ્રાહ્મણ ભીલ્લ કેવી રીને થઈ જાય? ભીલ્લોના લાંબા સહવાસને લઇને બ્રાહ્મણ પોતાનું બ્રાહ્મણત્વ ભૂલી જાય એ સંભવે પણ તેથી વસ્તુ-ગત્યા એ ભીલ્લ થઈ જતો નથી. શરીર વગેરેના જન્મોજન્મના લાંબા દૃઢ સહવાસને લઇને આત્મા પોને શરીર વગેરે છે એમ સજ્જડપણે માની બેસે, એ પોતાનો મૂળ સ્વભાવ ભૂલી જાય એ સંભવે પણ તેથી તે વસ્તુગત્યા શરીર સ્વરૂપ બની જતો નથી. આત્મા શરીરથી જૂદો છે તેનાથી અસ્પૃષ્ટ છે એ પ્રતિપાદ બનાવવા તો

ભગવાને મૃત્યુને ચોમેર ચગતુ મૃત્યુ છે। જો મૃત્યુ નહીં હોત તો આત્મા નામની વસ્તુ શરીર વગેરેથી ભિન્ન છે, તે જ અગત્યની છે, એ જ મૂળધાતુ છે અને મહાકિંમતી છે એમ ન સમજાત। બસ આ પારકા શરીર અને પોતીકા આત્માની મેળમેળ અને સેળભેળમાંથી ફળતુ અને મેળભેળ ઉપરજ ટકતુ જે વર્તન છે તેજ મોહ છે। મોહના મહિમાની ઉદારતા એટલે સસાર આત્માના મહિમાની ઉદારતા એટલે સદેહે વિદેહ મુક્તિ સોખંડ અને લાકડાંનો વેર જો સેળભેળ થઇ જાય અને સોખડના વે'રને જુદો પાડવો હોય તો લોહચુંબકનો ઉપયોગ કરવો, અગર તો તેમા અગ્નિ ચાપવો આત્મા અને શરીરના ગુણધર્મોરૂપી વે'ર જો સેળભેળ થઇ જાય અને તેમાથી આત્માના તેટલા વેરને જુદો પાડવો હોય તો પરમપ્રેમરૂપી એટલે કે પરાભક્તિરૂપી લોહચુંબકનો ઉપયોગ કરવો અગરતો તેમા જ્ઞાનાગ્નિ ચાપવો બન્ને ઉપાયોની યોજના આત્માની સોખંડી રજને છૂટી પાડી દેશે આ સિવાય બીજી ગતિ નથી। અર્જુનના મોહનુ સ્વરૂપ આથી જૂદુ ન હતુ સ્વરૂપ દર્શન માટે સહાયકરૂપ જે સ્વધર્મ તેના આચરણ કરતા તેને સ્વજન ઘણુ વધારે શ્રેયસ્કર જણાયુ–સમજાયુ બસ આ મમજ એટલે જ મોહ છે

॥ इति विषादयोगः ॥

---

ॐ

## ॥ अथ सांख्ययोगः ॥

પ્રશ્ન ૧ –ભગવાને કહ્યુ કે 'કવખતે તને આ મોહ કયાથી ઉપજ્યો ?' શુ અર્જુનનો મોહ કવખતનો હતો ? વળી એ મોહ 'અનાર્યજુષ્ટ, અસ્વર્ગ્ય અને અકીર્તિકર' છે એમ ભગવાન કહે છે તો તે કેવી રીતે ?

અર્જુનનો મોહ કવખતનો જ હતો એમા શકા નથી 'કવખત' એ મૂળમા 'વિષમ' શબ્દ છે તેનો પર્યાય છે વિષમ એટલે સમતા સિવાયનો એટલે કે જે સ્થળે જય કે પરાજયનો નિર્ધાર નથી. અર્થાત્ અત્યત અવસર સિવાયના સ્થાને તને આ મોહ કયાથી ઉપજ્યો ? લડાઈ એ રમવા કે જમવાની તો જગ્યા જ ન હતી, લડવા માટે જ એમા તો આવવાની આશા રખાય. અને લડાઈનો અત કયા પક્ષને જય કે પરાજય આપશે એ શું કહેવાય ?

આથી અહણુ વેળાએ સાપ કાઢવો, એ કવખતનો નહીં તો બીજુ શું? વળી અર્જુનનો મોહ અનાર્યજુષ્ટ હતો એટલે કે આર્યજાતિમાં ઉપજેલા કોઇએ પણ આજ સુધી ન સેવેલો એવો હતો. સ્વકર્તવ્યમાં દૃઢનિષ્ઠા આર્યજાતિનો ગુણ છે. અર્જુન આર્યજાતિનો છે. અર્જુન એમાંથી ચળવા માગે છે. આથી કોઇએ પણ આર્ય થઇને ન સેવેલો એવો જ એ મોહ કહેવાય. વળી સ્વધર્મનું આચરણ એ સ્વર્ગીય સુખનું સાધન છે. જો એ આચરણ જ ન કર્યું હોય તો સ્વર્ગ કમાંથી સાંપડે! અને તે ઉપરાંત તેનાથી ઉલટું વર્તે તો તે ઉલટું વર્તન સ્વર્ગથી એટલે કે સ્વર્ગીય સુખથી વિરુધ્ધ એવું નારકીય દુઃખ જ દે. આથી અર્જુનનો મોહ પરિણામે અસ્વર્ગ્ય કહી શકાય. વળી સ્વધર્માચરણનું અનિવાર્ય ફળ છે તે ધોળી કીર્તિ છે. કીર્તિ સ્વચ્છ કર્મની સ્વયંભૂ કાન્તિ છે. જે સ્વધર્મનું આચરણ ન કરે અને પરધર્મને વરે તેને કીર્તિ ન મળે અને અપકીર્તિ જડે એમાં શંકા શી? અને માણસ થઈને અપકીર્તિ તો મેળવવા જેવી ચીજ જ નથી! કેમકે વિવેક જો માણસનો જીવનમાં માપદંડ હોય તો તેનાથી સત્કર્મ સિવાય બીજું કશું થવું જ ન જોઈએ. માણસનું મૂળ સ્વરૂપ સત્ છે એટલે કે તેનો આત્મા જ સત્સ્વરૂપ છે. એ સત્સ્વરૂપ આત્માનો પ્રકાશ સત્કર્મ દ્વારા પ્રકટે છે. અસત્ કર્મથી એ પ્રકાશ ઢંકાઈ જાય છે. અને આત્માનો દૈવી પ્રકાશ ઢાંકી દઈ આંધળા બનવામાં વિવેક કયાં છે! આથી આત્મા સત્ હોઈને માણસે સત્કર્મ જ કરવાં રહ્યાં. અને સત્કર્મનું ફળ સત્કીર્તિ છે અને આથી અપકીર્તિ મેળવવા જેવી નથી. અને તેથી ભગવાન અર્જુનના મોહમાં રહેલી અપકીર્તિ બતાવી તેને સચેત કરવાનો અહીં યત્ન કરે છે.

પ્રશ્ન ૨–સગાંવહાલાંને મારવા ન તૈયાર થનાર અર્જુનને ભગવાન "આ નિર્વીર્યતા તને છાજતી નથી, હૃદયની તુચ્છ નિર્બળતા છાંડ એમ શાને કહે છે? શું ખરેખર અર્જુનની તે વેળા નિર્વીર્યતા અને નિર્બલતા હતી?

સગાંવહાલાંને મારવાને માટે ભગવાન અર્જુનને પ્રેરતા નથી. પણ સ્વકર્તવ્યના આચારને માટે આગ્રહ કરી રહ્યા છે. અને આ સ્વકર્તવ્યનું આચરણ કરતાં નસીબસંયોગે સ્વજનોનો વધ અનિવાર્ય બને છે. આથી સગાંવહાલાંનું નિકંદન ન કાઢનાર અર્જુનને ભગવાન નિર્વીર્ય કે નિર્બળ કહેતા નથી. પણ સ્વધર્મ તજવા તૈયાર થયેલા અર્જુનને એ વિશેષણો લગાડે છે. અને સગાંવહાલાં વચ્ચે આવ્યાં એટલે સ્વધર્મને ત્યાગવા તૈયાર થયેલ અર્જુનનું સ્વતેજ ઓલવાઈ જાય એ સૂક્ષ્મ મોહની આત્મા ઉપર છાયાની જ

નિશાની છે. અને મોહનું લાલનપાલન, મોહને આપેલી મચક એ નિર્બળતા જ છે. નિર્વીર્યતા જ છે. કેમકે વીર્યમાત્ર આત્માનું જ છે. બલમાત્ર આત્માનું જ છે. એ બલમાં અને વીર્યમાં જો સ્હેજે છિદ્ર પડ્યું તો તે માણસને નિર્વીર્ય જ કરે! આથી સ્વજનોનો વધ એ મુખ્ય ચીજ ન હતી. સ્વકર્તવ્યનો ત્યાગ એ પ્રધાન હતો. અને આ દૃષ્ટિએ અર્જુનને આ વિશેષણ ભગવાન આપે તો ભગવાન નિર્દય કે ક્રૂર ન કહેવાય. ઉલટા તે દયાળુ ગણાય!

પ્રશ્ન ૩:-પૂજવા યોગ્ય મહાનુભાવ ગુરુજનોને મારી લોહી ખરડ્યા ભોગોનો ઉપભોગ કરવા કરતાં ભીખ માગીને પેટ ભરવાનું અર્જુનને વધારે વિવેકી લાગે છે. તો પછી એમાં વિવેક વધ ક્યાં હતો?

ભીષ્મ વગેરે પૂજ્ય હતા. મહાનુભાવ હતા. ગુરુજન હતા—આમાં શંકા નથી. અને તેમને મારવા ખાતર જો તે મારવા તૈયાર થયો હોત, એ બધાંના લોહીનો જો એ તરસ્યો હોત, લોભને ખાતર જો એમનો વધ એને ઇષ્ટ હોત તો તો એમના લોહીથી ખરડાયેલા ઉપભોગો કરતાં ભીખ માંગવી અર્જુનને માટે વિવેકી ઠરત. પણ એ બધાંને મારવા ખાતર, કે લોહી રેડવા ખાતર કે લોભનો પ્રેર્યો અર્જુન ત્યાં ન્હોતો આવ્યો. લડવું એ એને માટે તે ક્ષણે કર્તવ્ય તરીકે આવીને ઊભું હતું. અને તે લડાઈનું પરિણામ લોહીની નીકમાં આવતું હતું. પરંતુ એને બદલે જો એ પરિણામ મિષ્ટાન્ન જમવામાં આવ્યું હોત તો સંભવ છે કે અર્જુન ભીખ માંગવા તૈયાર ન થાત! એટલે કે કર્તવ્ય, પરિણામ દશાએ કઠોર આવતું હોય તેને બદલે કોમળ આવે, દુઃખદ આવતું હોય તેને બદલે સુખદ આવે, તો તે કર્તવ્ય છે એ માન્યતામાં રાગદ્વેષની સૂક્ષ્મ બલિહારી છે. કર્તવ્ય જ્યારે કર્તવ્ય તરીકે આવીને ઊભે ત્યારે તેનો મહિમા ફળમાં નથી, તેની વિના રાગદ્વેષે બજવણીમાં છે. આમ, કર્તવ્ય બજાવતાં સ્વજનોનો સંહાર અર્જુનને અસહ્ય લાગે અને તેથી તે ભીખ માંગવાનું પસંદ કરે એમાં આંધળી બુદ્ધિને વધારે વિવેક સમજાય એમ બને પણ દેખતી બુદ્ધિને તો તેમાં વિવેકનો વધ જ દેખાવો જોઈએ!

પ્રશ્ન ૪:-શું કરવું એનો નિર્ણય કરવામાં અર્જુનનું હૃદય નબળું નીવડ્યું અને તે શ્રીકૃષ્ણ ભગવાનને શરણે ગયો, તે વેળા એનો સ્વભાવ "કાર્પણ્યદોષ" થી હણાયો એમ અંદર કહે છે. તો એ દોષનું સ્વરૂપ શું?

જ્યારે જ્યારે કર્તવ્યનો નિર્ણય કરવામાં આપણી મતિ દૂબળી થાય અને બીજો કોઈ આરો ન રહે ત્યારે આપણે સૌએ નમ્રભાવે, નિષ્કપટ હૃદયે

હૃદય મંદિરમાં વિરાજતા, જીવનભરના સાથી, અંતર્યામિ ભગવાન શ્રીકૃષ્ણને શરણે જતું રહ્યું. તેની દયાની વ્યાકુળ હૃદયે પ્રાર્થના કરવી રહી. નમ્રતાથી ભરપૂર દીન હૃદયની વાણી, કરૂણાસાગર વત્સલ ભગવાને ન સાંભળી હોય એવું બન્યું નથી. અજ્ઞાનનું અંધારું ધોવાની શકિત કેવળ તેની જ છે. એટલું જ નહી. જે જે હૃદય, તેના હૃદયના સમગ્રભાવે બાળકની માફક પાલવ પકડે છે તેના ઉપર કેવળ અનુકંપાને ખાતર, અજ્ઞાનમાંથી જન્મેલું અંધારું નાશ કરવાની તેની સનાતન પ્રતિજ્ઞા છે. વ્રત છે. આથી હૃદય બળ મેળવવાની ઈચ્છાવાળો પ્રાર્થના કરે! અર્જુને કરી હતી અને તેને કર્તવ્યનો નીતરો નિર્ણય મળ્યો હતો. જે કોઈ અર્જુનની માફક કરશે તેને પણ માર્ગદર્શન મળશે જ. ભક્ત વત્સલ ભગવાનને શરણે અર્જુન કેમ ગયો તેની પાછળની મનોદશા આ છે.

હવે જે કાર્પણ્ય દોષના સ્વરૂપ વિષે આપ પૂછી રહ્યા છો તેનુ સ્વરૂપ એ શબ્દના મૂળ અર્થમાં જ છૂપાયું છે. कृपणस्य भावः कार्पण्यम्— કૃપણનો ભાવ એટલે કાર્પણ્ય. તો કૃપણ એટલે શું? લૌકિક વ્યવહારમાં કૃપણ એટલે કંજૂસ થાય છે. વેડફાય તો ખમાય પણ પોતાના હિતને માટે પણ જેનાથી દ્રવ્યનો રહેજ ત્યાગ પણ ન ખમાય તે કંજૂસ આધ્યાત્મિક જીવનમાં પણ આજ અર્થનો અતિદેશ છે ઉપનિષદ્‌માં ગાર્ગી યાજ્ઞવલ્કયને પૂછે છેઃ મહારાજ! બ્રાહ્મણ કોણ? અને કૃપણ-કંજૂસ કોણ? યાજ્ઞવલ્કય જવાબ દે છેઃ હે ગાર્ગી! જે પરમેશ્વરને જાણીને આ દેહમાથી પરવરે છે તે બ્રાહ્મણ. અને જે પરમેશ્વરને ન જાણી આ દેહમાંથી સંચરે છે તે કૃપણ! બસ. પરમેશ્વર હિતતમ છે. તેને માટે જે રહેજ પણ ત્યાગ કરવા અશક્ત તે કંજૂસ. ચોર્યાસી લાખ જન્મ મળ્યા! દરેક જન્મમાં કાયા મળી–ઇન્દ્રિયો મળી–મન મળ્યું અને મતિ મળી! તે વેડફાઇ ગયું તે ખમાયું. પણ મનુષ્ય જન્મમાં પણ તેણે પ્રભુ–પોતાને માટે હિતતમ એવા જે પ્રભુ–તેને માટે પણ તન–મન–વચન–મતિ કે બીજાંનો રહેજે ત્યાગ ન કર્યો તે કૃપણ! માનવ દેહનું જેણે મૂલ્યાંકન ન કર્યું, તેને પોતાના હિતમાં પણ ન જ વાપર્યો–ઉલટું ખોટું મૂલ્યાંકન કરી જેણે દેહ વગેરેને વેડફી માર્યા તે દયાપાત્ર કંજૂસ નહીં તો બીજું શું? કર્તવ્ય કર્મનું આચરણ અર્જુનને માટે હિતતમ હતું–અને કોને માટે ન હોય?–તે કર્તવ્યનો નિર્ણય કરવામા તે મોળો પડે, બુધ્ધિ કે હૃદય બળનો ખર્ચ ન કરે, નિર્ણય માટે જોઈતું આત્મબળ ન વાપરે અને મોહને પંપાળીને જાતને વેડફી મારવા અને ભીખ માંગતી કરવા તૈયાર બને એ કાર્પણ્ય નહીં તો બીજું શું હોય? પોતાના શુધ્ધ હિત માટે પોતાની સમસ્ત જડ ચેતન સંપત્તિનો વ્યય કરવા, ત્યાગ કરવા, જે તૈયાર તે ઉદાર.

પ્રશ્ન ૭:–ભગવાન કહે છે કે ન શોક કરવા યોગ્યનો તું શોક કરે છે અને વળી તું પંડિતાઇના બોલ બોલે છે. બાકી પંડિતો તો મર્યા જીવ્યાનો શોક નથી કરતા. તો કઇ સમજણને લઇને એ શોક ન કરવો ઘટે ?

ભગવાનનું આ કથન અત્યંત ઉચિત છે. જેનો શોક ન કરવો ઘટે તેનો એક બાજુ શોક કરવો અને બીજી બાજુ પંડિતાઇના બોલ બોલવા એ બન્ને એક જ ઠેકાણે અને એક જ વખતે અયોગ્ય છે. શોક અને પાંડિત્ય એ બન્ને પરસ્પર વિરોધી છે. જ્યાં શોક ત્યાં પાંડિત્ય હોતું નથી. જ્યાં પાંડિત્ય ત્યાં શોક સંભવતો નથી. પાંડિત્ય એટલે જ્ઞાનનો પ્રકાશ. શોક એટલે અજ્ઞાનનો અંધાર. કેમકે તત્ત્વનું વિવેચન અને તેને અંતે જન્મેલી તત્ત્વમાં નિષ્ઠા એટલે પાંડિત્ય છે, અને તત્ત્વનું અવિવેચન અને તેને અંગે અતત્ત્વમાં નિષ્ઠા એટલે શોક છે. તો અજવાળું અને અંધારું જેમ પરસ્પર વિરોધી હોવાથી એક ઠેકાણે એકી વખત સંભવી શકતાં નથી તેમ પાંડિત્ય અને શોકનું સમજવું

વળી જે સાચે જ પંડિત છે તે મર્યા જીવ્યાનો શોક કરતા નથી. કેમકે શોક કરવાનું કોઇ પ્રયોજન રહેતું નથી. પંડિતાઇનાં પણ મૂલ્ય આપવાં પડે છે. અને એ મૂલ્ય તે તત્ત્વની સમજને આચારની ભૂમિમાં ઉતારવાની દૃઢ નિષ્ઠા છે. પંડિત સમજે છે કે જે મર્યાં જ છે તે કદી શોક કરવાથી પાછાં ફરતાં નથી. પંડિત પંડિત હોવાથી જ નિષ્ફળ ક્રિયા કરે નહીં, મર્યા પાછળ શોક કરવો એ નિષ્ફળ છે. તો જે ક્રિયા નિષ્ફળ છે તેને સમજુ કદી ન કરે. વળી જગન્નિયન્તાનો આ કાયદો છે કે મર્યા તે મર્યા જ. તે કદી પાછા નહીં જ ફરે. આ કાયદો અફર છે. પંડિત હોય તે આ અફર નિયમનો વિના કચવાટે સ્વીકાર કરી લે અને એને અનુકૂળ થઇ જાય. કેમકે સત્ય નિયમનો અસ્વીકાર અને તેને પ્રતિકૂળ વર્તન કરવાથી તે સત્ય નિયમ અસત્ય બની જતો નથી કે આપણને અનુકૂળ થઇ જતો નથી. પરિણામે દુઃખ અને કચવાટ જ રહે. આથી સાચી સમજવાળો માણસ તો પ્રસન્ન ચિત્તે વિશ્વના અટલ નિયમોને આધીન થાય. અને આ સત્યારાધનામાંથી એટલે કે પાંડિત્યના આરાધનમાંથી આનન્દ જ ફળે છે. શોક ફળતો નથી. આમ મરેલાનો શોક વ્યર્થ હોવાથી જેમ કરવા યોગ્ય નથી તેમ જીવતાનો શોક કરવો તો વળી બેવડો વ્યર્થ છે. કેમકે જીવતાનો શોક કરવાને અવસર જ નથી. શોક તો વિયોગથી પેદા થાય. આ તો હજી જીવતો છે. તેનો, જીવતો હોઇને, હજી વિયોગ થયો નથી. તો વિયોગની કલ્પના માત્રથી રાંક બની જઇ રોકકળ કરી મૂકવી એ માંદા મનની નિશાની છે. તો જે હજી આવીને ઊભું જ નથી

તેને ' એ આ પુ ' એમ સમજીને ક્રન્દનુ એ પંડિતને માટે કેવળ અયોગ્ય છે આથી મરેલા કે મરતાનો શોક વિચારસંગત નથી. તો જેની પાસે ઉપર વર્ણવેલી નીતની સમજ છે અને તેમાં આદર નિષ્ઠા છે તે પંડિત છે અને તે સમજને આચારમા ઉતારનાર શોક કરતો નથી

પ્રશ્ન ૮.-આપણે બધા ભૂતકાળમા હતા, વર્તમાનમા છીએ, અને ભાવિમાં હઈશુ-એમ ભગવાન કહે છે એ કેમ બને? એની પાછળનુ રહસ્ય શુ છે?

'આપણે બધાય ભૂતકાળમા હતા, વર્તમાનમા છીએ અને ભાવિમાં હશુ એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેઓ પ્રાણીમાત્રના આત્માની અવિનાશિતા સમજાવવા ચહે છે પ્રાણીમાત્રના દેહો ક્ષણપરિણામી હોઈને કાળને આધીન થાય છે આત્માને કાળનો સ્પર્શ ન થતો હોવાને લીધે એને કાળ સ્વાધીન કરી શકતો નથી અર્થાત્ પ્રાણીમાત્રમા બે મુખ્ય ચીજો છે એક તો દેહ અને બીજો આત્મા તેમા દેહ છે તે સદા વિનાશી છે અને આત્મા છે તે સદા અવિનાશી છે દેહ કોઈનો રાખ્યો રખાતો નથી આત્મા કોઈનો માર્યો મરતો નથી આ બન્ને ચીજ જ એવી છે તેમા જેમ દેહનો સ્વભાવ જ નાશ પામવાનો હોઈને તેનો શોક અયોગ્ય છે તેમ આત્માનો સ્વભાવ જ અવિનાશી હોઈને તેનો શોક કરવાનો અવસર નથી કેમકે દેહ અને આત્મા એ બેમાં પણ પ્રાણીનુ પોતાનુ સ્વરૂપ તે આત્મા છે તો આત્મા અવિનાશી છે અને તે સૌનુ પોતાનુ રૂપ છે અને સૌને પોતાનુ સ્વરૂપ હોઈને તેનો કદી કોઈને વિયોગ થતો નથી તો પછી શોકને અવસર ક્યાં? આથી આ સ્થળે તો ભગવાન એક મહાકિંમતી શોધ રજૂ કરે છે પ્રાણીમાત્રના દેહની ફેરબદલી થયા કરે છે કેમકે તે વિશ્વના તત્ત્વનો સનાતન નિયમ છે પણ એ દેહની ફેરબદલી સાથે આત્માની ફેરબદલી કે સ્વરૂપ પરિવર્તન થતુ નથી આત્મા સદા એકરૂપ અને એકરસ રહે છે દેહના ગુણધર્મોનો તેને લેપ થતો નથી એ ધાતુ જ એવી છે અને જ્યા વસ્તુનુ સ્વરૂપ જ આવુ છે ત્યા એ એવુ કેમ છે એમ તકરાર કરવી એ યોગ્ય નથી વસ્તુની યથાર્થતાના સ્વીકારવામા બુદ્ધિની શોભા છે તેના તિરસ્કારમા બુદ્ધિની મંદતા અને દેવાળુ છે આ વિધાનની પાછળ અર્જુનના અને તેના દ્વારા પ્રાણીમાત્રના શોકને અને મોહને નિવારવા એ જ રહસ્ય છે જો પ્રાણીમાત્ર સમજે કે હું ત્રણે કાળમા હોનાર હોઈને મારો સ્વરૂપે નાશ કદી થવાનો નથી તો તે દેહની ફેરબદલીથી ન ગભરાતા ઉલટો આનન્દ પામે તે તો એમ વિચારે કે ચાલો આ દેહ કાર્યક્ષમ નથી તો દયાળુ પ્રકૃતિ માતા બીજો નવો કાર્યક્ષમ દેહ

આપશે તેના દ્વારા મારી અધૂરી મજલ હું પૂરી કરીશ. અને આથી મરવામાં પણ તે તો ઉત્સાહ રાખે. વળી આ સમજણને લઈને વિવેકીને તો પુનર્જન્મથી ઊલટો પણ આવે. અને તે છે તે દેહ દ્વારા પોતાનું પૂરું કલ્યાણ સાધવાનો પણ નિર્ધાર કરી શકે. વળી સ્વરૂપ દૃષ્ટિએ કશું ગુમાવવાપણું જ નથી એ સમજને લઈને તે જીવતાં જીવન અંદરથી આનન્દમસ્ત રહી જીવનયાત્રાનો ન્યાયપૂર્વક તટસ્થતાથી નિર્વાહ કરે. અહીં તો ખાસ કરીને શોકને સાફ કરવાને માટે આ સમજનું વિધાન છે.

પ્રશ્ન ૯:-અન્ય દેહની પ્રાપ્તિમાં ધીર પુરૂષ મોહ પામતો નથી એમ ભગવાન કહે છે તો તે કેવી રીતે સંભવે?

બીજા દેહની પ્રાપ્તિ થાય તેમાં ધીર પુરુષને મોહ ન થાય એ પૂરું સંભવે છે. મોહ ઊંધી સમજનું નામ છે. જેને ઊંધી સમજ નથી પણ સાચી સમજ છે તેને મોહ ન જ થાય. દેહના નાશે આત્માનો નાશ થતો નથી એ સાચી સમજ છે. દેહના મોત સાથે આત્મા મરી જાય છે એ ઊંધી સમજ છે. તો જેને સાચી સમજ છે તે ધીર પુરૂષ છે. અને ધીર પુરૂષ તો આવો વિચાર દઢતાથી સેવે છે. કુમાર, યુવાન, અને વૃધ્ધ અવસ્થા દેહની અવસ્થાઓ છે. એક પછી એક એ એ અવસ્થા બીજીને દાબી દઈને આવે છે. પણ એ અવસ્થાના આવાગમનથી આત્માનો ભેદ થતો નથી. આત્મા તો એકરસ જ છે. ફક્ત દેહની અવસ્થાના ભેદને લઇને, આ બાળક, આ જુવાન, આ ઘરડો એવા ભેદને પ્રાપ્ત થાય છે. તો જેમ કુમાર અવસ્થા વગેરે અવસ્થાઓ દેહની જ છે, આત્માની નથી, તેમ મરણ નામની અવસ્થા પણ દેહની જ છે. આત્માની નથી. આત્મા તો એક વ્યવહારને લઇને, નવા દેહની ઉત્પત્તિ સાથે ઉપજ્યો અને એક દેહના મરણ સાથે મર્યો એમ ફક્ત કહેવાય છે. બાકી ઉત્પત્તિ અને વિનાશરૂપી ધર્મો દેહના જ છે. આત્માના નથી. આત્મા તો કૌમાર વગેરે દેહાવસ્થામાં જેમ માળાના મણકામાં સૂતર પરોવાયું હોય તેમ એક અને અભિન્ન રહે છે, તેમ આગલા પાછલા દેહોમાં પણ એક જ રહે છે. આગલા અને પાછલા દેહોમાં પણ જ્યારે એક જ આત્મા સ્વરૂપે કશો વિકાર પામ્યા વગર સતત એકરૂપે વર્તે છે, ઉત્પત્તિ, વિનાશના વિકારોનો ભોગ થતો નથી-ત્યારે શોકને અવસર જ ક્યાં રહે? આવી સમજવાળો ધીર પુરૂષ તો દેહની અવસ્થા ભેદની માફક દેહાન્તરને પણ એક અવસ્થા ભેદ જ જાણે છે. તેમાં આત્મભેદ નથી એમ સ્પષ્ટપણે જુવે છે. અને આથી દેહાન્તરની પ્રાપ્તિમાં તે હાયવરાળ કરતો નથી એ યોગ્ય જ છે. દેહાન્તરને એ એક અનિવાર્યતા સમજીને

સ્વીકારી લે છે અને દેહાન્તર પરિણામ માટે એ તત્પર રહે છે. અનુકૂળ બને છે. અને આથી તેને મોહ મારી શકતો નથી.

**પ્રશ્ન ૧૦:**–વિષયોનો સ્પર્શ કે અસ્પર્શ જેને વ્યથિત કરી શકતો નથી તે અમૃતત્વનો અધિકારી થાય છે તો તે કેવી રીતે શક્ય થાય?

મુદ્દાની વાત એ છે કે ધીર પુરૂષને દેહાન્તરની પ્રાપ્તિ મોહમાં નાંખી શકતી નથી. આનું કારણ એ છે કે તેને સમજાઈ ગયુ છે કે મારૂં મૂળ સ્વરૂપ આત્મા છે અને આત્મા અખંડ અને એકરસ છે. દેહ વગેરે મારૂં મૂળમાં જ નથી. તો જે મારું મૂળમાં જ નથી તેના સયોગ કે વિયોગને લઈને જે કાંઈ સુખ કે દુઃખની વેદના થાય તે પણ મૂળમાં મારી નથી જ. એ સહજ એટલે કે કુદરતી નથી, પણ આગન્તુક છે. મારામા મેં તે આરોપી લીધી છે. અને આરોપણ કરવાથી વસ્તુના મૂળમાં ફેર પડી જતો નથી. દોરડીમા સાપને કલ્પી મારે જેટલુ બીવું હોય તેટલું બીવાની મને છૂટ છે. એટલુ જ નહીં દોરડીમાના સાપથી બીવું અને તાવ આણાવવો અને પછી તાવની અસરમા લવારા અને બકબકાટા કરવાની પણ મને છૂટ છે. પણ આ બધું કરતાં છતાં પણ પેલી દોરડી સાપ હતી જ નહી, થઈ નથી અને થનાર પણ નથી. તેમ આત્માની દોરડીમા દેહનો સાપ કલ્પી લઇ મને દેહસર્પનાં કાલ્પનિક અસ્તિત્વકાળે સુખી કે દુ.ખી થવાની છૂટ છે. દેહસર્પની બીકને લઈને સંસારનો તાવ આણવાની અને તેમા લવારો કરવાની છૂટ છે. પણ એ બધા કાળે પણ આત્માની દોરડી સાપ થઈ નથી. આથી જેને પોતાના આત્માની સમજ લાધી છે તે માણસ તો સમજે છે કે વિષયોનો સ્પર્શ=સંબધ કે અસ્પર્શ=અસંબંધ, જીવનકાળે અનિવાર્ય છે. એટલે કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દુન્યવી પદાર્થોનો સંયોગ અને વિયોગ ટાળ્યો ટળે એમ નથી. એટલું જ નહીં, એમનો સયોગ કે વિયોગ ટાળ્યો ટળે એમ નથી. એટલું જ નહીં. એમનો સયોગ કે વિયોગ પોતપોતાની વેદના પણ પેદા કરવાના જ. એટલે કે કવચિત્ તેઓ સુખદાયી તો કવચિત્ દુઃખદાયી નીવડવાનાં જ. તે ઉપરાંત તેઓ આવવાના અને જવાના જ. દુન્યવી પદાર્થમાત્રનો આ સ્વભાવ છે. આત્માની પીઠ ઉપર એ પોતપોતાનો પ્રભાવ અજમાવવાનાં જ. પેલો ધીરપુરૂષ એ બધો નાટક સ્વસ્થ ચિત્તે નિહાળવાનો. એ બધા અનુભવો સાથે તદ્રૂપ બની પોતાનુ તેજ સ્વરૂપ છે એમ નહી સમજવાનો. એ એમ સમજવાનો કે આ બધા ગમતા ન ગમતા અનુભવના મણકાઓને પ્રકાશિત કરનાર મારો આત્મા છે. એ બધાને એક સૂત્રમાં પરોવનાર મારો આત્મા છે. એ આત્મા એ બધાથી જૂદો છે. આથી તે

બધાના પ્રભાવે એ પ્રભાવિત ન થતાં પોતાના આંતર પ્રભાવથી એ બધાંયને તે મ્હાત કરવાનો અને આ સમજને લઇને તે સ્વસ્થ રહેવાનો. એટલે કે દુન્યવી પદાર્થોના પ્રભાવથી તે વ્યથિત ન થવાનો બસ. આ વ્યથિત ન થવાનો જે દૃઢતમ નિશ્ચય એ સ્વરૂપજ્ઞાનનો પ્રસાદ છે. એ પ્રસાદની એકતાનતામાંથી આત્મનિષ્ઠા જન્મે છે. અને આત્મનિષ્ઠાવાળો અમૃતત્ત્વનો અધિકારી થાય જ. અમૃતત્વ એટલે આત્માનું અમરત્વ. તે અમરત્વના સ્વાનુભવ માટે તેવો પુરુષ અધિકારી બને છે.

પ્રશ્ન ૧૧:–અસતનો ભાવ કે સતનો અભાવ નથી–એટલે શું?

અસત્ અને સત્ શબ્દોનો અર્થ જાણી લેવાથી આ શબ્દોના ગર્ભમાં રહેલો વિચાર સ્પષ્ટ થાય છે. અસતમાં અ+સત્ એવા બે શબ્દો છે. સત્ એટલે હોવું. અસત્ એટલે ન હોવું. એટલે કે ન હોનાર. અને સત્ એટલે હોનાર. હોવાની ક્રિયાને કાળ સાથે સંબંધ છે. કાળ ત્રણ છે. જે ત્રણે કાળની અંદર હોય એટલે કે ભૂત ભાવિ અને વર્તમાન એ ત્રણે કાળથી જે અસ્પૃષ્ટ તે સત્. અને જે ત્રણે કાળમાં ન રહે, પણ રૂપાન્તર પામે, ક્ષણે ક્ષણે જેના ઉપર કાળનું પરિણામ થાય તે અસત્. આ બે પૈકી આત્મા નામની ચીજ સત્ છે. એટલે કે ત્રણે કાળમાં હોનારી છે. અને આત્મા સિવાયની દરેક ચીજ અસત્ છે. એટલે કે ત્રણે કાળમાં પોતાની એકરસતા જાળવી શકતી નથી. ક્ષણે ક્ષણે કાળનું એના ઉપર પરિણામ થાય છે. એટલે કે એક જ રૂપે તે સદા વર્તમાન હોતી નથી. દેહ વગેરે અસત્ છે. આથી એ બધાનો ભાવ નથી એટલે કે દીર્ઘકાળ એકરૂપે અસ્તિ જળવાતી નથી. આથી અસતનો ભાવ નથી એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે દેહ વગેરે બધાં દીર્ઘકાળ એકરૂપે ટકતાં નથી અને એ બધાં ક્ષણે ક્ષણે રૂપાંતર લે છે, પલટો લે છે, એમ કહેવા માંગે છે. અને સત્ એટલે કે આત્માનો અભાવ નથી એટલે કે કદી પણ એની અસ્તિ ટળતી નથી. એની એકરૂપતા અને એકરસતા કદી ટળતી નથી. અર્થાત્ એ સદા એકરસ અને એકરૂપ છે. એની અસ્તિનો કદી લોપ થતો નથી, એમ કહેવા માંગે છે. અને આ બેજ તો જગતમાં પદાર્થ છે. આત્મા સદા ટકનારી ચીજ છે અનાત્મા કદી ન ટકનારી ચીજ છે.

પ્રશ્ન ૧૨:–નિત્ય, અવિનાશી અને અપ્રમેય આત્માના આ દેહો વિનાશી છે, માટે તું લડ–એમ ભગવાન કહે છે. તો એ આત્મા નિત્ય, અવિનાશી અને અપ્રમેય છે એટલે શું? અને એવો છે તેથી કાંઈ લડવાનું કહેવાય?

જગતની તમામ આત્મા સિવાયની વસ્તુનું માપ કાઢી શકીએ છે. પણ આત્મા આ ત્રણે પ્રમાણોથી પર છે. એ ત્રણની પકડમાં એ આવતો નથી. એ પ્રત્યક્ષ પ્રમાણથી પકડાતો નથી. અનુમાનથી પણ એ હાથમાં આવતો નથી. શાસ્ત્રપ્રમાણ પણ એને માપવા અસમર્થ નિવડે છે. અને છતાં એ છે. પ્રમાણોથી નથી પકડાતો માટે નથી એમ માનવું એ મૂર્ખતા છે. પ્રમાણોથી એ નથી પકડાતો એનું કારણ એ નથી. એ નથી, પણ એને પકડવાની પ્રમાણોમાં યોગ્યતા નથી એ છે. ઉલટાં પ્રમાણ માત્ર એને લીધે પ્રવર્તે છે. પ્રમાણ પ્રમેય ઉપર પ્રવર્તી શકે છે. પ્રમાતાના ઉપર પ્રમાણ પ્રવર્તી શકતો નથી. અને આત્મા તો પ્રમાતાનો પણ સાક્ષી છે. આથી એનું જ્ઞાન એને જ અધીન છે એટલે કે આત્મા પ્રમાણદ્વારા પકડાતો ન હોઇને કદી પ્રમેય કોટિમાં પડતો નથી. અને નાશ માત્ર પ્રમેયનો જ થાય છે. અપ્રમેય ઉપર નાશની વિક્રિયા થતી નથી. આત્મા અપ્રમેય છે. આથી એનો વિનાશ નથી. અને વિનાશ નથી એટલે નિત્ય સદ્‌ભાવ છે. નિત્ય સદ્‌ભાવ છે એટલે તેનો કદી વિયોગ નથી. તેનો વિયોગ નથી એટલે તે સ્વરૂપભૂત થયો. અને કાયમી રહેતા સ્વરૂપનો વિયોગ જ નથી તો પછી શોક શાનો? આમ આત્મા નિત્ય, અવિનાશી, અને અપ્રમેય ઠરતો હોઇને અને દેહ વગેરે વિનાશી જ ઠરતાં હોઇને ઉભય પક્ષે શોક અન્યાય્ય ઠરે છે. અને કર્તવ્ય કર્તવ્ય ઠરે છે. આથી લડવાનું ના કહે તો ભગવાન તત્ત્વને વફાદાર ન ગણાય.

**પ્રશ્ન ૧૩:—આત્મા હણતો કે હણાવતો નથી—એટલે શું?**

ભગવાન જ્યારે એમ કહે છે કે આ આત્મા નથી તો હણતો કે નથી તો હણાતો ત્યારે તેમનો આશય એ છે કે આત્મા નામની ચીજ મૂળમાં કોઇપણ ક્રિયાની કર્તા કે કર્મ થઇ શકતી નથી. ક્રિયાનો કરનાર એટલે કર્તા! ક્રિયા જેના ઉપર થાય તે કર્મ. આત્મા મૂળમાં જ કર્તૃત્વ અને કર્મત્વના સ્પર્શ સિવાયનો છે. આત્મામાં જે કર્તૃત્વ અને કર્મત્વ પ્રતીત થાય છે તે દેહાધ્યાસને લઇને થાય છે. આત્મા અને દેહના ધર્મો અને ગુણોની જે સેળભેળ થાય તો જ એકના ધર્મો અને ગુણો બીજાનામાં પ્રતીત થાય! સેળભેળ થતી હોવાથી દેહના ધર્મો આત્મામાં પ્રતીત થતા લાગે છે. છીપમાં દૃષ્ટિ દોષને લઇને જે ચાંદી જણાય તો તેથી વસ્તુગત્યા તેમાં ચાંદીનો સદ્‌ભાવ થઈ જતો નથી. છીપમાં જ્યારે દૃષ્ટિદોષ દૂર થતાં છીપ જ જણાય ત્યારે ચાંદીની ઝાંખી એની મેળે અદૃશ્ય થઇ જાય છે. છીપમાં ચાંદી દેખાઇ જ કેમ, દેખાયા પછી છીપની છીપ તરીકે જ્યારે સમજ આવી ત્યારે ચાંદી ક્યાં ઊડી ગઇ અને ઊડી જ કેમ ગઈ અને ઊડીને એ ક્યાં ગઇ—વગેરે પ્રશ્નો

સત્ત્વહીન બની જાય છે. છીપમાં છીપને જ જોવાનો દૃઢ નિશ્ચય કરવામાં દૃષ્ટિની સફળતા છે. આત્મામાં આત્માને જ જોવાનો દૃઢ નિશ્ચય કરવામાં જીવન દર્શનની સફળતા અને ભવ્યતા છે. આત્મામાં આત્મા સિવાયનું જે કાંઈ જણાય તે પેલી ચાંદીની માફક, આત્મા જણાયા બાદ ઉડી જવા જ સરજાયું છે. સત્યના આવિર્ભાવથી અસત્ય ખરી પડે તેમાં જ સત્યનો વિજય છે. અંધારું ક્યાંથી આવ્યું, કેમ આવ્યું, પ્રકાશ પછી તે બીચારું ક્યાં ઓગળી ગયું–એ પ્રશ્નો પ્રકાશના ઉદય પછી રહેતા જ નથી! પ્રકાશ ચેતાવ્યો એટલે બસ. આપણો પુરુષાર્થ ત્યાં સમાપ્ત થયો! અને પ્રકાશ ચેતવી શકાય છે એ કાંઈ ઓછું આશ્વાસન છે? માટે પ્રકાશ ચેતવવામાં આપણી ધન્યતા છે! આટલું સમજાશે તો પછી આત્મામાં કર્તૃત્વ કે કર્મત્વ કેમ નથી એ સમજતા વાર નહીં લાગે.

અહંભાવ ફરકતો નથી અને જે કર્તા જ નથી તેને કર્મફલ કેવી રીતે ચોંટે? જે કર્તા હોય, જે હું અમુક કરી રહ્યો છું એમ અહંભાવપૂર્વક માનતો હોય તેને તે ક્રિયાનું ફળ અવશ્યમેવ મળે. આ તો તેવો નથી. આત્માના મૂળ સ્વરૂપમાં એ નિમગ્ન છે. અને આથી જ તેને હું હણું છું એવો અહંભાવ–એવો ખ્યાલ નથી. આ આદર્શ સ્થિતિ છે. પણ અશક્ય નથી. ઘણા આ સ્થિતિએ નથી પહોંચી શકતા એટલે કોઇ જ નથી પહોંચી શકતું એમ કહેવામાં જગતની વિચિત્રતાનો નિષેધ છે. કરોડો જૂઠામાં એક સાચો જૂઠો થઇ જતો નથી, સાચો જ રહે છે. સત્યનું સંખ્યા ઉપર બળ રહેતું નથી. સત્યનું સ્વમાં જ બળ હોય છે.

પ્રશ્ન ૧૬:–આત્માનો દેહત્યાગ અને દેહસ્વીકાર જૂનાં અને નવાં વસ્ત્રના ત્યાગ અને સ્વીકાર જેટલો જ કિંમતી છે એમ કેવી રીતે સમજાય?

આત્માનો દેહત્યાગ અને દેહસ્વીકાર જૂનાં અને નવાં વસ્ત્રના ત્યાગ અને સ્વીકાર જેટલો જ કિંમતી અને સ્વાભાવિક છે એ વાત આત્મા અને દેહનુ મૂળ સ્વરૂપ જાણી તેની યથાર્થ મૂલ્યાંકના કરવાથી જ જણાય એવી ચીજ છે. દેહ તો આત્માની શક્તિઓને પ્રકટવાનું એક સાધનમાત્ર છે. આ આત્મશક્તિઓને પ્રકટ કરવાને જો એ અશક્ત બની જાય, તો તે દેહ જીર્ણ વસ્ત્રના જેટલો જ ઉપયોગી છે. વળી જો જૂના વસ્ત્રના ત્યાગ બાદ નવું વસ્ત્ર ન મળતું હોય તો સંભવ છે કે જૂનાંને મમતાથી વળગી રહેવાની માણસને ઇચ્છા થાય. પણ આ તો પુરુષાર્થને માટે અયોગ્ય શરીર તજી દેતાં પુરુષાર્થ માટે સુયોગ્ય નવું સમસ્ત સાધનસંપન્ન શરીર મળે છે. એવી જ વિશ્વવ્યવસ્થા છે તો દેહ અને આત્મામાં જો આત્મા હંમેશાં હોનારી ચીજ છે, તે જ અગત્યની છે, તે જ જો પ્રાણીનું મૂળ સ્વરૂપ છે અને શરીર જો પુરુષાર્થ યોગ્ય હોય તો જ કામનું છે, તે ખખડી જાય તો પણ જ્યાં સુધી કર્મનું સ્પન્દન મંદ ન પડી જાય ત્યાં સુધી નવા દેહનો ટોટો જ ન હોય, તે મુજે જ એવું હોય તો પછી કાર્ય માટે અયોગ્ય શરીરનો ત્યાગ તો સ્વેચ્છાએ કરવો જોઇએ અને કાર્ય માટે સુયોગ્ય શરીરનો સ્વીકાર કરવા માટે આંતર ઉમળકો હોવો જોઇએ. આત્મા અને દેહને ભેળાં કરી નાંખી એકનો આપ બીજા ઉપર ચઢાવી જોવાની જ્યાં સુધી બૂરી આદત ન જાય, જ્યાં સુધી વસ્તુને વાસ્તવિક દષ્ટિથી જોઈ તેનાં યથાયોગ્ય મૂલ્યાંકન આપવાની ધીરજ અને સ્વસ્થતા, શાણપણ અને નિશ્ચય ન હોય ત્યાં સુધી દેહનાં મૂલ્ય ખોટી રીતે પણ છત વધારે જ આંકવાનો. દેહને જ એ પ્રધાનપણું આપવાનો.

છે. નથી સમજાતું તો એ સમજાય એ માટે પ્રયત્ન કરો. પ્રયત્ન પછી પણ ન સમજાય તો સમજો કે ક્યાંક ભારે દોષ રહી ગયો છે. તે દોષનું પૂર્ણ માર્જન કરો. બાકી સત્ય સ્વયંસિદ્ધ છે. સત્યને અનુકૂળ થઈ જવાની યોગ્યતા કેળવતાં સત્ય પ્રકટે છે.

પ્રશ્ન ૧૮:–અપરિહાર્યનો શોક અસ્થાને કેમ છે?

માણસ વિચારશીલ પ્રાણી છે. વિવેકી પ્રાણી છે. એ જો એના વિવેકનું મૂલ્ય આપે તો તેનાથી અપરિહાર્યનો શોક ન જ થાય. જે વસ્તુના ઉપર આપણો કાબુ જ નથી, જે આપણી ઇચ્છાને અધીન થઈને વર્તતી નથી અને છતાં જેમાં આપણે રાત દહાડો વર્તવાનું છે તે વસ્તુની અવરજવરથી આપણે ડઘાઈ જવું ન ઘટે. જન્મ અને મરણ, દેહનું દર્શન અને અદર્શન તેનું વર્તન અને અવર્તન–આપણા કાબૂની બહાર છે. આપણી ઇચ્છાને અધીન જગતનાં જન્મમરણ નથી. અને છતાં જન્મ અને મરણની વચ્ચે તો આપણે વસવું જ રહ્યું તો પછી જેને માટે આપણે બિલકુલ જોખમદાર નથી, જે આપણા હાથની વાત નથી, જેમાં આપણી સલાહ પૂછાતી નથી જેમાં આપણો અધિકાર જ નથી તેને માટે લીધે આ બધું થાય છે, મારે લીધે જ આ બધું ટકે છે. એમ માની તેના અવર જવરનો શોક કરવો અસ્થાને છે. સૃષ્ટિના નિર્માતાએ દેહ વગેરેનો સ્વભાવ જ આવો બનાવ્યો છે. અને સ્વભાવ ફેરવવાની આપણી તાકાત નથી. શોક એ સ્વભાવને ફેરવવા માટે જીવનો વ્યર્થ ખળવો છે. શોક રહિતના એ સ્વભાવને વર્તી જઈ તેને અનુકૂળ થઈ જવાની જીવની ભવ્ય સત્ય આરાધના છે. આથી જો વિવેક એ જ આપણું મહત્ત્વ હોય તો અપરિહાર્યને અનુકૂળ થઈ સ્વીકારી લેવામાં જ અને કદી શોક ન કરવામાં જ આપણી જીત છે. શોભા છે. સુખ છે. મહિમા છે.

પ્રશ્ન ૧૯:–પ્રાણીમાત્રનાં આદિ ને અંત અણજાણ્યાં રહે છે. ફક્ત વચલી સ્થિતિ થોડી થોડી પરિચિત છે. માટે કાંગારોળ ન કરવી–એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે એઓ પ્રશ્નને ઉડાવતા હોય એમ નથી લાગતું?

ભગવાન અહીં પ્રશ્ન ઉડાવતા નથી પણ નર્યું સત્ય ઉચ્ચરે છે. માણસને અમુક જાણવાનો અધિકાર છે, અમુક જ કરવાનો હક છે. ભૂતકાળ કે ભાવિને જાણવાની જરૂર નથી. તેમાં તેનું હિત નથી. અને આમ છતાંયે એ ભૂત કે ભાવિને જાણવા જ ઇચ્છે તો તે પૂરા પરખી શકે એમ નથી. વર્તમાન તેટલો એણે પોતાના પૂરતો વર્તવો રહ્યો, કેમકે જે પોતાના

તેમાં જ એ મમત કેળવવાનો અને આ બધાંના પરિણામે એ જીવનભર દુઃખી થવાનો. જાતે નીનને એ ન જીવવાનો. બીજાને ન જીવવા દેવાનો. આથી તત્વજ્ઞાનને પૂરું હૃદયમાં ઉતારી તેને વફાદાર રહેવાની દૃઢ નિષ્ઠાપૂર્વક જ્યાં સુધી જીવવાનો દેહી આગ્રહ ન રાખે ત્યાં લગી તો ભગવાનનાં અમૃત મીઠાં વેણ એને ઝેર કડવાં જ લાગવાનાં, સોનેરી વચનો એને કથીર વચનોજ સમજાવાનાં. ભગવાનની હિતનમ વાત તેને અહિતભરી જ લાગવાની તેના જીવનમાં સાચા અર્થમાં ક્રાન્તિ ન જ પેદા થવાની. માટે સત્ય સમજના મૂલ્ય આપી દેવાની સદા તૈયારી હોવી ઘટે.

પ્રશ્ન ૧૯:–આત્માને શસ્ત્ર વગેરે છેદી શકતાં નથી માટે તેવો તેને જાણી તું શોક ન કરતો આવું જાણવામાં શોકનું મર્દન કયાં આવ્યું ?

શોકનો જો સાચો અર્થ આપે જાણ્યો હોત તો આ પ્રશ્ન જ ન ઉઠત. પ્રિય વિયોગમાંથી જન્મતો સંતાપ એટલે શોક. હાયહાય ! મારા પ્રિયજનોનો મને સદાનો વિયોગ થવાનો–હવે હું તેમના વિના કેમ રહી શકીશ–આ જાતની મનોવૃત્તિને શોકનો ઉદ્ગાર ભાવ કહેવામાં આવે છે હવે અહીં ખરી મોકાણ કયાં છે તે અધીર પુરુષ સમજવા ધીરજ રાખતો નથી. પ્રિય કોણ? આનો તટસ્થપણે વિચાર કરવો જોઈતો હતો. તટસ્થ અને સત્યને વળગતો વિચાર તો એમ કહે છે કે આત્મા એ પ્રિય જ નહીં પ્રિયતમ છે. આ આત્મા એક જ છે. એકરસ છે સદા હોનાગે છે એટલું જ નહીં એ સૌનું સ્વરૂપ છે જ્યારે આ પ્રિયતમ આત્મા સૌનું સ્વરૂપ જ છે અને સૌમાં એક જ અને એકરસ છે ત્યારે તેનો વિયોગ જ નથી સભવતો. પોતાને તો પોતાનો વિયોગ કદી હોતો નથી ! શસ્ત્ર અસ્ત્ર વગેરે તમામ પોતાનો વિયોગ કરાવી શકતા નથી તેમની કે કોઈની એ તાકાત નથી. તો જ્યાં પોતાનું સ્વરૂપ જ પ્રિયતમ છે, એ સર્વરૂપ છે. એનો કદી વિયોગ થતો જ નથી તો પછી વિયોગમાંથી પેદા થતા સંતાપને–શોકને કયાં અવસર રહે ? આંખ ઉઘાડ, આંખ ઉઘાડ જો ! સૂરજ તો પ્રકાશ છે અને તે વસ્તુમાત્રને સ્પષ્ટ બનાવે છે અને અંધારાના ભયને ભગાડે છે એમ દેખતો માણસ વિનવી વિનવીને થાકે પણ જેણે આંખને ન જ ઉઘાડવાનો દૃઢ નિશ્ચય કરી લીધો હોય, અને આંખ ઉઘાડયા વગર ભરપ્રકાશમાં પણ આંધળું અંધારું જ છે એમ માનીને રોકકળ કરે તેને આશ્વાસન શું આપવું ! તેને રડવા જ દેવો રહ્યો. તેણે ડર્યા જ કરવું રહ્યું તેને માટે ઉપાય નથી ! હા જો એમ કહેતા હો કે આત્મા એ પ્રિયતમ છે એ અમને નથી સમજાતું તો તે બીજી વાત

છે. નથી સમજાતું તો એ સમજાય એ માટે પ્રયત્ન કરો. પ્રયત્ન પછી પણ ન સમજાય તો સમજો કે ક્યાંક ભારે દોષ રહી ગયો છે. તે દોષનું પૂર્ણ માર્જન કરો. બાકી સત્ય સ્વયસિદ્ધ છે. સત્યને અનુકૂળ થઇ જવાની યોગ્યતા કેળવતાં સત્ય પ્રકટે છે.

પ્રશ્ન ૧૮:–અપરિહાર્યનો શોક અસ્થાને કેમ છે?

માણસ વિચારશીલ પ્રાણી છે. વિવેકી પ્રાણી છે. એ જો એના વિવેકનું મૂલ્ય આપે તો તેનાથી અપરિહાર્યનો શોક ન જ થાય. જે વસ્તુના ઉપર આપણો કાબુ જ નથી, જે આપણી ઇચ્છાને અધીન થઇને વર્તતી નથી અને છતાં જેમાં આપણે રાત દહાડો વર્તવાનું છે તે વસ્તુની અવરજવરથી આપણે ડઘાઇ જવુ ન ઘટે જન્મ અને મરણ, દેહનું દર્શન અને અદર્શન તેનું વર્તન અને અવર્તન–આપણા કાબૂની બહાર છે. આપણી ઇચ્છાને અધીન જગતનાં જન્મમરણ નથી. અને છતાં જન્મ અને મરણની વચ્ચે તો આપણે વસવું જ રહ્યું તો પછી જેને માટે આપણે બિલકુલ જોખમદાર નથી, જે આપણા હાથની વાત નથી, જેમાં આપણી સલાહ પૂછાતી નથી જેમાં આપણો અધિકાર જ નથી તેને મારે લીધે આ બધું થાય છે, મારે લીધે જ આ બધુ ટકે છે. એમ માની તેના અવર જવરનો શોક કરવો અસ્થાને છે. સૃષ્ટિના નિર્માતાએ દેહ વગેરેનો સ્વભાવ જ આવો બનાવ્યો છે. અને સ્વભાવ ફેરવવાની આપણી તાકાત નથી. શોક એ સ્વભાવને ફેરવવા માટે જીવનો વ્યર્થ બળવો છે. શોક રહિતતા એ સ્વભાવને વર્તી જઈ તેને અનુકૂળ થઈ જવાની જીવની ભવ્ય સત્ય આરાધના છે. આથી જો વિવેક એ જ આપણું મહત્વ હોય તો અપરિહાર્યને અનુકૂળ થઈ સ્વીકારી લેવામાં જ અને કદી શોક ન કરવામાં જ આપણી જીત છે. શોભા છે. સુખ છે. મહિમા છે.

પ્રશ્ન ૧૯:–પ્રાણીમાત્રનાં આદિ કે અંત અણજાણ્યાં રહે છે. ફક્ત વચલી સ્થિતિ થોડી થોડી પરિચિત છે. માટે કાંગારોળ ન કરવી–એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે એઓ પ્રશ્નને ઉડાવતા હોય એમ નથી લાગતું?

ભગવાન અહીં પ્રશ્ન ઉડાવતા નથી પણ નવું સત્ય ઉચ્ચરે છે. માણસને અમુક જાણવાનો અધિકાર છે, અમુક જ કરવાનો હક છે. ભૂતકાળ કે ભાવિને જાણવાની જરૂર નથી. તેમાં તેનું હિત નથી. અને આમ છતાંએ એ ભૂત કે ભાવિને જાણવા જ ઇચ્છે તો તે પૂરા પરખી શકે એમ નથી. વર્તમાન તેટલો એણે પોતાના પૂરતો વર્તવો રહ્યો, કેમકે જે પોતાના

બડપ્રિય કે હિંસાગુણપ્રિય હતા જ નહીં. વળી તેને કોઈના ઉપર વેર પણ ન હતું અને એ એવા અસમર્થ ન હતા—કે સાપ મારવાનો હોય તો પરોણા પાસે મરાવે આથી અર્જુનને ભગવાન ઉશ્કેરતા લાગે છે એમ જ્યારે આપ માનો છો ત્યારે તમે જ કયાંક ઉશ્કેરાયેલા છો એમ ન છૂટકેનું માનવુ પડે છે આત્મા જ્યારે નિત્ય ઠર્યો અને આથી તેનો સદા સંયોગ જ રહ્યો અને દેહ જ્યારે અનિત્ય ઠર્યો અને તેનો વિયોગ ધ્રુવ જ રહ્યો ત્યારે દેહ ત્યાગ થતા કર્તવ્યો કરતાં જ રહ્યા કેમકે જ્યા સુધી દેહ છે ત્યાં સુધી કાંઈ થવાનું તો ખરૂ જ દેહ હોય ને કામ ન કરાય એ આ દુનિયાની જેવી છે તેવી રચનામા અશક્ય છે વળી જે કંઈ કરાય તેનુ ફળ પણ આવે જ ફળ લાભમાં આવે કે ગેરલાભમા એ પણ એટલુ જ નથી છે પણ માણસને વિવેક નામની ચીજ કુદરતે બક્ષી છે અને તે વિવેક લાભ થાય એવુ જ કરવામાં માણસને સહાયક થઇ શકે છે તો પછી જ્યા સુધી વિવેક ખોટો નથી થયો ત્યા સુધી આપણા લાભમા જ પરિણમે એવુ કાર્ય કરવામા આળસ શાને? આત્મા જવાનો નથી દેહ રહેવાનો નથી અને દેહદ્વારા કંઇ થવાનુ તો ખરૂ જ. તો પછી જીવીએ ત્યા સુધી દેહદ્વારા કરવા યોગ્ય જ કરીએ અને જીવનકાળે કર્તવ્ય બજાવ્યાનો પરમ સંતોષ પામી જન્મમરણમાથી છૂટીએ એમાં વિષાદ કેમ હોય? જીવનમાગે જો આ સમજ ન રાખીએ તો પછી ન કરવા જેવું જ આપણાથી થાય અને તેનું ફળ તો ભોગવે જ છૂટકો તો પછી ન કરવા જેવુ કરી આત્માનો અધઃપાત કરાવી, અનન્તકાળ, અચોક્કસ મુદત સુધી આત્મદર્શનને મુલતવી રાખી, મુક્તિને માણવે વેગળી શાને કરવી? આથી આત્મા અનાત્માની સત્ય સમજ આપીને ત્યાર બાદ ભગવાન અર્જુનને માટે હિતતમ માર્ગનું જ પ્રદર્શન કરે છે ઉશ્કેરનારની માફક તેને અંધારામાં ઉચકીને અફાળતા નથી!

(અપૂર્ણ)

---

પ્રશ્ન ૨૩:–મરશે તો સ્વર્ગે જશે અને જીતશે તો પૃથ્વી ભોગવશે, માટે લડ–આ કાંઇ દલીલ છે? એમાં "ચડ જા બેટા! શૂળીએ"ની મનોદશા નથી?

આપ જેવી મનોદશા કલ્પો છો તેવી મનોદશા અહીં નથી. "ચઢ જા બેટા શૂળીએ ભગવાન તેરા કલ્યાણ કરેગા"ની મનેદશા તો બેજવાબદાર, કપટી, દ્વેષીલા અને પારકાદ્વારા પોતાનો સ્વાર્થ કઢાવી લેવાની ઇચ્છાવાળા, કેવળ સ્વાર્થી અને નિઃસ્નેહ માણસની હોય. ભગવાનની મનોદશા તો સત્યને વળગવાની છે. ભગવાને અત્યાર સુધી જે જીવનદર્શન બતાવ્યું તેમાંથી સહજપણે જ આ નિર્ણય આવીને ઉભો રહે છે. જે માણસ કર્તવ્યને કર્તવ્ય સમજીને માત્ર કરે જ છે તેને તેના તેના ફળ પ્રત્યે સમજપૂર્વકની લાપરવાહી આવે છે. કર્યું એટલે કાંઇ ફળ તો મળવાનું જ. પણ અહીં તો કાર્યને એવી રીતે કરવાનું છે કે જેથી ફળ કદી આપણી પ્રતિકૂળતામાં આવે જ નહીં. દુન્યવી દૃષ્ટિએ પ્રતિકૂળતા જેવી જણાય તોયે અંતરને- એ અનુકૂળ જ લાગે. વળી કર્તવ્ય કરવામાં ઉભય પક્ષે લાભ જ છે. એ બતાવવાનો ભગવાનનો આશય છે. કર્તવ્ય તરીકે આવી પડેલી લડાઇનાં બેજ પરિણામ શક્ય હતાં. એક તો જીત. અને બીજું મરણ. જીત થાય તો અર્જુનને માટે સામ્રાજ્ય તૈયાર હતું. મોત થાય તો સ્વર્ગ હતું. સામ્રાજ્ય અને સ્વર્ગ ઉભયની કે ઉભયમાંથી એકની પણ પ્રાપ્તિ અયોગ્ય ન હતી. તો પછી કર્તવ્ય જ્યારે ઉભય પક્ષે લાભદાયી જ જણાય છે તો તે કરવામાં ભીરુતા શાની? ઢીલ શાની? આળસ શાની?

પ્રશ્ન ૨૪:–સુખદુઃખ વગેરેને સરખાં કરી, તું લડ તને પાપ નહીં લાગે આમ ભગવાન કહે છે ત્યારે એની પાછળ આશય શો છે?

ન થયું અને અપૂર્ણ રહ્યું તો પણ તે કર્મનું ફળ નથી મળતું એમ નથી. પણ મળે છે જ. કેમકે તે કર્મ કર્મની દૃષ્ટિએ અધૂરું ભલે રહ્યું હોય પણ તેની પાછળના આશયની દૃષ્ટિએ તે પૂર્ણ છે અને કર્મની તો મહત્તા જ નથી. કર્મની પાછળના આશયની મહત્તા છે. તેને કરવાની રીતમાં મહત્તા છે. તો જેને કર્મયોગની સાચી સમજ છે અને તેને આચરવાની રીતનું હાડમાં ઉતરી ગયેલું જ્ઞાન છે તે માણસ કર્મનો આરંભ કરે અને તે અધૂરું રહે તો પણ તે પૂરું જ છે. કેમકે તેની પૂર્તિ શેમાં છે તે તે જાણે છે વળી યોગની સમજપૂર્વક જે કાર્ય કરવામાં આવે તે વિધિવિધાનથી પણ આડું જાય, વિધિને અભરાઈએ ચઢાવીને પણ કદાચ કરવામાં આવે અગર તો વચ્ચે જ તે પડી ભાંગે તો પણ તેમાં પાપ લાગતું નથી. કેમકે અહીં તો પાપ અને પુણ્ય બન્નેને જ પીઠ પાછળ નાખીને આગળ ધપવાની વાત છે. અને આ યોગનુ થોડુ આચરણ પણ મહાન ભયમાંથી તારે છે—એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તો કર્મયોગની પૂરી મહત્તા બતાવે છે. યોગની સમજપૂર્વક જે કર્મ થાય તે કર્મનું ફળ કર્તાને સ્પર્શી શકતું નથી. કેમકે યોગની સમજને લીધે કર્તાનું, હું અમુક કર્મનો કર્તા છું એવું કર્તૃત્વનુ અભિમાન જ ઓગળી ગયેલું છે. અને જ્યાં કર્તૃત્વનું રહેજે આછું અછું પણ અભિમાન હોય ત્યાં જ કર્મફળની ભયકરતા પીડે છે. કર્મનું ફળ એટલે જન્મ, આયુષ્ય અને ભોગ—સુખદુઃખનો યથાકર્મ ભોગ ભોગવવા માટે કાળની મર્યાદારૂપ આયુષ્યવાળા નવા દેહ ઇન્દ્રિય વગેરેનો સયોગરૂપ જન્મ પરવશપણે જીવને સેવો પડે છે. અને આ જન્મવામાં જ અનન્ત યાતનાઓ ગર્ભિત છે. અને એ કાંઈ ઓછો ભય નથી. યોગપૂર્વક કર્મ કરવામાં આ મહાન ભયમાંથી રક્ષણ મળે છે. એટલે કે જન્મના બીજને જ બાળી નાંખવાનું આ યોગમાં સામર્થ્ય છે. અને જન્મના બીજ રૂપ અજ્ઞાનને બાળીને ભસ્મ કરતો હોઇને અને તે દ્વારા અનન્ત ભાવિ અને વર્તમાન ભવને ભગાડતો હોઇને યોગ મહાન અને અચ્યુત રક્ષક છે!

પ્રશ્ન ૨૭:— વ્યવસાયાત્મક બુધ્ધિ એટલે શું?

વ્યવસાયાત્મક બુધ્ધિ એટલે નિશ્ચયાત્મક સમજ એવો એનો શબ્દાર્થ થાય છે. નિશ્ચયાત્મક સમજ એટલે કે તત્ત્વને લગતી અફર સમજ. જે તત્ત્વ જેવું છે તેવું જ તે તત્ત્વને લગતું જ્ઞાન થાય અને એ જ્ઞાનમાં સંશય કે વિપરીત જ્ઞાનની કાકરી પણ ન રહે ત્યારે તે નિશ્ચયાત્મક કહેવાય છે. પરમાત્મા અને અનાત્માને તથા પોતાની જાતને લગતું જ્યારે આત્માને આવું સંશય કે વિપરીત જ્ઞાન વગરનું તત્ત્વજ્ઞાન થયા છે ત્યારે તેની જીવનકાળે કેમ વર્તવું

-એ બાબતની સમજમાં ભારે ક્રાન્તિ આવી જાય છે. તેના માણસને કર્મયોગ જ એક આચરવા જેવો છે એની દૃઢ સમજ પડી જાય છે. બસ, કર્તવ્ય કર્મ કરવું જ જોઈએ એવી કર્તવ્યને લગતી કેવળ કર્તવ્યાકાર જે બુદ્ધિ તે વ્યવસાયાત્મક બુદ્ધિ આ બુદ્ધિની સ્થિર પ્રાપ્તિ માટે તત્ત્વનું સમાધિમય દર્શન હોવું ઘટે છે. એ દર્શનમાંથી ફળતી નિષ્ઠા હોવી ઘટે છે અને એ નિષ્ઠાને અનુકૂળ જીવનવર્તન હોવું ઘટે છે. દર્શન, દર્શનાનુકૂળ નિષ્ઠા અને નિષ્ઠાને વફાદાર વર્તન એ વ્યવસાયાત્મક બુદ્ધિનું લક્ષણ છે.

**પ્રશ્ન ૨૮:**–વેદો ત્રિગુણાત્મક ફળ દે છે આથી તેનુ શરણ ખોળવું વ્યર્થ છે એમ જ્યારે ભગવાન્ કહે છે અને અર્જુનને ત્રણ ગુણથી પર થવા કહે છે ત્યારે એ કથનમાં વેદની નિન્દા નથી ? જો ન હોય તો ભગવાનના કથનનો આંતર આશય શો ?

ભગવાનના આ કથનમાં સ્હેજે વેદની નિન્દા નથી પણ વેદનો એટલે કે વેદે કહેલી ક્રિયાના ફલાધિકારનો નિર્ણય છે. જેનો જે અધિકાર હોય તેથી વધીને તે ફળ ન આપી શકે. રાજાનો અમલદાર તેના અધિકાર કરતાં વધુ ફળ ન આપી શકે એ સમજાય એવું છે. તો તે અધિકારીનો એટલો અધિકાર હોય તેથી તે વધુ ફળ ન દઇ શકે એવું કહેવું એ તે અધિકારીની નિન્દા નથી. પણ તેના અધિકારની યથાર્થ આંકણી માત્ર છે. વૈદિક ક્રિયાઓ જન્મમરણને જ દે છે આથી વધુ દેવાનું તેમનું સામર્થ્ય નથી. અને જીવને તો જન્મમરણથી પર થવાનું છે. તો જન્મમરણથી પર થવા ઇચ્છનારને માટે જન્મમરણ દેનાર વેદનું શરણું વ્યર્થ જ હોય ! આથી આ કથનમાં વેદની નિન્દા નથી પણ તેના અધિકારનો નિર્ણય છે.

**પ્રશ્ન ૨૯:**–કર્મમાં જ મનુષ્યનો અધિકાર શાને છે ? ફલમાં કેમ નહીં ? કર્મફલથી પ્રેરાઇને કશું ન કરવું એ શું શક્ય છે ? અકર્મમાં તને સંગ ન હો એટલે શું ?

મનુષ્ય શબ્દના અર્થમાં જ ભગવાનનું આ વિધાન છૂપાયું છે. **મત્વા કર્માણિ સીવ્યતીતિ મનુષ્યઃ**—એટલે કે જે સમજીને કર્મ કરે તે મનુષ્ય અર્થાત્ માણસનામાં બે પ્રધાન અંશ છે. એક સમજણનો અને બીજો કર્તવ્યનો. એટલે કે જ્ઞાનાંશ અને કર્માંશ મળીને માણસ થાય છે. તેમાં જે કર્મનો અંશ છે તેનો નિયામક જ્ઞાન અંશ છે. અર્થાત્ જે સમજપૂર્વક કર્મ કરે તે જ માણસ. બીજો, માણસની આકૃતિવાળો હોય છતાં મનુષ્ય નથી. અને આ જે સમજણનો અંશ છે તેનું જ બીજું નામ વિવેક છે. અને વિવેક

જન્ય પ્રશસ્ત વલણુ તે સમતા કહેવાય. આ હર્ષ કે વિષાદને વશ ન થતાં તે બન્નેથી અણુઓટયા રહેવાની જે આવડત તેજ યોગનું ફળ છે. ફળ છે એટલે કે યોગની પરિપકવ અવસ્થા છે. જેમ જેમ માણસને યોગ સિધ્ધ થતો જાય એટલે કે પરમાત્મા સાથે તેનુ જોડાણુ થતું જાય છે તેમ તેમ પરમાત્માના પ્રકાશમય ગુણોનું તેનામાં પણુ સંક્રમણુ થતું જાય છે. આ પરમાત્માના પ્રકાશનો આપૂર જ્યારે માણુસના હૃદયને ભરી દે છે ત્યારે યોગ પૂર્ણુ થયો કહેવાય. અને આ યોગમાંથી સમતા છતી થાય છે. આ સમતા યોગની પરિપકવ અવસ્થા હોવાથી ભગવાન સમત્વને જ યોગ કહે છે. સાધનનો જ પ્રકર્ષ તે અહીં તો સાધ્ય છે.

**પ્રશ્ન ૩૧:**–બુદ્ધિયોગ કરતાં કર્મ શ્રેષ્ઠ નથી એનો શો અર્થ?

બુધ્ધિયોગનો અર્થ ઉપર સ્પષ્ટ કર્યો છે. બુધ્ધિયોગ એટલે સમત્વયોગ. એ યોગપૂર્વક જે કર્મ કરવામાં આવે છે તેમાં ફળને માટે ચિન્તા જ હોતી નથી કેમકે બુધ્ધિયોગ આસક્તિને સૂકવી નાંખે છે. રાગદ્વેષની જડને જ ઉખેડી કાઢે છે. અને વિના રાગદ્વેષે તટસ્થ ભાવે જે કતવ્ય કર્મ કરવામાં આવે તેનું ફળ તો છે જ અને અતિ ઉમદા ફળ છે. છતાં તેમાં ફળને માટે વલખાં નથી. આથી પૂર્ણ શાંતિ છે! જ્યારે કેવળ કર્મમાં એટલે કે ફલાભિલાષથી થતાં કર્મમાં એમ નથી. નીરાંત નથી. તેમાં મલિનતા છે. આસક્તિ, રાગદ્વેષ વગેરેનો તેને ભારે સ્પર્શ છે. અને આથી પરિણામે ત્યાં અશાન્તિ છે. આથી ભગવાન કહે છે કે સમત્વબુધ્ધિથી થતાં કર્મની સરખામણીમાં ફલાશાથી થતું કર્મ અતિશય હીન છે. સમત્વની પ્રાપ્તિમાં બ્રાહ્મણત્વ છે. અસમતાપૂર્વક એટલે કે ફલથી પ્રેરાઇને કર્મ કરવામાં કાર્પણ્ય છે. અને બ્રાહ્મણ થવું અને કૃપણ ન થવું એ જ તો જીવનદર્શન છે.

**પ્રશ્ન ૩૨:**–યોગ એટલે કર્મ કૌશલ એમ વળી ભગવાન કહે છે. તો સમત્વ એટલે યોગ અને કર્મ કૌશલ એટલે પણ યોગ તો એ બેનો સમન્વય ક્યાં?

"योगः कर्मसु कौशलं" આ વાક્યમાં ક્રિયાપદ અધ્યાહાર્ય છે. "योगः कर्मसु कौशलं आदधाति-निधापयति-स्थापयति" એવો એનો અર્થ થાય છે. એટલે કે જો યોગ હોય તો તે કર્મમાં કૌશલ્ય આણે છે. કૌશલ્ય એટલે માંગલ્ય. આ મંગલતા એટલે કે કર્મથી પેદા થતું જે પાપ કે પુણ્ય તેના સ્પર્શથી પેદા થતું જે બંધન તે બંધનનું નિવારણ.

અર્થાત્ યોગનું ફળ તે કૌશલ્ય છે. જ્યાં જ્યાં યોગ હોય છે ત્યાં ત્યાં સુખદુઃખ, હર્ષશોક વગેરેને ઉપજાવવાની બીજ શક્તિ જ ડંભાઈ જાય છે. હર્ષશોક વગેરેની પ્રજનન શક્તિને મૂળમાં જ ડાંભી દેનારી જે યોગજન્ય શક્તિની અતિશયતા છે તે જ કૌશલ્ય છે. આ કૌશલ્ય યોગનું ફળ છે, સમત્વ પણ યોગનું ફળ છે. સમત્વ કૌશલને દૃઢ કરે છે. દૃઢ થયેલું કૌશલ સમત્વને સ્થિર કરે છે. ઉભય પહેલાં એક બીજાનાં ઉપકારક થઈને વર્તે છે તો અંતે તે બન્ને એક રૂપ થઈ રહે છે. આમ સમત્વ અને કૌશલ એક જ સિક્કાની બે અવિભાજ્ય બાજુઓ છે. એ બેની સ્થિર દશા તે ચિરયોગ છે. તે જીવનની ધન્યતા છે.

**પ્રશ્ન ૩૩:—કર્મફલનો ત્યાગ કરનાર અનામય પદ પામે છે, તે પદ કયું ?**

પદ શબ્દનો અર્થ સ્થાન થાય છે. અનામય શબ્દ નીરોગિતાનો વાચક છે. કર્મફળ જે સ્થાને માણસને—જીવને લઇ જાય છે તે સ્થાન રોગિષ્ટ છે. કર્મફળ એટલે મૂળમાં તો જાતિ, આયુ ને ભોગ. જાતિ એટલે જન્મ. આયુષ્ય એટલે કાળ મર્યાદા. ભોગ એટલે સુખદુઃખ વગેરેનો અનુભવ. આ ત્રણમાં ભોગ મુખ્ય છે. ભોગ ભોગવવાના સાધનરૂપે કોઈપણ યોનિમાં દેહપ્રાપ્તિ થાય છે. કર્મના ફળરૂપ સુખદુઃખ ભોગવવા માટે કર્મનિર્ણીત જે કાળ મર્યાદા છે તે કાળમર્યાદા એટલે આયુષ્ય છે. હંમેશાં સ્વરૂપ ભોગથી તૃપ્ત રહેનાર જીવાત્માને સુખદુઃખ વગેરેના ભોગ ભોગવવા પડે એજ વિકૃતિ છે. વિકાર છે. હંમેશાં સ્વસ્થતા અને સ્વરૂપભોગતૃપ્તિ એ એની પ્રકૃતિ છે. પ્રકૃતિની વિકૃતિ થાય તેજ રોગ છે. અથી કોઇ પણ યોનિમાં જન્મવું, જન્મી ભોગ ભોગવવા માટે જીવવું, એજ મહાન રોગ છે. ટૂંકમાં આને ભવરોગ કહેવાય. કર્મફલ ભવરોગ આપે છે. હવે કર્મના ફળનો જ જ્યાં ત્યાગ આવે એટલે જાતિ આયુષ્ય અને ભોગનો જ છેદ ઊડી જાય. દેહાદિની સાથે જેનો સ્વપ્ને પણ સંબંધ આવ્યો અને આજથી હવે નથી, જેની સાથે સ્હેજ પણ સંપર્ક એ ભવરોગનું જન્મ જન્માંતરના અગ્રભર ગણાય, તે જીવાત્માને પોતાની પ્રકૃતિ સાંપડે, દેહાદિનો અમર વિયોગ થાય, તે પોતાના સ્વરૂપભૂત નિત્યસુખમાં ઝબકોરાય અને સ્વસ્થ રહે—જેમાં રહેતાં સંસાર રોગનો સ્પર્શ નથી એવા સ્વરૂપમાંથી તેનું પુનરુત્થાન ન થતાં સ્વરૂપમાં રહે તે અનામયપદ નીરોગીપદ. આ અનામય પદની પ્રાપ્તિ પુરુષાર્થની અવધિ. પ્રભુ પ્રસાદની હદ.

પ્રશ્ન ૩૪ઃ-માણુસની મતિ નિર્વેદ ક્યારે પામે? યોગને કેવી રીતે પામે?

આ પ્રશ્નનો જવાબ નિર્વેદ શબ્દની યથાર્થ સમજ માંગે છે. મારે ને અમુક હો એ જાતની રાગગર્ભ લાભબુદ્ધિનો અભાવ એટલે નિર્વેદ અર્થાત્ જે બુદ્ધિ લાભની ગણત્રી ન કરતી હોઈને રાગથી વીંધાયલી ન હોય તે બુદ્ધિને નિર્વેદ બુદ્ધિ કહે છે. વધારે સ્પષ્ટ કહીએ તો જે બુદ્ધિ સોદો કરવા તત્પર નથી-સોદામાં સમજે છતાં સોદામાં રહેલી આકુલીનતા અને હીનતાને સમજતી હોઇને સોદાવૃત્તિથી પર થયેલી હોય તે નિર્વેદ બુદ્ધિ. આ નિર્વેદ બુદ્ધિ મોહની મલિનતા મરી જતાં ઉપજે છે એટલે મોહ જ્યારે મરી જાય ત્યારે એ જન્મે. મોહ એટલે અવળી સમજણ. અવળી સમજના એટલી તો મલિનતા પણ મેલી નથી. આ મલિનતા જ્યારે જ્ઞાનનાં એટલે કે સાચી સમજના જળથી ધોવાઈ જાય ત્યારે પ્રસન્ન નિર્વેદ બુદ્ધિ પેદા થાય છે. પ્રસન્ન મતિ જ સમજી શકે છે કે રાગદ્વેષની જરૂર નથી માટે તે સેવવા યોગ્ય નથી. આમ જ્યારે બુદ્ધિમાંથી રાગ અને દ્વેષના મેલો ધોવાઈ જાય અને મતિ નિર્મળ થાય એટલે એના પછીનું જે પગલું છે તે યોગનું પગલું છે. નિર્મળમતિ અનેક પ્રકારની કૂળની ઝપમતાના રાજરોગમાંથી મુક્ત થાય છે. અને સ્થિર અચલ અને દૃઢ થાય છે-પ્રસન્ન ચિત્તની આ કર્તવ્યકર્મમાં અચલ નિષ્ઠા એ જ યોગ છે!

પ્રશ્ન ૩૫ઃ-સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ પૂછતાં અર્જુને ચોક્કસ પ્રશ્ન કયો કર્યો છે?

આ પ્રશ્નનો જવાબ જાણ્યા તે પહેલાં સ્થિતપ્રજ્ઞ એટલે શું તે જાણી લેવું રહ્યું. એ શબ્દમાં જ એનો પૂરો અર્થ છૂપાયો છે. એમાં સ્થિત અને પ્રજ્ઞ એવા બે શબ્દો છે. સ્થિત એટલે ઊભેલી. પ્રજ્ઞ એટલે પ્રજ્ઞ-વિવેકબુદ્ધિ તે વાળો. જે માણસની વિવેકબુદ્ધિ ઊભેલી છે, પણ ભટકતી નથી એટલે કે તત્ત્વમાં જેની વિવેકબુદ્ધિ સ્થિરપણે ઊભી રહી છે-તત્ત્વને લગતી જેની સમજ ઠરેલી અને અફર છે તેને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. આટલું જાણ્યા બાદ અર્જુનના પ્રશ્નની ચોક્કસ દિશા સમજાશે. પહેલો પ્રશ્ન તો સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ વિષેનો છે. એવાં તે કયાં ચિહ્નો છે જે જેતાંની સાથે જ આપણને સમજાય કે અમુક સ્થિતપ્રજ્ઞ છે? બીજો પ્રશ્ન એ છે કે જે સ્થિતપ્રજ્ઞ છે તે શુભ કે અશુભ-ગમતા ન ગમતા-પદાર્થોની પ્રાપ્તિમાં કેવી રીતે પોતાનો અનુભવ વ્યક્ત કરે એટલે ગમતી ચીજ મળતાં તે હરખાય અને ન ગમતી મળતાં દૂભાય કે બેમાંથી એકે ન કરે? અર્થાત્ હર્ષ વિષાદનું પ્રકાશન તે કેવી રીતે કરે? ત્રીજો પ્રશ્ન એ છે કે એ બેસે કેવી રીતે? એટલે કે દુન્યવી વિષયો એ ઇન્દ્રિયોને બેસવાની જગ્યા છે. તો તેવો માણસ

પરવશપણે વિષયોમાં બેસે એટલે કે વિષયોને ભોગવે કે સ્વવશ થઈને ભોગવે? અર્થાત્ તેની ઇન્દ્રિયો સ્વાધીન હોય છે કે પરાધીન? અને ચોથો પ્રશ્ન એ છે કે સ્થિતપ્રજ્ઞ માણસ ચાલે કેવી રીતે એટલે કે દુનિયામાં જીવનકાળે કઈ મનોદશાથી વર્તે, સ્પૃહાવાળો થઈને કે નિઃસ્પૃહ બનીને એ લૌકિક વ્યવહારમાં વર્તે છે? આ છે અર્જુનના ચાર ચોક્કસ સવાલો. એ સવાલોના જવાબો એટલે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો એમ સમજવું! અને એ લક્ષણો પોતાનામાં જીરવી નાંખવાની રીત એટલે જીવનસાધના.

પ્રશ્ન ૩૬-:સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોનું સ્વરૂપ સમજાવી તેને પ્રાપ્ત કરવા માટે ઉપાયો શા છે તે બતાવશો?

જે સ્થિતપ્રજ્ઞ છે તેનાં લક્ષણોની યાદી, તેમનું સ્વરૂપ અને તેમને પ્રાપ્ત કરવાના ઉપાયોની ગુરુચાવી આ સાથે બતાવવાનો યત્ન છે મનમાં જડ ઘાલીને બેઠેલી કામનાઓનો ત્યાગ; આત્મામાં આત્મા વડે તૃપ્તિ; દુઃખમાં ઉદ્વેગનો અભાવ; અને સુખમાં સ્પૃહાનો અભાવ; રાગ, ભય અને ક્રોધની શૂન્યતા; જડ ચેતન પદાર્થ માત્રમાં આસક્તિનો અભાવ; શુભ કે અશુભની પ્રાપ્તિમાં ન તો વાહવાહ કે ન તો હાયહાય; ઇન્દ્રિયોનો પ્રત્યાહાર; વિષયોના રસની પરદર્શન દ્વારા નિવૃત્તિ; ઇન્દ્રિયોનો સ્વાભાવિક સંયમ; વિષયોના બુદ્ધિઘાતક ચિન્તનનો ત્યાગ; સ્વાધીન ઇન્દ્રિયો દ્વારા જીવનમાં વર્તન; ચિત્તની પ્રસન્નતા; કર્મયોગમાં સુખદાયી નિષ્ઠા; સમુદ્રની માફક સ્વમહિમામાં નિરન્તર નિષ્ઠા; સ્પૃહા, મમતા અને અહંકારનો ત્યાગ—આ છે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો.

આ લોક અને પરલોકના પદાર્થો રમણીય છે, શોભન છે એવી બુધ્ધિને લઇને તે તે વિષયોના ઉપભોગને માટે મનનો જે નિરંતર તલસાટ તે તલસાટ એટલે કામના. આ કામનાઓ રાગથી વીંધાયેલી બુદ્ધિને લઇને તથા વિવેકના અભાવને લઇને પેદા થાય છે. વિવેક બુધ્ધિના પ્રશાન્ત પ્રવાહથી આ રાગ ધોવાય છે. સાચું સુખ વિષયોમાં નથી પણ પોતાનામાં જ છે એ સમજાય તો આ રાગ મરે. કૂતરું હાડકું ચાવે. પોતાની જ દાઢમાંથી લોહી નીકળે. તેનો રસ લાગે અને તે લોહી હાડકાનું છે એમ માને. બાકી પોતાના જ લોહીનો સ્વાદ એ હાડકામાં આરોપીને વર્તે છે. અવિવેકીનું આવું જ વર્તન હોય છે. નીરસ વિષયનું હાડકું અવિવેકી માણસ ચાવે. પોતાના જ અંતરનો આનન્દ વિષયમાં ટપકે અને તે વિષયોનો છે એમ સમજીને વિષયોના લ્હેલાટ વધારે! બાકી જેમ ચંદ્રને પોતાનો પ્રકાશ નથી પણ સૂર્યનો ઉછીનો પ્રકાશ લઇને ચંદ્ર આલ્હાદકારક થાય છે, તેમ વિષયોને પોતાનો આનન્દ

નથી, આત્માના આનન્દને ઉછીનો લઇને તે આહ્‌લાદકારક હોય નહીં એમ પ્રતીત થાય છે! આનન્દનો મૂળ અખંડ ઝરો કર્યા છે, કેવો છે એ જો સમજાય તો આ વાસી આનન્દનું સુખ માલુમ હોડે.

આત્મામાં આત્મા વડે તૃપ્તિ એટલે કે આત્માસ્વરૂપ સુખમય છે. એ સમજની દૃઢતા હોવી, અને આ આત્મસુખને મેળવવા માટે પવિત્ર મન જ સાધન છે. એટલે કે બહારના કેઇ સાધન ઉપર આત્માનન્દની પ્રાપ્તિનો આધાર નથી. વિષયના રસથી રહિત થયેલું પવિત્ર મન આત્માનન્દનું વ્યંજક છે. આ મનને વિષયની અજગર ચૂડમાંથી મુક્ત કરી, આત્મામાં લીન કરવું અને આત્માના રગે એને અણુ અણુમા રંગી દેવું એટલે જ આત્મામાં આત્મા વડે તુષ્ટિ છે. વિવેક અને વિવેકમાથી ફળતું જે વર્તન તે વર્તન માટે દૃઢ નિષ્ઠામાંથી જ સ્થિતપ્રજ્ઞતા પેદા થાય છે, પોષાય છે અને સ્વાભાવિક થઈ જાય છે! આથી અડોલ વિવેક અને તેને આચારમાં મૂકવાનો અણનમ પોલાદી નિશ્ચય એ જ એક ધ્રુવ તારક છે. સુખ અને દુઃખનો સ્વભાવ સમજવાથી તેમનો પ્રભાવ આત્મા ઉપર પડતો નથી. દુન્યવી સુખ કે દુઃખ એ અનુભવમાં આવતાં હોવાથી અને અનુભવ કરતાં અનુભવ કરનારો જૂદો હોઇને અનુભવ એ અનુભવ કર્તાનું સ્વરૂપ નથી સુખ અને દુઃખ એ અનુભવ છે આથી અનુભવ કરનાર આત્માનું એ સ્વરૂપ નથી. આત્મામાં લાગતાં સુખ અને દુઃખ, આત્મામાં આરોપિત સદ્‌ભાવવાળાં છે દરેક જીવે કરેલાં કર્મોનો એ અનિવાર્ય પ્રભાવ છે. આથી કરેલાંને ભોગવી લેવામાં જે ન્યાયીપણું છે તે તેને ટાળવાની પેરવી કરવામાં નથી ભોગવી લેવામાં મુક્તિ છે. શૌર્ય છે. સુખ દુઃખની લગણીને પરવશ થવામાં બન્ધન છે. કાયરતા છે. આથી સુખમાં સ્પૃહા કે દુઃખમાં ઉદ્વેગ ઘટતો નથી, વળી રાગ, દ્વેષ અને ભય પણ આપણાં મૂળમાં છે જ નહીં. તો જે આપણું જ નથી. તેને આપણું માનીને નભાવી લેવું-તેને ખોળે લઇને વર્તવું-એ તો તસ્કર વૃત્તિ છે. આથી રાગદ્વેષ કે ભયની જરૂર નથી અને આથી તેમની સાથે સહીયારાં ઘટતાં નથી.

વળી જડ ચેતન પદાર્થોમાં આસક્તિ હોવી એ ઊભતા આત્માનું લક્ષણ છે. પોતાનાથી જૂદા પદાર્થોમાં પ્રિયપણાની કલ્પના કરી તેની સાથે વહાલ બાંધીને વર્તવામાં અસત્યની પૂજા છે. આત્મા જ પ્રિય છે એમ વસ્તુગત્યા સમજીને આત્મામાં જ પ્રેમ બાંધવો, નભાવવો અને દૃઢ કરવો એ આસક્તિને ધોઈ નાખવાનો ઉપાય છે. વળી શુભાશુભની પ્રાપ્તિ કર્મને અધીન છે. આત્માને મૂળમાં કર્મ સાથે કશીય લેવાદેવા જ નથી. શુભની પ્રાપ્તિમાં

વાહવાહ કરે તો તેનો રાગ પોષાય અને તોષાય એમ સમજવું. અશુભની પ્રાપ્તિમાં હાયહાય કરે તો તે દ્વેષને પોષે છે અને તોષે છે અને રાગ અને દ્વેષ પોષવા જેવા જ ન હતા. દ્વન્દ્વ પદોને સાધને ઉછેરવા એ બુધ્ધિમાનનું લક્ષણ જ નથી આથી જાતે કરેલાં કર્મનું સુખ કે દુઃખ-શુભ કે અશુભ પરિણામ રૂપ જે કાંઇ ઇનામ કર્મફળદાતા પ્રભુ આપે તેમાં તટસ્થતા જ વિવેકમાંથી ફૂટે છે. આ ઉપરાંત ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરવો એ સ્થિતપ્રજ્ઞનું એક લક્ષણ છે. પોતપોતાના વિષયોની સાથે ન જોડાયેલી ઇન્દ્રિયોનું ચિત્તના સ્વરૂપનું અનુકરણ એટલે પ્રત્યાહાર. અર્થાત્ પ્રત્યાહાર ચિત્તની એક તે અવસ્થા છે, જેમાં ઇન્દ્રિયોને પોતપોતાના વિષયો સાથે સંયોગ નથી હોતો, પણ પોતાના ઉત્પાદક ચિત્તનું જે સ્વરૂપ છે તે સ્વરૂપમાં જાણે એકરૂપતા હોય. સાત્વિકતાનો જેમ જેમ ઉમેરો થાય છે તેમ તેમ આ અવસ્થા પ્રાપ્ત થાય છે.

વળી 'પરદર્શન દ્વારા વિષય રસની નિવૃત્તિ જેણે કરી હોય તે સ્થિતપ્રજ્ઞ. પરદર્શન એટલે પરમાત્માને લગતી અવિચલ સમજણ. પરમાત્મા જ રસરાજ છે-રસસાગર છે-તેની એક લહરી માત્રથી વિષયોમા રસમયતા લાગે છે, આથી વિષયોની વાસી રસમયતા એ ભોગવવા જેવી નથી પણ પરમાત્માની નિત્ય તાજી રસમયતા ભોગ્ય છે એવી આંતર સમજદ્વારા વિષયોનું ફિક્કાપણું સમજવું અને તેથી તેમને ભોગવવાની ચળ ટળી જવી એનું નામ વિષય રસની નિવૃત્તિ છે.

ઇન્દ્રિયોનો સ્વાભાવિક સંયમ એટલે સ્વેચ્છાએ ઇન્દ્રિયોને પ્રવર્તાવવાની કે નિવૃત્ત કરવાની કુદરતી શક્તિ કેળવાયેલ બળદ જેમ હાંકનારની ઇચ્છા મુજબ માર્ગે ચાલે છે તેમ કેળવાયેલ ઇન્દ્રિયો તેને પ્રવર્તાવનારની સ્વેચ્છાને અધીન રહીને વર્તે એજ તેમનો સ્વાભાવિક સંયમ છે.

આ ઉપરાંત વિષયોનું ચિન્તન છોડવુ એ પણ સ્થિતપ્રજ્ઞનું એક લક્ષણ છે. વિષયો ધ્યાન ધરવા જેટલા કિંમતી જ ન હતા. છતાં એની ઊંધી કિંમત આંકી અને તેમના ઉપર ખોટાં મૂલ્ય આરોપી જેઓ તેમનું દિનરાત ચિન્તન કરે છે તે છેવટે બુદ્ધિનો ઘાત કરે છે. કેમકે વિષયના ધ્યાનમાંથી સંગ-કામ-ક્રોધ-સંમોહ-સ્મૃતિનો વિભ્રમ અને તેમાંથી બુદ્ધિનો બ્હેરાટ ઉત્તરોત્તર પેદા થાય છે. અને જેની બુધ્ધિ બ્હેર મારી ગઈ તે પુરુષાર્થ માટે અયોગ્ય બને છે અને માણસ છતાં જે પુરુષાર્થ માટે અયોગ્ય નીવડે તે જીવતો મરેલો છે. આથી વિષયના ચિન્તનનો ત્યાગ અનિવાર્ય છે. જો બુદ્ધિ જ જાય તો પછી માણસમા રહે પણ શું ?

સ્વાધીન ઇન્દ્રિયોદ્વારા જીવનમાં વર્તન એટલે કે આત્મજ્ઞાનને અધીન થઇને ઇન્દ્રિયોને જીવનમાં પ્રવર્તાવવી. કેમકે છેવટે તો આત્માનું દર્શન જ એક માત્ર, અગત્યનું છે. પરાધીન ઇન્દ્રિયો આત્માના દર્શનને છાવરી નાંખે છે. અને આત્મા ઢંકાઇ ગયો એટલે ઉપદ્રવોની અનન્ત ધાડ માણુસને પીડે છે!

વળી ચિત્તની પ્રસન્નતા એ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ છે. ચિત્તનો સ્વભાવજ પ્રસન્નતાનો છે. પણ માણુસ કુકર્મો કરીને રજોગુણ અને તમોગુણને ઉભરાવી મૂકી સત્વગુણુની પ્રસન્નતાને મેલી કરી મૂકે છે. રજોગુણ અને તમોગુણનો સમજપૂર્વક નિરાસ કરીને ચિત્તની સ્વાભાવિક સત્વમયતા-પ્રસન્નતાને નિર્બાધપણે પ્રકટ રાખવાની જે આત્મદર્શનમાથી ઉપજતી શક્તિ તે ચિત્તની પ્રસન્નતા છે. આ પ્રસન્નતામાં દુઃખમાત્રને ટાળવાની અમિત શક્તિ છે.

વળી સ્થિતપ્રજ્ઞની કર્મયોગને લગતી સમજ અદ્ધર ન્હોતી હોવાથી તે તો સદાય નિષ્કામ ભાવે કર્મયોગમાં નિષ્ઠાવાળો રહે છે. આ નિષ્ઠામાં સુખ જ સુખ છે. કેમકે કર્મયોગ એ સુખજનક છે. સમુદ્ર જેમ પોતાની મોટાઇમાં સદા રહે છે-મર્યાદાનું ઉલ્લંઘન નથી કરતો, પાણીની અવરજવરથી નાનો મોટો નથી થતો- સદૈવ ઉછળ્યા કરે છે અને સ્વગાનમાં મસ્ત છે તેમ સ્થિતપ્રજ્ઞ પ્રભુકૃત નિયમો અને મર્યાદાના પાલનમાં ભારે ચીવટવાળો, દુન્યવી કામનાઓ અને પદાર્થોની અવરજવરમાં વૃદ્ધિ કે ક્ષયને ન માનનારો આનન્દમાં સદૈવ ઉછળતો અને આત્માના ગાનમાં સદાય મસ્ત રહેનારો છે. આત્માની પ્રાપ્તિને લીધે એને સ્પૃહા નથી. વિવેકને લઇને એનામાં અહંકાર નથી. અને અહંકાર નથી તેથી જ તેનામાં મમતા નથી।

આ બધાંય લક્ષણોની ઉત્પત્તિ, સ્થિતિ અને સ્વાભાવિક ઉદાર અવસ્થા માટે આત્માને લગતી નિર્મલ અને અયત્ન સમજ જ જોઇએ છે. જેને જેને આત્માને લગતી તાત્વિક અદ્ધર વિમલ સમજણ આવી તેને તેને આ લક્ષણો સ્વયમેવ જીવનમાં પ્રકટ થાય છે. આથી સૌ લક્ષણોનું જન્મ-સ્થાન, રહેઠાણ અને પોષણ સ્થાન એ આત્મજ્ઞાન છે.

પ્રશ્ન ૩૯:-કેવળ ઉપવાસીના વિષયો તો નિવૃત થાય પણ રસ જતો નથી તે શું?

કોઇપણ ભોગને આપણે ભોગવીએ તો તે ભોગ આપણા હૃદય ઉપર તેનો સંસ્કાર કોતરતો જાય છે. એકનો એક ભોગ અનેક વખત ભોગવવાથી

આ સંસ્કાર દૃઢ થઈ જાય છે. આ દૃઢ થઇ ચૂકેલો સંસ્કાર ટેવરૂપે થઈ પડે છે. અને પછી તો સ્મરણ માત્રે પણ ભોગ ભોગવવાની ઇચ્છા થઇ આવે છે. અને ભોગ ભોગવવાની ઇન્દ્રિયોની કુશળતા બેહદ વધી જાય છે. પણ આ શરીર વગેરેની ભોગ ભોગવવાની શક્તિ મર્યાદિત હોય છે. એની રચના જ એવી છે. આ મર્યાદિત શક્તિ ભોગ ભોગવવામાં ખર્ચાઇ જાય તેની સાથે ભોગ ભોગવવાની ટેવ અને તૃષ્ણા ટળી જતી નથી. તે ભોગે ભોગે સજીવન થાય છે, તરુણ થાય છે અને બેકાબૂ બને છે. તો ભોગ ભોગવવાની શક્તિ તો રહે નહીં અને તે ભોગવવાનો લ્હેલાટ તો જાય નહીં ત્યારે માણસના મનમાં તૃષ્ણાનું તોફાન ખૂબ વધે છે. ભોગ ભોગવવાની તનની અને ઇન્દ્રિયોની નિર્બલતા અને શિથિલતા આવી જાય પણ મનની ભોગ ભોગવવાની તૃષ્ણા સતેજ રહે અને નિમિત્ત મળતાં અંકુરિત થવાની અનન્ત શક્યતા બતાવે તે સ્થિતિને વિષયોનો રસ કહેવામાં આવે છે. આ રસને સૂકવવાનો એક માત્ર ઉપાય છે આત્મજ્ઞાનમાંથી પેદા થતો દૃઢ વિવેક. જે માણસનામાં આ વિવેક તો હોય નહીં અને તૃષ્ણા તેને પજવતી હોય તેવો માણસ જો રસ સૂકવવાનો ઉપાય ઉપવાસ છે એવું અવળું સમજીને ઉપવાસ ઉપર ઉતરે તો વિષયોને ભોગવવાની તેની શક્તિ જરૂર ઓછી થાય કેમકે અહાર તો ઇન્દ્રિયોનો પ્રાણ છે અહાર ન લે અને ઇન્દ્રિયો નિર્જીવ થઇ જાય તો પછી વિષયોને પકડવાની ઇન્દ્રિયોની શક્તિ નબળી પડી જાય અને તેમ થતાં તેને વિષયોનો ઉપભોગ તો ટળે. પણ તેથી કાંઇ દી વળતો નથી. ખરો ચોર તો પકડાતો નથી. આહાર ન કરવો અને ઉપવાસ કરી કાયાને નબળી પાડી ઇન્દ્રિયોને નિર્જીવ કરી નાંખવાથી વિષયો ભોગવવાની જે તૃષ્ણાની જડ છે રસ છે તે ટળતો નથી. તે તો તેમને તેમ કાયમ રહે છે અને ભાવિમાં અનન્ત ઉપદ્રવ મચાવવાની તેનામાં ભયંકર શક્યતાઓ હોય છે. આથી સમજનો અભાવ કે ગેર સમજ એ રસને સૂકવવાનો ઉપાય જ નથી. વિવેક જ્ઞાન જ એને માટે એક માત્ર ઉપાય છે. વિવેકદ્વારા પરમાત્માનું દર્શન થતાં જે રસમયતા જીવનમાં પ્રકટે છે તે રસમયતા જ વિષયરસની નીરસતાને સાક્ષાત્ અનુભવમાં લાવી તેના ઉપરથી માણસના મનને હટાવે છે.

**પ્રશ્ન ૩૮:–પ્રસાદ એટલે શું?**

પ્રસાદ એટલે પ્રસન્નતા હૃદયની કેવળ સાત્વિક દશાનો સ્થાયી સદ્ભાવ. હૃદયમાં ત્રણ ગુણો હોય છે. સત્વ; રજ અને તમ. એ ત્રણે ગુણો પળ પળ બદલાય છે. ક્ષણે ક્ષણે બદલાતા આ ત્રણે ગુણોનાં પરિણામથી હૃદય પ્રભાવિત

થાય છે. એ ત્રણે ગુણો પૈકી માણસ ધારે તો અભ્યાસના બળે અને વૈરાગ્ય મેળવતે રજોગુણ અને તમોગુણને સત્ત્વગુણનો સંયમી હરાવે ત્યાં લગી ક્ષીણવીર્ય કરી શકે છે સત્ત્વગુણ એ હૃદયનો મૂળ ગુણ છે એ ગુણના પરિણામને વારંવાર અભ્યાસ બળે વધેલું કર્તુ એટલે પ્રસન્નતા છે પ્રસન્નતામાં પ્રકાશ છે હલકાપણુ છે અને વિવેકજ્ઞાન રહેલુ છે સત્વગુણનો પ્રવાહ એકતાન પણે અજસ્ર વહેતો રહે એજ પ્રસન્નતા છે એને માટે અનેક ઉપાયો છે સત્સંગ-સ્વાધ્યાય-યમનિયમોનુ પાલન વગેરે

પ્રશ્ન ૩૯.–જે સૌ ભૂતોની રાત્રિ તેમા સંયમી જાગે અને સંયમી જ્યા ઊંઘે તે બધા ભૂતોની જાગૃતિ–આનો શો અર્થ?

આ શ્લોકનો અર્થ સુંદર છે એમા જાગૃત આત્મા અને ઊંઘતા આત્માનો તફાવત બતાવ્યો છે જાગૃત એટલે જ્ઞાની અને ઊંઘતો એટલે અજ્ઞાની અહીં રાત્રિ અને દિવસ એના મૂળ અર્થમા લેવાના નથી રાત્રિ એ અંધકારનું પ્રતીક છે દિવસ એ પ્રકાશનુ પ્રતીક છે અંધારામા કશુ દેખાતુ નથી દિવસે બધુ સ્પષ્ટ સ્પષ્ટ દેખાય છે નિષ્કામ કર્મયોગ એ અજ્ઞાનીઓને માટે રાત્રિ જેવો છે. અંધારાથી ભરપૂર છે કેમકે અંધારામાં વસ્તુ હોય છતા જેમ સ્પષ્ટ દેખાતી નથી તેમ નિષ્કામ કર્મયોગનુ પૂર્ણફળ મળે છે, છતા અજ્ઞાનીને તે દેખાતુ નથી આથી અજ્ઞાની માણસ નિષ્કામ કર્મયોગ રૂપી રાત્રિમા ઊંઘે છે. એટલે કે તેનુ આચરણ કરતો નથી પેલો જ્ઞાની નિષ્કામ કર્મયોગરૂપી રાત્રિમાં એને દિવસ જેટલો જ સ્પષ્ટ પ્રકાશ લાધેલો હોવાથી જાગતો રહે છે એટલે કે કર્મયોગનુ આચરણ કરે છે સકામ કર્મ એ અંધારુ જે જ્ઞાની માટે એ અજવાળુ છે અજ્ઞાની માટે સકામ કર્મમા કર્મનુ ફળ સ્પષ્ટ દેખાતુ હોવાથી તેમા જ અજ્ઞાની જાગે છે એટલે કે તે તેમા જ લાગેલો રહે છે આ સકામ કર્મ જ્ઞાનીને જ્ઞાનનો પ્રકાશ હોવાથી અંધારાથી–અજ્ઞાનના અંધારાથી ભરેલો ચોક્કસ દેખાય છે આથી તે તેમા પેસી જાય છે એટલે કે સકામ કર્મ કરવામા તે નિષ્ક્રિય થઈ જાય છે–તે આચરતો નથી આમ દર્શન અને અદર્શનમાથી પેદા થતો જીવનનો ન્યારો ભેદ ભગવાન અહીં સમજાવવા ચાહે છે!

પ્રશ્ન ૪૦.–બ્રાહ્મી સ્થિતિ એટલે શુ?

બ્રહ્મની સ્થિતિ એટલે બ્રાહ્મી સ્થિતિ બ્રહ્મ એટલે પરમાત્મા તો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન, સદા પોતાની મોટાઈમા હોનાર, અચલ પ્રતિષ્ઠાવાળા, આત્માથી આત્મામાં સંતુષ્ટ અને પર્યાપ્ત કામ પરમાત્માની જગતની ઉત્પત્તિ

સ્થિતિ અને લય રૂપી પોતાના કર્મોમાં જેવી નિર્મમ, નિરહંકાર અને નિઃસ્પૃહ સ્થિતિ હોય છે તેવી સ્થિતપ્રજ્ઞની સ્થિતિ હોવી એટલે બ્રાહ્મી સ્થિતિ. એટલે કે જાતિ, દેશ અને આત્માની ઉન્નતિ કરનારાં, લોક અને વેદને અનુકૂળ એવાં પોતાના કર્મોમાં નિર્મમ, નિરહંકાર અને નિઃસ્પૃહ સ્થિતિ એટલે બ્રાહ્મી સ્થિતિ. પરમાત્માના સમાન ધર્મા થવાની જે આવડત તેને બ્રાહ્મી સ્થિતિ કહેવામાં આવે છે. આ છેવટની સ્થિતિ છે.

॥ इति सांख्ययोगः ॥

---



## ॥ अथ कर्मयोगः ॥

**પ્રશ્ન ૧:**–ભગવાનની વાણીમાં અર્જુનને દૂધ અને દહીં બન્નેમાં પગ લાગ્યા. જાણે મોહ ઉપજાવનારી મિશ્રિત વાણી લાગી–તો તે ભ્રમ ઉપજાવનારાં વાક્યો ક્યાં?

ભગવાનની વાણીમાં ઉપર ટપકે જોનારને દૂધ અને દહીં બન્નેમાં પગ જણાય એ સ્વાભાવિક છે. પણ જેનામાં તત્ત્વને જોવાની શક્તિ છે તેને એમના વચનોમાં વિરોધાભાસ લાગતો નથી. એટલું જ નહીં, તેમાં ભારે સમન્વય રહેલો પ્રત્યક્ષ જણાય છે. પરસ્પર વિરુધ્ધ વિધાન જરૂર જણાય છે. દાખલા તરીકે પહેલાં **अशोच्यान् अन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे** થી શરૂ કરી ભગવાન ખૂબ વિસ્તારપૂર્વક જ્ઞાનયોગનો ઉપદેશ કરે છે. પછી તરત જ **एषा तेऽभिहिता सांख्ये बुध्धिर्योगेत्विमां शृणु** થી માંડીને વળી વિસ્તારપૂર્વક અને પ્રશંસા સહિત કર્મયોગનો ઉપદેશ દે છે. વળી વચગાળામાં **रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते**–એમ કહીને વિષયનો રાગ ટાળવા માટે જ્ઞાનયોગ જ પરમ સાધન છે એમ દર્શાવે છે આ બધું છતાં એ બધાંય અવિરોધી વિધાનો છે. જ્ઞાનયોગ અને કર્મયોગ પરસ્પર વિરોધી નથી પણ પરસ્પર ઉપકારક અને પૂરક છે. જ્ઞાનયોગ ઉપર કર્મયોગનાં મંડાણ છે અને કર્મયોગથી જ્ઞાનયોગની મૂલવણી થાય છે. આત્માના સાક્ષાત્ જ્ઞાનમાંથી નિષ્કામ કર્મયોગ ફળે છે. અને નિષ્કામ કર્મયોગ જીવનમાં રૂઢ થઈ જતાં આત્મજ્ઞાનની પૂરી કિંમત સમજાય છે. બન્ને એકબીજા વિના અધૂરા છે. એ તો આંધળા લંગડાની જોડી છે. જ્ઞાનયોગ વગરનો કર્મયોગ

આપેલો છે. કર્મયોગ વગરનો જ્ઞાનયોગ દેખવો છતાં લૂલો છે. જ્ઞાનયોગ દેખાડે છે, કર્મયોગ ચાલે છે. અને એ રીતે જીવનનો માર્ગ મોકળો થાય છે. બે વચ્ચે વસ્તાની નિશાની છે. એ બેની વચ્ચે જે સંયોગી અને પ્રાણદાત્રી કડી છે તે ભક્તિયોગની છે. જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ એ ત્રણે મળીને જીવનનો ત્રિકોણ પૂરો થાય છે. રામ, સીતા, લક્ષ્મણના ચિત્રની પેરે આ ત્રણનું સુભગ મિલન છે. રામ તો જ્ઞાનયોગ છે; સીતા તો ભક્તિયોગ છે, લક્ષ્મણ તો કર્મયોગ છે. રામની પ્રસન્નતા સાધવી અને આજ્ઞા પાળવી એ સીતા અને લક્ષ્મણનું જીવનવ્રત છે. સીતા રામની પ્રિયા છે, લક્ષ્મણ તેનો બહિશ્ચર પ્રાણ છે. આ રૂપક તેના પૂર્ણ અર્થમાં અહીં સંપૂર્ણ બંધ-બેસતું છે. સ્થળ સંકોચને લઈને વિસ્તારથી વિરમીએ છીએ.

પ્રશ્ન ૨:–ભગવાન જેને નિષ્ઠા કહે છે તે શું? જ્ઞાનયોગી અને કર્મયોગીની નિષ્ઠામાં તફાવત ક્યો છે? અને ક્યાં છે?

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરુષાર્થ છે. તે પૈકી મોક્ષ સૌથી વડો છે. એ મોક્ષ રૂપી સૌથી વડો પુરુષાર્થ જે ઉપાયે, જે સાધને, જે માર્ગે મેળવી શકાય તે ઉપાય, તે સાધન, તે માર્ગને ભગવદ્‌ગીતાની પરિભાષામાં નિષ્ઠા કહેવામાં આવે છે. આ નિષ્ઠા બે પ્રકારની છે. કર્મયોગ અને જ્ઞાનયોગ. કર્મયોગી અને જ્ઞાનયોગી બન્ને નિષ્ઠાવાળા છે. બન્નેને પ્રભુનો માર્ગ મળી ચૂકેલો છે. પણ વ્યવહારિક જીવનમાં બન્નેની નિષ્ઠા જૂદી છે. જ્ઞાનયોગી આત્માને યથાર્થપણે જાણી સર્વ કર્મોના સંન્યાસનો આગ્રહ સેવી, જીવન પર્યન્ત ઘણેભાગે ભિક્ષાન્ન ઉપર અવલંબી જીવનયાત્રાનો નિર્વાહ કરે છે. કર્મયોગી પણ આત્માને યથાર્થપણે જાણે છે. પણ તે એક પગલું આગળ વધે છે. આત્માને જાણીને તે સર્વજગતના અંતરાત્મા રૂપ પરમાત્મામાં પરમભક્તિથી હમેશાં રહે છે, અને લોક અને શાસ્ત્રને સંમત કર્મોને વિધિપૂર્વક આચરે છે. તે ઘરવાળો છતાં ઘર વગરનો રહે છે. કુટુંબી છતાં કુટુંબરહિત રહે છે. કેમકે તેણે આસક્તિને છેવટની તિલાંજલિ આપી દીધી છે અને આ રીતે યથાકાળે જીવનયાત્રાનો સુખપૂર્વક નિર્વાહ કરી મરણને પ્રેમથી ભેટે છે. આ છે બન્નેના જીવનમાર્ગો. ફેર એટલો છે કે જ્ઞાનયોગી જ્ઞાન પામી, આત્મ કલ્યાણ સાધી, જેનાથી પ્રાણી સમાજનું ભલું થાય એવાં કર્મો કરવામાં આગ્રહ રાખતો નથી. તેનાથી થાય તો ઠીક છે ન થાય તો તેની તે ચિન્તા કરતો નથી. અને ઘણે ભાગે કર્મના આયાસથી કંટાળીને તે બને ત્યાં સુધી કર્મનો આયાસ ટાળવાનો ભાવ સેવે છે. કર્મયોગી જ્ઞાન પામી, આત્મકલ્યાણ સાધી, પ્રાણી સમાજનું જેનાથી ભલું થાય એવાં

કર્મ કરવામાં આગ્રહી હોય છે. તે દિનરાત અનાસક્તભાવે લોકસંગ્રહમાં રચ્યો પચ્યો રહે છે. જ્ઞાની પોતાના જ્ઞાનની, કર્મયોગની ભૂમિકા ઉપર મૂલવણી કરી શકે એમ છે છતાં તે તેનો આગ્રહ રાખતો નથી. કર્મયોગી જ્ઞાનની કર્મયોગની ભૂમિકા ઉપર મૂલવણી કરીને જ્ઞાનને ઉજ્જવલતમ બનાવે છે. આટલો છે બેની નિષ્ઠામાં ભેદ. જ્ઞાનોત્તર જીવન વલણનો તેટલો તફાવત છે. બાકી મૂળ ભૂમિકામાં સમાનતા છે. ભગવાનનો ઝોક જ્ઞાનોત્તર મહિમામય વર્તનનો આગ્રહ રાખવા તરફ છે.

**પ્રશ્ન ૩:**–નૈષ્કર્મ્ય એટલે શું? કર્મના અનારંભ કે સંન્યાસથી નૈષ્કર્મ્ય મળતું નથી એમ ભગવાન કહે છે તેનો શો આશય છે?

નૈષ્કર્મ્ય શબ્દ ગીતા શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. નૈષ્કર્મ્યનો શબ્દાર્થ તો નિષ્કર્મનો ભાવ એવો થાય છે. અર્થાત્ ગીતાશાસ્ત્રમાં નૈષ્કર્મ્ય શબ્દનો છેવટનો અર્થ એ થાય છે કે કર્મ તો કરવાં પણ એવી રીતે કરવાં કે જેથી કરનારને તેના ફળનો સ્પર્શ ન થાય. કર્મ કર્યાં છતાં કર્મના ફળથી પર રહેવાની જે કળા તે નૈષ્કર્મ્ય છે. સકર્મ છતાં છેવટે અકર્મ રહેવાની જે આ આવડત છે તેને નૈષ્કર્મ્ય કહેવામાં આવે છે. અર્થાત્ કર્મના ફળને આપણે ત્રણ કોટિમાં વહેંચી શકીએ. કર્મથી જીવને જન્મ, આયુષ્ય અને ભોગ આવે છે. આ કર્મના ત્રણ પ્રકાર છે. સંચિત કર્મ, પ્રારબ્ધ કર્મ અને ક્રિયમાણ કર્મ. કર્મનાં સ્વગત વળી ચાર ભેદ છે. ધોળું કર્મ, કાળું કર્મ, ધોળું અને કાળું કર્મ અને ન તો ધોળું કે ન તો કાળું એવું કર્મ. આ ચારે ભેદવાળાં ત્રણ વર્ગમાં વહેંચાયેલાં કર્મમાં અનન્ત જન્મ, અનન્ત આયુષ્ય અને અનન્ત ભોગ આપવાની શક્તિ પ્રસુપ્ત પડી છે. એ કર્મોનો જે ફળ દશાએ વટાવ એ જ સંસાર છે. તે પૈકી સંચિત કર્મો એટલે કે અનન્ત કાળથી એકઠાં થઈને પડી રહેલાં, પણ ભાવિમાં અનિશ્ચિત દેશ, કાળ અને નિમિત્ત મળતાં ફળનારાં કર્મોની ફલિત થવાની બીજ શક્તિને ડાંભી દેવી એટલે કે જ્ઞાનબળે તેમને વાંઝીઆ કરી નાંખવા એટલે એક તૃતીયાંશ નૈષ્કર્મ્ય. પ્રારબ્ધ કર્મ એટલે કે ફળ આપવાની જેમણે આ દેહના જન્મ સાથે જ શરૂઆત કરી દીધી છે એવાં કર્મો. આ કર્મો તો ભોગવ્યે જ છૂટકો. તો સમજપૂર્વક આ દેહની સાથે જકડાયેલાં અને કોટિ ઉપાયે પણ ફળ આપવામાંથી ન અટકનારાં કર્મોને પ્રગાઢ પ્રશાંત ભાવે, ધૈર્યથી ભોગવી લેવાની જે કળા તે આવડી એટલે બે તૃતીયાંશ નૈષ્કર્મ્ય. અને પ્રારબ્ધ કર્મને લઈને મળેલો જે આ ચાલુ દેહ તે દેહ વગેરે દ્વારા થતાં જે ચાલુ કર્મો તે ક્રિયમાણ કર્મો છે. આ ક્રિયમાણ

એટલે કે ચાલુ દેહ દ્વારા થતાં કર્મોનું ફળ આપણને સ્પર્શે જ નહીં એવી જે અદ્ભુત કળા તે કળા મળતાં નૈષ્કર્મ્યનો પૂર્ણાંક થાય છે. આનો અર્થ એ થયો કે નૈષ્કર્મ્ય એટલે અત્યંત અનાસક્તિ. દેહ અને આત્માના પૂર્ણ વિવેકમાંથી ફળતું જે સત્ય તે સત્યને વ્યવહારમાં મૂકવાની–અમલમાં આણવાની જે દઢતમ નિષ્ઠા તેનું નામ નૈષ્કર્મ્ય છે. અને નૈષ્કર્મ્ય મેળવવા યોગ્ય છે કેમકે એના પછીથી લાગલું આવે છે તે મોક્ષ છે. એટલે કે આત્માની સ્વમહિમામાં નિરન્તર સ્થિતિ છે.

કર્મનો અનારંભ કે કર્મનો ત્યાગ આ નૈષ્કર્મ્યને સિધ્ધ ન કરી શકે કર્મનો આરંભ જ ન કરવો એ શક્ય નથી. કેમકે કુદરતે પ્રાણીમાત્રની રચના જ એવી કરી છે કે કાંઈ કર્યા સિવાય રહી શકાતું જ નથી. આથી કર્મનો આરંભ જ ન કરવાનો આગ્રહ રાખવો એ તો કુદરત સાથે વ્યર્થ બાથ ભીડવાનો પામર પ્રયત્ન છે. કર્મનો આરંભ ન કરવો અને એ અનારંભ જ નૈષ્કર્મ્ય છે એમ જે માને છે તે મહામૂઢ છે. દયાપાત્ર છે. અતિશય પ્રકાશ અને અતિશય અંધારું બન્નેમાં માણસ જોઈ ન શકે તેથી તે બન્ને એક જ છે એમ માનવાની ભૂલ કરનાર અનુકંપાને પાત્ર છે. કર્મનો અનારંભ એ અતિશય અંધારી મનોદશા છે. નૈષ્કર્મ્ય અતિશય પ્રકાશમય મનોદશા છે. નૈષ્કર્મ્યમાં કર્મ ન કરવાનો મનસૂબો જ નથી હોતો. તેમાં તો નિરન્તર કર્મ કરવાનાં હોય છે અને છતાં કર્મના ફળનો અસહકાર હોય છે. આથી અનારંભ એ નૈષ્કર્મ્ય નથી. એ વિચાર દારિદ્રની છેવટની હદ છે. અને નૈષ્કર્મ્ય માનવ વિચાર સમૃદ્ધિની છેવટની હદ છે. વળી કર્મનો સંન્યાસ એટલે કે ત્યાગ પણ મૂઢ અવસ્થા જ છે. કર્મમાત્રનો ત્યાગ એ આપણા હાથની વાત જ નથી. જે આપણા હાથની વાત જ ન હોય, જેમાં આપણો અધિકાર જ ન હોય તેને ઉદ્દેશીને કેડ કસવામાં રહેલી નરી કરુણતા વિવેકી જોઈ શકે છે. આપણે ફાળે આવેલાં કર્મોને પ્રેમથી કરીને તેમાંથી આપણી બાદબાકી કરવામાં નિષ્કર્મતા છે. તેનો ત્યાગ કરવામાં નથી. કર્મનો આરંભ જ ન કરવો અગર તો પ્રાપ્ત કર્તવ્ય કર્મનો ત્યાગ કરવો એ તો બુદ્ધિનો ભારે અપરાધ છે. એ કુબુધ્ધિનો લીલાવિસ્તાર છે. ભગવાન અહીં આ બુધ્ધિનો અપરાધ ન કરવાનું. કુબુધ્ધિનો પ્રચાર ન કરવાનું દયાના માર્યા ઉપદેશે છે.

**પ્રશ્ન ૪:–મિથ્યાચાર અને સત્યાચારનો ભેદ શો?**

મિથ્યા અને સત્યની વચ્ચે જે ભેદ છે તે જ મિથ્યાચાર અને સત્યાચારની વચ્ચે છે. મિથ્યા એટલે અસત્ય. જે આચરણનો પાયો અસત્ય હોય તે

મિથ્યાચાર. આ મિથ્યાચારનો આકાર આ પ્રમાણે હોય છે. કર્મ કરનારી ઇન્દ્રિયોનો તો સંકોચ કરે પણ મનથી તો વિષયોનું સ્મરણ કરે તો તેવો વિમૂઢાત્મા મિથ્યાચારી કહેવાય. ઉપરથી તો કશું કરતો ન દેખાય પણ અંદરથી બધુંય કરતો પુરુષ દાંભિક છે. આ મિથ્યાચારનું મૂળ વિમૂઢતામાં છે. જેનું મન અવિવેકથી ઘેરાયેલું છે તેનો માણસ કર્મેન્દ્રિયોથી થતાં કર્મને જ કર્મ માને છે. પરંતુ મનથી જે કર્મ થાય તે પણ કર્મ જ છે, કેમકે મન પણ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય બન્ને છે. તો પોતે નિષ્કર્મી છે એમ જગતને સમજાવવા કર્મેન્દ્રિયોથી તો જે કર્મ ન કરે પણ મનથી જે વિષયોનું ચિન્તન અને સેવન કરે તે દાંભિક છે. મિથ્યાચારી છે. તે જગતને છેતરવાનો પ્રયોગ કરે છે. લાડુનું એ સાક્ષાત્ તો ભોજન ન કરે પણ તેની મીઠાશનું ચિન્તન પણ ન છોડે તે ભૂખ્યો તો રહે જ છે અને અંદરથી જાતને પજવે છે તે નફામાં. આ અવળી સમજ મિથ્યાચારનું મૂળ છે. આથી ઉલટો છે સત્યાચાર. સત્યાચારમાં વિવેકી મનદ્વારા ઇન્દ્રિયોનો સ્વાભાવિક સંયમ થાય છે. એટલે વિવેકી મનથી ઇન્દ્રિયોને સ્વાધીન કરવામાં આવે છે. અને ત્યારબાદ અનાસક્ત ભાવે કર્મેન્દ્રિયો દ્વારા કર્મયોગનું આચરણ આવે છે. અર્થાત્ સત્યાચારમાં વિવેક, તમામ ઇન્દ્રિયોનો સંયમ, અનાસક્તિ અને કર્મયોગનું આચરણ આટલાં વાનાંનો સમાવેશ થાય છે. મિથ્યાચારનું મૂળ અવિવેક છે, સત્યાચારનું વિવેક છે. મિથ્યાચારમાં કર્મેન્દ્રિયોનો હઠાત્ સંકોચ હોય છે. સત્યાચારમાં કર્મેન્દ્રિયોનું વિવેકનિયમિત પ્રવર્તન હોય છે. મિથ્યાચારમાં વિષયરસનો માનસિક અતૃપ્તિસૂચક, લ્હેવાટ હોય છે. સત્યાચારમાં વિષયરસની નીરસતાનું ભાન હોઇને, આત્માનંદની તૃપ્તિસૂચક, અનાસક્ત તટસ્થતા હોય છે. મિથ્યાચારમાં કુટિલતા-છે. સત્યાચારમાં સરલતા છે. આથી મિથ્યાચાર કાયર છે. સત્યાચાર શૂર છે. આ દૃષ્ટિએ સત્યાચાર સર્વોત્તમ છે.

**પ્રશ્ન ૫:**–નિયત કર્મ એટલે શું? તે તો કરવાં જ જોઇએ એવો ભગવાનનો આગ્રહ કયા હેતુથી છે?

નિયત શબ્દનો અર્થ થાય છે નિયમિત થયેલાં–નક્કી થયેલાં. જે કર્મો જે માણસને માટે દિનનમ તરીકે-નક્કી થયેલાં હોય–અવશ્યમેવ કરવાં જેવાં તરીકે ઠરેલાં હોય તેને નિયત કર્મ કહેવામાં આવે છે. અમુકને માટે અમુક કર્મ નિયત છે એમ કોણ ઠરાવે? એ ઠેરવનારાં બે પ્રધાન બળો છે. એક શાસ્ત્ર અને બીજું પ્રકૃતિ. દરેક માણસને માટે પ્રકૃતિ અને શાસ્ત્ર ચોક્કસ કર્તવ્ય કર્મોને ઠરાવે છે. પ્રકૃતિ એટલે જન્મજન્માતરના સંસ્કારોનું સંચિત

થયેલું, વંશપરંપરાથી સુદૃઢ થયેલું, અધિકારને નિયમિત કરતું અને આચરણ દશાએ સ્વાભાવિક બનતું, આપણા કાબુથી સામાન્ય રીતે પર રહેતું, અદમ્ય કર્મપ્રેરક કુદરતી બળ. જેમ કે બ્રાહ્મણ પ્રકૃતિ. પ્રવચન, ભણવું ભણાવવું વગેરે જે કર્મ છે તે બ્રાહ્મણને માટે જન્મજન્માન્તરના સંસ્કારોથી સંચિત થયેલું હોય છે. વંશ પરંપરાથી દૃઢ બનેલું હોય છે. બ્રાહ્મણનો જ એમાં કુદરતી વધારે નિઃશંક અધિકાર છે એમ અનુભવ નિયમિત કરે છે. બ્રાહ્મણને માટે એ વધારે સ્વાભાવિક છે. બ્રાહ્મણને એ સ્વયં પ્રેરક છે. આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણ સુથારનો વાંસલો લઈ લાકડામાંથી છોડું ન કાઢી શકે કે સુથાર વેદ લઈને તેને ભણી કે ભણાવી ન શકે. બન્ને બન્નેનું કામ જરૂર કરી શકે છે. પણ જે સ્વાભાવિકતા, સરળતા, સ્વરચના અને સુઘડતાથી પોતપોતાનું કામ કરે તેટલું એક બીજાનું નહીં. આથી સૌનું કર્મ નિયત કરવામાં પ્રકૃતિ એક પ્રધાનબળ છે બીજું શાસ્ત્ર. સૌને માટે બ્રહ્મચર્યાશ્રમના નીતિ નિયમોનું પાલન, ગૃહસ્થાશ્રમનો સ્વીકાર વગેરે કર્મો શાસ્ત્ર નિયમિત છે. આમ શાસ્ત્ર અને પ્રકૃતિથી નક્કી થયેલાં કર્મો–કર્તવ્ય તરીકે નક્કી થયેલાં કર્મો એટલે નિયત કર્મો. ભગવાન એ કર્મો કરવાં જ જોઈએ એમ આગ્રહ રાખે છે ત્યારે કેવળ તેમનું પ્રાણીમાત્ર માટે હિતૈષીપણું જ સ્પષ્ટ થાય છે. જો સૌ પોતપોતાનાં નિયત કર્મો, કર્મો કરવાની રીત પ્રમાણે ન કરે તો જગતની વ્યવસ્થામાં ભંગાણ પડે એટલું જ નહીં વ્યવસ્થા તૂટી જાય. કુદરતની સામેનો બળવો વ્યર્થ જાય. વિવેકબુદ્ધિનું દેવાળું નીકળે અને માણસની જીવનથી વેડફાઈ જાય! બુદ્ધિશાળી પ્રાણીએ કુદરત સાથે સંવાદી જીવન ગાળવું જોઈએ. કુદરતી પરિબળોને શાસ્ત્રીય સમજથી સ્વીકારીને કુદરતમાંથી આત્મલાભ ઉઠાવવો જોઈએ. નિયત કર્મો ન કરવામાં કુદરત સામે વ્યર્થ બંડ છે, શાસ્ત્રીય સમજનો બહિષ્કાર છે. અને આથી પરિણામે જીવન વિસંવાદી અને સુમેળ વિનાનું થાય છે. આથી જગતની જીવનયાત્રાના નિર્વાહ માટે સ્વધર્મ વૃત્તિથી નિયત કર્મો કરવાં જ જોઈએ એવો ભગવાનનો આગ્રહ કેવળ કરુણાથી ભરપૂર છે.

પ્રશ્ન ૬:—કર્મની યજ્ઞાર્થતા એટલે શું?

આ પ્રશ્નનો જવાબ યજ્ઞ શબ્દની યથાર્થ સમજ ઉપર અવલંબે છે. યજ્ ધાતુમાંથી યજ્ઞ શબ્દ પેદા થાય છે. એના ત્રણ અર્થ છે. યજ્ એટલે પૂજા કરવી, દાનકરવું, મેળો કરવો. આમ પૂજા, દાન અને મેળો એટલે યજ્ઞ. અહીં આપણને ત્રીજો અર્થ વધારે ઉપયોગી છે. યજ્ઞ એટલે મેળો. તો કોનો મેળો એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે તો સૃષ્ટિને ઉપજાવનારાં પંચમહાભૂતોનો

મેળો એટલે અહીં યજ્ઞ છે. એટલે કે સૃષ્ટિ એજ એક મહાયજ્ઞ છે. બીજા યજ્ઞમાત્ર આ મહાયજ્ઞના અનુકરણ માત્ર છે. આ મહાયજ્ઞના પરમાત્મા જ યજમાન છે સૂર્ય, અગ્નિ, વાયુ વગેરે મહાન દેવો જ ઋત્વિજ છે. વસન્ત વગેરે ઋતુઓ જ હોમવા યોગ્ય પદાર્થો છે આ સૃષ્ટિ યજ્ઞનો આદિ કે અંત નથી. આ મહાન સૃષ્ટિ યજ્ઞને ખાતર જે કર્મ તે યજ્ઞાર્થ કર્મ એટલે કે આ સૃષ્ટિયજ્ઞને હંમેશાં ચલાવવાના હેતુ ખાતર જે કર્મ કરવાનાં હોય તે કર્મોને યજ્ઞાર્થ કર્મ કહેવાય અને આ સૃષ્ટિ વિષે ઊંડો વિચાર કરતા જણાય છે કે એવું એક પણ તત્ત્વ સ્વાર્થે વર્તતું નથી પણ પારકા ખાતર પ્રવર્તે છે પાણી પાણી માટે નથી, પાણી પીનાર માટે છે. ઝાડ ઝાડ માટે નથી. ઝાડના ઉપભોગ કરનાર માટે છે એટલે કે સૃષ્ટિના વર્તનમા સ્વાર્થ નથી. પરાર્થ જ છે. તો મનુષ્યનુ જીવન પણ જો મહાયજ્ઞ છે તો તેનું વર્તન સ્વાર્થ રહિત હોવુ ઘટે. પરાર્થે વર્તતું જીવન જ સૃષ્ટિ યજ્ઞનુ અનુકરણ છે. પોષણ છે વર્ધન છે આથી માણસ જે કાંઈ કરવા જેવુ કરે તે તેણે સ્વાર્થરહિત થઈને કરવુ રહ્યુ જો તે સ્વાર્થ રહિત થઈને ન વર્તે તો સૃષ્ટિ યજ્ઞનો ધ્વંસ થાય એ ચક્ર અટકી પડે. સ્વાર્થમા પેદા થતા લોભ, મોહ, ક્રોધ વગેરેના પ્રચડ પરિબળો સમસ્ત માનવ સૃષ્ટિની ગતિને અટકાવી દે છે. અને પરિણામે એમા પરપીડન આવતુ હોવાથી સૃષ્ટિની પ્રગતિ રુંધાઈ જાય, આથી સમજુ માણસ તો સૃષ્ટિનો પરાર્થ એ પ્રાણદાતા હેતુ છે એમ સમજીને પરાર્થને જ મહાન સ્વાર્થ તરીકે સમજી વર્તે છે. બસ જીવનના તમામ નિયત કર્મોને પરાર્થે કરવાનો મગળ મનસૂબો અને તેનો પ્રતિપળ અમલ એટલે જ કર્મની યજ્ઞાર્થતા છે એ પરતુ એટલે કે પરમાત્માનુ અનુકરણ છે. અને એમા જ પરમાત્માનુ પૂજન છે, પ્રસન્નતા છે, કેમકે એજ હૃદયથી સમજાતો અને બુદ્ધિને અનુકૂળ થતો જીવનનો મહા કાયદો છે.

પ્રશ્ન ૯:-યજ્ઞશૂન્ય ચોર કેવી રીતે? યજ્ઞયુક્તની જીવનક્રાંતિ કેમ થાય છે?

ઉપનાં વિવેચનથી સમજાયુ હશે કે યજ્ઞ પાછળ પરોપકાર એ જ હેતુ છે. એટલે કે પરાર્થ સાધવામા જ સ્વાર્થની મહા સાધના સાચી રીતે હોય છે એ સમજ છે હવે જે માણસ યજ્ઞ કરતો નથી એટલે પરાર્થે જીવવાનું આળસ કરે છે અને કેવળ સ્વાર્થે પ્રેરાય છે તે માણસ પોતાના સિવાયનાની સેવા તો લે છે પણ તેનો બદલો જરાયે આપતો નથી સૃષ્ટિનાં દરેક તત્ત્વો પરસ્પર ઉપકાર કરીને ટકે છે આ તો કેવળ ઉપકાર લે છે. સામો ઉપકાર કરતો નથી. પારકી ચીજ ઉપર જે તરાપ મારે છે અને તેને પોતીકી કરી

ભોગે છે તે ચોર છે. સૃષ્ટિની એક પણ ચીજ પોતીકી નથી. બધી જ પારકી છે. એને પોતીકી કરવા માટે આપવી પડતી જે કિંમત છે તે પરાર્થતા છે– એટલે કે સ્વાર્થનો ત્યાગ છે. તો જે માણસ સ્વાર્થ ત્યાગ રૂપી કિંમત તો આપતો નથી અને છતાં પારકી ચીજનો ઉપભોગ તો કરે છે તે ચોર નહીં તો બીજું શું ? જે જાતે ઘસાતો નથી અને પારકાના ઘસારાનો લાભ લેવા દરેક પળે તૈયાર છે તે સૃષ્ટિની ચોર છે. એ દુનિયાનું એક ભયંકર અમંગળ છે ! પરસ્પરનું ભાવન એટલે કે પૂજન–પ્રમાદન, એ તો મંગલમાત્રની જન્મભૂમિ છે. અને જે પરસ્પરનું ભાવન ન કરતા પોતાનું જ ભાવન કરવામાં દિનરાત લાગ્યો રહે છે તે સૃષ્ટિની વ્યવસ્થામાં મહાક્ષોભ પેદા કરે છે અને ભંગાણ ઉપજાવે છે. આથી તે ચોર છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેવા માણસની ભગવાન યોગ્યતમ કિંમત મૂકે છે.

પરંતુ જે યજ્ઞયુક્ત છે તેના જીવનની ક્રાંતિ તેની યજ્ઞીયતામાંથી જ થાય છે. તેવા પુરુષો યજ્ઞની બચત ખાય છે. એટલે કે નિઃસ્વાર્થભાવે કર્મ કરે છે. અને નિઃસ્વાર્થભાવે કરેલું કર્મ જે બચત રાખે છે તે શુદ્ધિની. પવિત્રતાની. કેમકે પ્રત્યેક નિઃસ્વાર્થ કર્મ પવિત્રતાને ઉપજાવે છે. પવિત્રતાની પૂંજી વધારે છે. સ્વાર્થનો પૂર્ણ નાશ એટલે પવિત્રતાનો પૂર્ણોદય અને પવિત્રતાનો પૂર્ણોદય પ્રભુમયતાનો પૂર્ણ આવિર્ભાવ છે. જીવનની અશુદ્ધિનો પૂર્ણ અભાવ અને, શુદ્ધિનો પૂર્ણ સદ્ભાવ એ જ મહાન ક્રાંતિ છે દેહધારી પવિત્ર પુરુષ એ તો પરમાત્માનો અવતાર છે. બસ. આ દરેક રીતે પવિત્રતા એટલે જ જીવનની મહાક્રાંતિ છે.

**પ્રશ્ન ૮ :** યજ્ઞમાં બ્રહ્મ પ્રતિષ્ઠિત છે એટલે શું? દૈનંદિન જીવનમાં એ સિદ્ધાંત આપણને કયાં સ્પર્શે?

આનો તદ્દન ચોખ્ખો અર્થ તો એ છે કે પરમાત્મા યજ્ઞમાં આબરૂવાળા છે. એટલે કે પ્રભુની આબરૂ અને પ્રતિષ્ઠાનો જો પરચો જોવો હોય તો તે યજ્ઞકર્મમાં મળે છે. અર્થાત્ જ્યાં જ્યાં યજ્ઞકર્મ છે એટલે કે યજ્ઞીય મનોદશાથી જે જે કર્મ કરવામા આવે છે ત્યાં ત્યાં પ્રભુની પરમ પ્રતિષ્ઠા માલૂમ પડે છે અર્થાત્ "હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે" આ કવિનો જે લૌકિક ભાષામાં ભક્તોને સનાતન કોલ છે તે જ વાત ભગવાન "પ્રભુ યજ્ઞમાં પ્રતિષ્ઠાવાળા છે" એ શબ્દોદ્વારા કહેવા માંગે છે. પ્રભુને નામે અને તેને ખાતર જે કાંઇ કરવામાં આવે છે તે કર્મ કરનારની છેવટે આબરૂ પ્રભુ રાખે છે. ભગવાન ભક્તવત્સલ છે અને ભક્ત પરાધીન છે એ સિધ્ધાન્તનો અહીં ઊંડે ઊંડે ઉલ્લેખ છે. પ્રભુ સૌનો અંતર્યામી છે, સૌ કર્મોના અધ્યક્ષ છે, સૌના સાક્ષી છે અને તેથી તેની સર્વત્ર પ્રતિષ્ઠા છે. આથી યજ્ઞીય કર્મ માત્રની સાચી પ્રતિષ્ઠા-આબરૂ એ ભગવાન છે.

ભગવાન જ સૌ યજ્ઞીય કર્મની પ્રતિષ્ઠા છે એ સિધ્ધાન્ત રોજબરોજના આપણા જીવનમાં સર્વત્ર સ્પર્શે છે. એ એમ શીખવે છે કે કર્મ કર્યે જ છૂટકો છે. તો દરેક કર્મને યજ્ઞીય ભાવે કરવાં. યજ્ઞીય ભાવે કરેલાં પ્રત્યેક કર્મમાં પ્રભુનો નિવાસ છે. અને જેમાં પ્રભુનો નિવાસ હોય, પ્રભુનો સ્પર્શ હોય, પ્રભુની માલકી હોય, પ્રભુને સમર્પણ હોય, ત્યાં સ્વાર્થની દુર્ગંધ હોતી નથી. ત્યાં અહંતાનો વિસ્ફોટક હોતો નથી. અપવિત્રતાનો સ્પર્શ હોતો નથી. દુરાગ્રહનો અંશ પણ હોતો નથી અને આ રીતે પ્રત્યેક કર્મ પ્રભુ રંગથી રંગાયેલાં હોઇને કર્તાને કર્મફળ આપતાં હોવા છતાં તેના સંગથી અલિપ્ત રાખે છે. પૂર્ણ પવિત્રતા આપે છે. ઇશ્વરનો સમાન ધર્મા બનાવી મૂકે છે. અને આ કાંઇ જેવો તેવો ફાયદો છે? એજ તો આપણો માર્ગદર્શક ધ્રુવતારક છે. યજ્ઞમાં પ્રભુવાસ છે એમ જે હૃદયથી સમજે છે તેનું સમસ્ત જીવન પ્રભુમય થઇ જાય છે. કેમકે તેનું આખું જીવન કર્મવ્યાપ્ત હોવાથી યજ્ઞમય છે અને યજ્ઞ પ્રભુમય હોવાથી તેવો માણસ પણ પ્રભુમય હોય છે. સંસારમાં હોવા છતાં ગળાબુડ પ્રભુમય રહેવું એજ તો જીવનદર્શન છે.

**પ્રશ્ન ૯: યજ્ઞભ્રષ્ટનું જીવન કઇ રીતે વ્યર્થ છે?**

યજ્ઞભ્રષ્ટ એટલે સ્વાર્થથી આંધળો મનુષ્ય. સૃષ્ટિનું ચક્ર પરમકૃપાળુ પરમાત્માએ મહાન બુદ્ધિપૂર્વક યોજ્યું છે અને ચલાવ્યું છે. એ ચક્ર સદૈવ ગતિમાન રહે એ માટે નિઃસ્વાર્થતા જરૂરી છે. પરોપકારપૂર્વકની નિઃસ્વાર્થતા એ જીવનનું રહસ્ય છે એટલે કે યજ્ઞમયતા એ જીવનનો મહા કાયદો છે. જે મનુષ્ય આ યજ્ઞ સિવાયનો છે તે સ્વાર્થી હોવાથી સૃષ્ટિ યજ્ઞમાં વિક્ષેપ પેદા કરે છે. અને આ રીતે તે ભૂત-દ્રોહ ઉપજાવે છે દ્રોહ એ પાપ હોઇને તેનું સમસ્ત જીવન પાપથી ભરપૂર થાય છે. અને આવાના જીવનનું એક માત્ર ધ્યેય હોય છે ઇન્દ્રિયોનો આરામ. એટલે કે ભોગલંપટતા એના જીવનનું નિયામક અને પ્રેરક બળ બને છે. તો જે સૃષ્ટિચક્રને અનુકૂળ બનીને ચલાવવામાં મદદ નથી કરતો પણ તેની ગતિને બંધ પાડી દેવાને વ્યર્થ પ્રયત્નો કરતો હોય, જે પુણ્યનો સંચય ન કરતાં પાપની કમાણી જ જમા કરતો હોય અને ઇન્દ્રિયોના સંયમપૂર્વક વર્તવાને બદલે ઇન્દ્રિયોને લંપટ કરી ભોગલોલુપતામાં જ જીવનની ઇતિશ્રી માનતો હોય તે માનવ દયાને પાત્ર છે. એટલું જ નહીં તે ભ્રષ્ટમંગલ છે, માનવ જીવનનું માહાત્મ્ય તે માપી શક્યો નથી. પોતાનું ગૌરવ તે સમજી શક્યો નથી. કોહીનૂરને કોડીની કિંમતે મૂલવનારો તે દર્શનકૃપણ છે. અને જે દર્શન અને વર્તન બન્ને દશાએ કૃપણ તેનું જીવન વ્યર્થથી પણ વ્યર્થ છે. જન્મીને માતાની યુવાની વેડફી નાંખ્યા સિવાય તેનામાં કશું નોંધવા જેવું હોતું નથી.

**પ્રશ્ન ૧૦: આત્મજ્ઞાની માટે કયા આશયે કાર્ય રહેતું નથી?**

જે સાચે જ આત્મજ્ઞાની છે તેને પોતાને કર્મ કે જ્ઞાનદ્વારા એવું કશું રહેતું નથી જે પ્રાપ્ત કરવા યોગ્ય હોય કેમકે તેનામાં કામનાનો જ અભાવ થઇ જાય છે. આત્માની પ્રાપ્તિથી માણસ પર્યાપ્તકામ થાય છે. તેની તમામ કામના પરિપૂર્ણ થઇ જાય છે તો જે ધરાયેલો હોય તેને જેમ ખાવાની ઇચ્છા જ થતી નથી તેમ જે આત્મજ્ઞાનથી ધરાયેલ હોય છે તેને આ લોક કે પરલોકના કોઇપણ પદાર્થની ઝંખના રહેતી નથી. મોક્ષની પણ તેને ઇચ્છા હોતી નથી. અને દીનતા તો કામનાની પુત્રી છે. જેને કામના હોય તે દીન થાય અને મારે માટે મને અમુક દો એમ યાચના કરે. આત્મજ્ઞાની માણસ આત્મપ્રાપ્તિને લઇને પૂર્ણકામ થયેલો હોઇને દીનતાને વટાવીને ઉભેલો હોય છે. તેને યાચના રહેતી નથી. આથી તેને સ્વાર્થે કશું મેળવવાનું ન રહેતું હોવાથી સ્વાર્થે કશું કરવાનું રહેતું નથી. લોકસંગ્ર

એજ એનો સ્વાભાવિક જીવનશ્વાસ બની જાય છે. લોકસંગ્રહ માટે જ જેનો પ્રત્યેક શ્વાસ છે તેવો માણસ પરમાત્માની જંગમમૂર્તિ છે. તે દધીચિ, શીબી રંતિદેવ વગેરેની નવી આવૃત્તિ છે પરમાત્માનો જે જીવ ઉપર અનુગ્રહ ઉતરે છે તેનો સ્વાર્થ સદંતર અદૃશ્ય બને છે, તેનો શ્વાસોશ્વાસ વિશ્વરૂપી પ્રત્યક્ષ પ્રભુની કર્મમયી સેવામાં જ વીતે છે. કેમકે તેને મન પ્રાણીમાત્ર સત્વનિધિ પરમાત્માનો જ તે તે નામ રૂપે અવતાર અને આવિર્ભાવ છે. હું કાઇને માટે કંઇ કરું છું એવું ભાન પણ તેને રહેતું નથી. લોહચુંબકની સમીપતાને લઇને લોખંડ જેમ સ્વયમેવ, પોતાની ઇચ્છા સિવાય પણ પ્રવર્તે છે તેમ લોહચુંબકોનાં પણ લોહચુંબક, પરમ આકર્ષક પરમદેવની સમીપતાને લઇને તેના તરફ તેને ખાતર પોતાની ઇચ્છા સિવાય પણ સ્વયમેવ તેવો પરમમંગલ જીવ પ્રવર્તે છે. એમાં લેવા દેવાનું કશું હોતું જ નથી. આથી આત્મજ્ઞાનીને સ્વાર્થે પ્રવૃત્તિ રહેતી જ નથી.

**પ્રશ્ન ૧૧:** અનાસક્ત ભાવે કર્મ કરવાથી પરમપુરુષની પ્રાપ્તિ થાય છે તે કેવી રીતે?

પરમ પુરુષ પરમાત્માની પ્રાપ્તિ એટલે કે પોતાના જ આત્માની પરમ મહત્તાનો પોતાનામાં જ આવિર્ભાવ અને અનુભવ-સ્વરૂપનો મુક્ત આવિર્ભાવ અત્યંત શુદ્ધિની અપેક્ષા રાખે છે. આસક્તિ અવિવેકમાંથી જન્મતી હોવાથી અને આત્માને રુંધી નાંખી પરિણામે આત્માને ન છાજતો એવો ભયંકર જન્મમરણરૂપી દંડ દેતી હોવાથી, જીવને ડહોળી નાખે એવી અશુદ્ધિ છે. આ આસક્તિથી રંગાયેલાં કર્મ નીરોગી આત્મામાં અનેક અને અનંત રોગ અને ઉપદ્રવને પેદા કરે છે. અને પરિણામે આત્માની જે સ્વતઃસિધ્ધ મંગળમયતા છે તેને અદૃશ્ય કરી નાંખે છે આથી ઉલટું વિવેક અનાસક્તિને જન્માવે છે. આ અનાસક્તિ આત્માના મૂળ અસંગ સ્વભાવમાંથી કુદરતી રીતે જ સિધ્ધ થાય છે. આ અનાસક્તિપૂર્વક વર્તવાથી આત્માને રુંધતા આવરણો ભેદાય છે પળે પળે શુધ્ધિ મળે છે. અને આ શુદ્ધિ એ સીમાએ પહોંચે છે જ્યાં પહોંચતાં આત્માનો અસલી મહામહિમા, અનુપમ અને અતુલ ગૌરવ, પ્રકૃતિથી અસ્પૃશ્યતા, પોતાનું અમૃતપણું અને અબાધિત સુખ-સ્વરૂપતાનો મુક્ત અને પૂર્ણ આવિર્ભાવ પ્રકટે છે. આ પરમશુદ્ધિની પૂર્ણ પ્રાપ્તિ થતાં જ તેને બલાત્ ભોગવવી પડતી દેહના કારાગારની સજા, અને તેમાંથી ઉપજતી અનંત યાતના, હીનતા વગેરે લુપ્ત થઇ જાય છે, ત્યાર પછી જે બાકી રહે તે પૂર્ણતાનો સ્વાનુભવ. આથી ભગવાન અર્જુનને કરવા જેવું કર્મ વિના આસક્તિએ કરવા આગ્રહપૂર્વક ઉપદેશે છે.

**પ્રશ્ન ૧૨ : જીવનમાં શિષ્ટાચારનું મહત્વ શું છે? શિષ્ટ એટલે શું?**

શિષ્ટ શબ્દનો ઉપરનો અર્થ કેળવાયેલો એવો થાય છે. કેળવાયેલો એટલે વિશ્વજીવનના નિયામક ઉચ્ચતમ નિયમોનો જેણે તત્ત્વસ્પર્શી અભ્યાસ કર્યો છે અને તદનુકૂલ જીવનને વલણ આપી તે ધોરણે જે જીવે છે તે અર્થાત્ શિષ્ટ પુરુષ એટલે આપ્ત પુરુષ. આપ્ત એટલે જે મેળવી ચૂકેલો છે તે. શું મેળવી ચૂકેલો એમ જે જીજ્ઞાસા થાય તો જીવનમાં જે સૌથી ઉત્તમ ચીજ છે અને મેળવવા જેવી છે તેને પ્રાપ્ત કરી ચૂકેલો. અને સર્વોચ્ચ ચીજ છે પ્રભુ. અને આથી શિષ્ટ-આપ્ત પુરુષ એટલે પ્રભુને મેળવી ચૂકેલો અર્થાત્ પ્રભુ પ્રાપ્તિનાં જે સાધનો છે તે સાધનો જેણે જીવનમાં વણી દીધાં છે, અને તેના બળે જે પ્રભુને સાક્ષાત્ કરી શક્યો છે અને પ્રભુના સાક્ષાત્કારને લીધે જે દર્શન મળે છે તે દર્શનને વફાદારપણે જે બાકી રહેલું જીવન ગાળે છે તે શિષ્ટ-કેળવાયેલો આ દૃષ્ટિએ જોતાં શિષ્ટાચાર એટલે પરમ સત્ આચાર. અને પરમ સત્યાચાર તો જીવનમાં એક માત્ર મહત્વનો છે. પ્રભુ મેળવી ચૂકેલા એક સાચા અર્થમાં કેળવાયેલ માણસનો આચાર તો સમગ્ર જગતને માટે ધ્રુવરૂપ છે-ભોમીઓ છે, પથપ્રદર્શક છે. એ તો જીવનનો જ્યોતિર્ધર છે-મોટે ભાગે પારકી બુદ્ધિએ ચાલતી જનતાનો એ અમૂલ્ય સહાયક છે. આ શિષ્ટાચાર, સમયસન્માનિત થતાં, આપણી પ્રજાને નિયમિત કરે છે અને ઊંચે લઇ જાય છે. આથી વ્યક્તિગત જીવન અને સમગ્ર જીવનમાં શિષ્ટાચાર તો ખૂબ મહત્વની ચીજ છે. જીવનના તત્ત્વને સાક્ષાત્ જોનાર અને જાણનાર માણસ જ્યારે, જીવન જીવવાના આચારોનું દિગ્દર્શન કરાવે છે ત્યારે તે આચારોનું પાલન માણસને પોતાને જ છેવટે શિષ્ટ કેળવાયેલ,—આપ્ત એટલે કે પ્રભુને મળેલો કરી દે છે. ઉપલા અર્થમાં શિષ્ટાચાર મહત્વનો છે.

**પ્રશ્ન ૧૩ : લોકસંગ્રહને માટે પણ ભગવાન અર્જુનને કર્મ કરવા કહે છે, તો એ લોકસંગ્રહ એટલે શું?**

માણસ જ્યારે સાચા અર્થમાં જાણકાર થાય છે ત્યારે તેને સમજાય છે કે જીવનની પ્રત્યેક પળ કેવળ પરોપકાર અર્થે જ છે. પારકાનું ભલું કરવામાં પોતાનું જ ભલું રહેલું છે. પારકાનો અર્થ સાધવામાં જ સાચી સ્વાર્થ સાધના છે. આથી સાચી સમજ જ્યારે વર્તનમાં ઉતરવા માંડે ત્યારે સ્વાર્થની દુર્ગંધ દૂર થતી જાય છે અને છેવટે સ્વાર્થની સ્હેજે બદબો બાકી રહેતી નથી. સ્વાર્થ જ્યારે છેક મંદ પડી જાય છે ત્યારે માણસ

પોતાને માટે કશું કરવાનું રહેતું નથી. છતાં કશું ન કરવું એ કુદરતના રાજ્યમાં સંભવતું નથી. તો સ્વાર્થે કશું કરવાપણું નથી અને કર્યા સિવાય રહેવાતું નથી તો પછી વચ્ચેનો સત્યાનુકૂળ નિર્ણય એજ આવે છે કે લોકને અર્થે કરવા જેવું કરવું. બસ. નિઃસ્વાર્થ ભાવે જે કરવા જેવું કરે છે તે લોકસંગ્રહ કરે છે. એટલે કે જાતના દાખલાથી તે લોકને કરવા જેવાં કર્મો કરવામાં સંગ્રહીત કરે છે. સંગ્રહ એટલે સારી પેઠે એટલે કે મજબૂત-મંદ પ્રયત્ને છૂટી કે છટકી ન જાય એવી-પકડ. લોકોને કરવા જેવાં કાર્યમાં જે મજબૂતપણે પોતાના દાખલાથી પકડી રાખે છે તે લોકસંગ્રહ કહેવાય. અને અણુજાણપણે પણ જે સારું કર્મ કરે છે તેને સારું જ ફળ મળે છે. અને આમ લોકની ઉન્નતિ થાય છે. અંધારામાં પણ ગોળ જો ખવાય જ તો તે મીઠો લાગે જ. આમ જનતાને ઉન્માર્ગે જતી અટકાવી જે સન્માર્ગે જાતના દાખલાથી વાળે અને તેમાં તેને દૃઢ કરે તે લોકસંગ્રહ કરે છે એમ કહેવાય. તો આ લોકસંગ્રહ તો જાણકાર માણસનો સાવ કુદરતી સ્વભાવ થઇ જાય છે–થવો જોઇએ.

પ્રશ્ન ૧૪: વિદ્વાન અને અવિદ્વાનની કર્મ કરવાની રીતમાં તફાવત કયાં છે?

વિદ્વાન અને અવિદ્વાન વચ્ચે જે તફાવત છે તે આ છે. બન્ને કર્મ તો કરે છે. પણ વિદ્વાન આસક્તિને દૂર કરીને કર્મ કરે છે. અવિદ્વાન આસક્તિસહિત કર્મ કરે છે. વિદ્વાન લોકસંગ્રહને ઉદ્દેશીને કર્મ કરે છે. બીજો સ્વાર્થની સાધનાને અર્થે કરે છે. અવિદ્વાન જેટલો કર્મમાં એકાગ્ર હોય છે તેટલો જ અને કદાચ તેનાથી પણ સમજુ હોવાથી વધારે એકાગ્ર વિદ્વાન હોય છે. પણ એકની એકાગ્રતા તેને જન્મમરણ અને તેના વચગાળામાં આવતી અનેક ઉપદ્રવની જડને દૃઢ કરે છે, અંકુરિત-પુષ્પિત અને ફલિત કરે છે. પેલા વિદ્વાનની એકાગ્રતા તેના જન્મમરણ અને તેના વચગાળામાં ઉપજતી અનન્ત ઉપદ્રવની જડને શિથિલ કરે છે, ઉખેડી નાંખે છે, ડાંભી દે છે. વન્ધ્ય બનાવે છે. આમ ઉપરથી તો એ બેમાં રહેજે તફાવત લાગતો નથી. પણ અંદરથી જોતાં તફાવત સિવાય બીજું કશું લાગતું નથી. કર્મ કરવામાં પ્રયત્નની તુલ્યતા હોવા છતાં ફલ દશાએ એક ગોળ જ ખાય છે બીજો માર જ ખાયા કરે છે! વિદ્વાન જીવનની મધુરિમા ભોગવે છે પેલો જીવનનું ઝેર જ ચૂસ્યા કરે છે! બસ, કર્મ કરવાની રીતમાં તફાવત પડવાથી ફળમાં આટલો તફાવત પડી જાય છે!

પ્રશ્ન ૧૫: વિદ્વાને અજ્ઞનો બુધ્ધિભેદ ન કરાવવો એમ ભગવાન કયા હેતુપૂર્વક કહે છે?

વિદ્વાને અવિદ્વાનની બુધ્ધિમા તડ ન પાડવી એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેમના કથન પાછળ અવિદ્વાનના ઉપર કેવળ કરુણા કરવાનોજ આશય છે. કાગડાને જો બલાત્ હંસની ચાલ શીખવવામાં આવે તો તે કાગડા ઉપર ઉપકાર નથી જ કેમકે તેને હંસની ચાલ આવડવાની નથી જ અને પોતાની ચાલ ભૂલી જાય તે નફામાં વિદ્વાન તો જાણીને કર વાની રીતે કર્મ કરતો હોવાથી કર્મના શુભાશુભ સ્પર્શથી તટસ્થ રહેવાની વૃત્તિ કેળવી શકે છે આ બીચારો જાણતો નથી તેને આત્મા મળ્યો નથી આત્મા તો મળ્યો નથી અને છતા વિષયોનો સ્પર્શ તો તેને મધુરો ન લાગે એ બનતુ નથી જેણે આત્મદર્શનની મધુરિમા અનુભવી છે તેને જ વિષય-રસની કડુતાનો દૃઢ નિશ્ચય થાય છે દર્શનમા જે આંધળો છે તેને દેખતો માણસ જો પોતાને રસ્તે દોરવાનો પ્રયત્ન કરે તો પરિણામે તેને વિષયમાં જે દૃષ્ટિ હતી તે પણ જાય અને દર્શનની દૃષ્ટિ તો મળતી જ નથી આમ ધોબીનો કૂતરો ધરનો યે ન રહે, ઘાટનો યે ન રહે તે વચ્ચે લટકે અને દુનિયામાં તો સૌથી ઊચુ સુખ ત્યાગનુ છે પણ તે જેની પહોંચમા નથી તેને માટે વિષય સુખ એ એક જ આશ્વાસન રહે છે વિદ્વાન પુરુષ જો અજ્ઞને આ એકમાત્ર આશ્વાસનથી પણ દૂર રાખે તો તે તેના ઉપર ઉપ-કાર નથી અપકાર છે અને સમજુ માણસ અપકાર કરે તો તે તો ઇશ્વર-દ્રોહ છે, પ્રજાનો દ્રોહ છે ભૂતદ્રોહ છે, સમાજદ્રોહ છે આથી વિદ્વાન તો જાતે કરે અને અવિદ્વાન પાસે કરાવે अहं ब्रह्मास्मिનો અનધિકારે બોધ નહીં પીરસે

પ્રશ્ન ૧૬. વિદ્વાને કર્મ કેવી રીતે કરવાં?

વિદ્વાને પોતાની વિદ્યાનો ઉપયોગ કરીને તદનુરૂપ કર્મ કરવા વિદ્યા એટલે આત્મજ્ઞાન પોતાની જાતને લગતુ, પોતાની જાતમા નિરન્તર રહેતા પરમાત્માને લગતુ, અને જાતને વિહરવાની જગ્યારૂપી જગતને લગતુ નિશંક જ્ઞાન મેળવી એ જ્ઞાનને અનુરૂપ રીતે કર્મ કરવુ વિદ્વાનને માટે રૂઝે છે અને આ જ્ઞાનને લીધે નિસ્વાર્થતા, અનાસક્તિ, યજ્ઞમયતા, ત્યાગ-શીલતા જ રૂઝે છે આથી જે વિદ્વાન છે તેણે પરાર્થે, અનાસક્ત થઇને નિયત કર્મને કર્મના પ્રેમ ખાતર કરવા જોઇએ ટૂંકમા આત્મજ્ઞાનપૂર્વક ભક્તિથી તરબોળ થઇને, નિષ્કામભાવે કર્મ કરવાં એ વિદ્વાનને માટે કુદરતી

બને છે. સર્વના આત્મારૂપ પરમપિતાનું સર્વભાવે તર્પણ કરવું એ જ વિદ્વાનના કર્મનું રહસ્ય છે.

**પ્રશ્ન ૧૭ :** ભગવાન કહે છે કે, મારા મતનું અનુસરણ કરનાર કર્મબંધનમાંથી છૂટે છે. બીજા અટવાઇ જાય છે-શું ભગવાનનો અહીં સ્વમતાગ્રહ નથી ?

ના. અહીં ભગવાનનો સ્વમતાગ્રહ નથી. પણ સત્યવિધાન છે. કર્મયોગ એ ભગવાનની ભારે સત્ય શોધ છે. એ સત્યને અનુકૂળ થઇને જે વર્તતો નથી તે અટવાઇ જાય છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તે સત્યની આરાધના જ દર્શાવે છે, પોતાની સરમુખત્યારી બતાવતા નથી અને વળી એ પણ ભૂલવાનું નથી કે ભગવાન જાતે જ સત્યની સાક્ષાત્ મૂર્તિ છે. આથી જે સત્યને વફાદાર નથી તે સત્યથી વેગળો થઇ અસત્યમાં અટવાય અને અફળાય તેમાં અસત્યનો વાક છે. ભગવાનનો નથી. એટલે કે માણસ પોતાના જ વાંકે અટવાય છે-ભગવાનના શાપથી નહીં. ભગવાન તો ઉલટું અહીં વરદાન દે છે. જેને વરદાન લેવું નથી તે સ્વયં શાપનો ભોગી બને છે, તેમાં કોઇ શું કરે ?

**પ્રશ્ન ૧૮ :** જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ અનુસાર જ વર્તે છે, તો પછી પુરુષાર્થને માટે અવકાશ જ ક્યાં ?

પ્રકૃતિ એટલે સ્વભાવ. એટલે કે જન્માજન્માન્તરથી સંચિત, માતા-પિતાના રજોવીર્ય સાથે આવેલ, અનેક પ્રકારના સંસ્કારોથી યુક્ત, અને શરીર તથા ઇન્દ્રિયોને રૂપે પરિણામ પામેલ સ્વભાવ. આ સ્વભાવ આગળ પ્રાણી માત્ર લાચાર થઈ જાય છે. આથી જ્ઞાની પણ પ્રકૃતિને વશ થઈ જાય છે ખરો, છતાં પુરુષાર્થને માટે અવકાશ નથી એમ કહેવું એ સાચું નથી. પ્રકૃતિ પુરુષને ઇન્દ્રિયોના શબ્દ વગેરે વિષયોમાં પ્રવર્તાવે છે. વિવેક એટલે કે શાસ્ત્ર માણસને એમ ઉપદેશ આપે છે કે ભલા ! દરેક વિષયમાં રાગદ્વેષ રહેલા છે. તો વિષયોનું સેવન કરતી વેળા તે રાગદ્વેષને અધીન ન થતો. આમ વિષયોના સેવન રૂપી ક્રિયા પોતાના પ્રયત્નથી સાધ્ય છે, તો જે ક્રિયા પોતાના પ્રયત્નથી સાધ્ય હોય તેમાં પુરુષ સદા સ્વતંત્ર છે. રાગદ્વેષને અધીન થઇને વિષયો ભોગવવા, કે પર થઇને ભોગવવા કે માધ્યસ્થ વૃત્તિથી ભોગવવા એ બાબતમાં કોઈ કોઇને રોકટોક કરતું નથી. અને આજ જગ્યાએ પુરુષાર્થને પુષ્કળ અવકાશ છે. આથી પ્રકૃતિ અનુસાર જ વર્તન થાય છે એ

જેમ સાચું છે તેમ પુરુષાર્થને પૂરો અવકાશ પણ છે એ પણ એટલું જ સાચું છે. પુરુષાર્થી માણસ તો છેવટે પ્રકૃતિને પણ સ્વવશ કે પરવશ કરી શકે છે. નાગ નોળીઆની લડાઈમાં પહેલાં ભલે નોળીઓ હારે. છેવટે તો નાગ જ પરાજિત થવાનો. માણસે નોળીઓ થઈને પ્રકૃતિરૂપી નાગણને મ્હાત કરવાની છે.

પ્રશ્ન ૧૯ : સ્વધર્મ અને પરધર્મ એટલે શું ?

ધર્મ એટલે કર્મ. સ્વ એટલે પોતાનુ. પ્રકૃતિ અને શાસ્ત્રે દરેકને માટે જે કર્મ ઠરાવી આપ્યું હોય તે દરેકને માટે સ્વધર્મ. સુથારનું કામ કરવું એ સુથારનો સ્વધર્મ. બ્રાહ્મણનુ કામ કરવુ એ બ્રાહ્મણનો સ્વધર્મ. વૈદ્યનું કામ કરવુ એ વૈદ્યનો સ્વધર્મ. શિક્ષણનું કામ કરવું એ શિક્ષકનો સ્વધર્મ. સુથાર જો બ્રાહ્મણનુ અને બ્રાહ્મણ જો સુથારનું કર્મ કરે તો તે બન્નેને માટે પરધર્મ. ગૃહસ્થ જો સંન્યાસીના કર્મો કરે તો તે તેને માટે પરધર્મ, સંન્યાસી જો ગૃહસ્થાશ્રમ અનુભવે તો તે તેને માટે પરધર્મ. આ છે સામાન્યપણે સ્વધર્મ અને પરધર્મનો નિર્ણય. આ અર્થને નિયમિત કરનારું પરિબળ કયુ છે તે આગળ વિસ્તારપૂર્વક બતાવ્યુ જ છે.

પ્રશ્ન ૨૦ : પાપનો પ્રેરક હેતુ શો ?

પરધર્મનું આચરણ એટલે પાપ. એ પાપમાં પ્રેરનાર તરીકે ભગવાન કામને કહે છે. રજોગુણ કામનો પિતા છે. રજોગુણમાંથી પેદા થતો કામ જ્યારે કોઈક ઠેકાણે મ્હાત થાય ત્યારે તે જ ક્રોધનું રૂપ લે છે. આ કામ મહાખાઉધર છે. મહાપાપી છે. માણસજાતનો ભારે શત્રુ છે. વ્યક્તિગત જીવનમાં જેમ આ પરધર્મનું આચરણ કરવામાં પ્રેરક કામ ભારે હાનિ પહોંચાડે છે તેમ એ પ્રજાની પ્રજાને પણ ભરખી જાય છે. સામાજિક જીવનનું બ્રાહ્મણબળ જ્યારે શૂદ્ર બને છે અને શૂદ્રબળ જ્યારે બ્રાહ્મણ બને છે ત્યારે સામાજિક જીવનનું પતન થાય છે. તેનું ધારણ, પોષણ, વર્ધન અને વર્તન અશક્ય બની જાય છે. આથી પોતપોતાના સ્થાને રહી પોતપોતાના કર્તવ્યના પાલનમાં એકચિત્ત રહેનાર સમાજ સુવ્યવસ્થિત, શાંતિમય અને સુખભોગી બને છે. મૂળ સિદ્ધાંત તો એ છે કે કર્મ એ પ્રધાન નથી. કર્મનું જે પ્રયોજન છે તે પ્રધાન છે. કર્મ બ્રાહ્મણનું હોય કે પછી શૂદ્રનું હોય, કર્મમાત્ર પ્રભુને પ્રસન્ન કરવા માટે હોવુ ઘટે. નદીમાત્ર જેમ સાગરગામી હોય છે તેમ કર્મમાત્ર પ્રભુગામી હોવું ઘટે. જે કર્મ

તાં તે તે દેહને તજી નવાને લેવાને ઉત્સુક હોય છે. અનન્ત કાળથી આ ાંજગડ ચાલી રહેલી છે. આ દૃષ્ટિએ કોઇ જીવ મોડો વહેલો જન્મેલો નથી. ગવાન જ સર્વરૂપે અવતરેલ છે तत् सृष्ट्वा तदेवानुप्राविशत्-સૃષ્ટિ જી તેનો રસ લેવા, શિવ રહેવા છતાં, જીવરૂપે શિવ જ વર્તી રહેલ છે. ા વિરોધાભાસ, દર્શન દશાએ અવિરુદ્ધ સમજાય છે. આથી ભોગ દશાએ જીવ પોતાની અનન્ત પુનરાવૃત્તિ જાણતો નથી. દેહાદિની અંદર જકડાયેલું ત-ચૈતન્ય, સ્વરૂપની સર્વજ્ઞતા, સ્વપ્રકાશના, કે સર્વશક્તિમત્તાને વિસરી ાય છે. પેલું શિવતત્ત્વ, સર્વજ્ઞતા, સ્વપ્રકાશકતા, સર્વશક્તિમત્તાના નિત્ય હિમામય ભાનથી અવિયુક્ત હોય છે. આથી જ ભગવાન બધું જાણે છે, ને જીવ કશું જાણતો નથી-એવો ભગવાન જાતે ઉલ્લેખ કરે છે. આમ ્યારે સૂર્ય કરતાં ભગવાન પ્રાચીન છે એમ કહે છે ત્યારે બુદ્ધિની બહારની ાત કરતા નથી. પણ અતિ સૂક્ષ્મ દર્શનમય પુનર્જન્મનો સિધ્ધાન્ત સ્થાપિત કરે છે. જીવનું શિવપણું કેમ રુંધાયેલું છે એનો નિર્દેશ કરે છે. હની સાથે જીવન ખતમ થતું નથી એમ બતાવે છે. જીવન જીવન જ ાવાથી કદી મરતું નથી એમ દર્શાવે છે. જગતની રચનાની અંદર પરમ ંગળમયતા છે એમ સૂચિત કરે છે આત્માની અમરતા તરફ આંગળી ીંધે છે. પ્રચંડ ગતિથી સદાગતિશીલ જીવનને માટે મોત એ કેવળ અલ્પ-વેરામ છે એવું સૂચન કરે છે. આ છે ભગવાનની દૃષ્ટિ. એ ન સમજાય ા બુદ્ધિનું દેવાળું ગણાય.

**પ્રશ્ન ૪ :** ભગવાનનો અને જીવનો જન્મ કઈ કઈ રીતે જૂદો પડે ે? ભગવાન બધું જાણે અને જીવ કેમ કશું ન જાણે?

જીવાત્માને સ્વરૂપે જન્મ અને મરણ નથી પણ શરીરના સંબંધને હીને તે જન્મે છે તથા મરે છે એમ કહેવાય છે. ભગવાનને તો શરીરદ્વારા ણ જન્મ કે મરણ નથી. કેમકે જન્મ અને મરણમાં કારણ છે શુભ કે અશુભ કર્મ. જીવ શુભાશુભ કર્મયુક્ત છે. પરમાત્માને કર્મ અધીન છે. ાથી જીવ અનીશ્વર છે. પરમાત્મા સર્વેશ્વર છે. જીવાત્મા પ્રકૃતિને વશ થઇને રજીઆત ફલ ભોગવવા માટે જન્મ લે છે, સ્વેચ્છાએ લેતો નથી. પરમાત્મા ્રકૃતિ ઉપર સવાર થાય છે અને સ્વેચ્છાએ પ્રકટે છે. પરવશપણે તેને પ્રક-ટવું પડતું નથી. આમ જીવ અને જગન્નાથના જન્મમાં મહાન ભેદ છે. ભુનો જન્મ જીવના જન્મથી કોઇ ઓર જ છે. જીવાત્મા અજ્ઞાન અને ેની પેદાશથી મર્યાદિત થયેલ હોય છે. આથી તેને સર્વજ્ઞતા હોઈ શકતી નથી. ભગવાનમાં અજ્ઞાન જ નથી. એટલે તેને મર્યાદા નથી. અને આથી ેમનું જ્ઞાન ક્યાંયે રુંધાયેલું નથી તે સર્વજ્ઞ છે.

ઢગલા કરાવે છે. પરિણામે તેને પુરુષાર્થ ભ્રષ્ટ કરીને મહાવેરીની ગરજ સારે છે. જીવનના સધ્યાકાળે, પ્રબળ થયેલ કામની અનન્ત પ્રજા માણસની સામે નિર્દય અટ્ટહાસ્ય કરી તેને દીન દીન બનાવી દે છે. આ છે ટૂંકમાં ભગવાને દોરેલું કામ શત્રુનું રેખાચિત્ર.

પ્રશ્ન ૨૨: કામ જ્ઞાનને ઢાંકી દઈને કેવી રીતે મૂર્છિત કરે છે?

જ્ઞાનને કામ કેવી રીતે ઢાંકી દે છે એ સમજાવવા માટે ભગવાન ત્રણ દૃષ્ટાન્તો આપે છે. ધૂમાડો, મેલ, અને ગર્ભની ચામડી. ગૂંગળાવનારો ધૂમાડો જેમ સર્વદાહક અગ્નિને ઢાંકી દે છે તેમ જીવનને ગૂંગળાવી નાખનારો, કાષ્ટરૂપી અગ્નિની પ્રકૃતિની અશુદ્ધિમાંથી જન્મનારો, કામરૂપી ધુમાડો સર્વદાહક અગ્નિ સમા જ્ઞાનને-આત્મજ્ઞાનને આવરી દે છે. ચીકણો મેલ જેમ ચોકખા આરસીની પ્રતિબિંબ ઝીલવાની શકિતને પાંગળી કરી દે તેમ આ કામરૂપી ચીકણો મેલ અંતરાત્માની ચોકખી-આરસીની સ્પષ્ટ પ્રતિબિંબ ઝીલવાની શક્તિને પાંગળી કરી દે છે. ગર્ભને વીંટાળાઈને રહેતી સ્વરૂપે મેલી ચામડી જેમ ગર્ભસ્થ બાળકને ઢાંકી દે છે તેમ સ્વરૂપે મેલો કામ અંતઃસ્થ જ્ઞાનને ઢાંકી દે છે. પહેલું દૃષ્ટાન્ત આત્મજ્ઞાનના આવરણ માટે છે. બીજું અનાત્મજ્ઞાનના આવરણને સ્પષ્ટ કરનારું છે. ત્રીજું જ્ઞાનમાત્રના આવરણને બતાવનારું છે. આવાં જ્ઞાનમાત્રને ઢાંકી વર્તનારા કામના ઈન્દ્રિયો મન અને બુદ્ધિ એટલા ગઢ છે. એ ગઢમાંથી રહ્યો રહ્યો આ કામ જીવને મૂર્છિત કરે છે.

પ્રશ્ન ૨૩:-કામને પરાજિત કરી આત્મજ્ઞાન મેળવવાનું કારણ શું?

આત્મજ્ઞાન મેળવવાનું કરણ એટલું જ કે તે જ એક મેળવવા જેવું છે. જેણે આત્મજ્ઞાન તેટલું જ ન મેળવ્યું અને તે સિવાયનું બધું જ મેળવ્યું તો તેના જેવો દરિદ્રી કોઈ નથી. જેણે આત્મજ્ઞાન તેટલું જ મેળવ્યું અને બીજું બધું જ ન મેળવ્યું તો તેના જેવો કોઈ બાદશાહ નથી! જાણી જોઈને જેણે દુઃખી થવાના સોગંદ લીધા હેય તે ભલે આત્મજ્ઞાન ન મેળવે. પણ જેણે સુખી થવાનુ વ્રત લીધું હોય તેણે તો તેને પ્રાપ્ત કર્યે જ છૂટકો છે. કામનો પરાજ્ય કરી જે આત્મજ્ઞાનનું સુસમૃધ્ધ સ્વરાજ્ય મેળવે તેના જેવો શૂર એકે નથી. તલવારથી દિગ્વિજય મેળવનાર મહાકાયર હોઈ શકે છે. આ આંતર અને ચતુર 'સ્વગોપન દક્ષ'=પોતાની રક્ષા કરવામાં હંમેશાં જાગૃત અને કુશળ એવા આ મહાવેરીને જે ગોતી ગોતીને ભોય ભેગો કરે તે સાચો શૂર. માનવનો ઈતિહાસ એવાની નોંધણી કરતો હોવો ઘટે.

॥ इति कर्मयोगः ॥



## ॥ अथ ज्ञानयोगः ॥

**પ્રશ્ન ૧ :** ભગવાને કર્મયોગ સૂર્યને કહ્યો, સૂર્યે મનુને કહ્યો અને મનુદ્વારા એ જગતમાં પ્રચલિત થયો—આ સમ્પ્રદાયનો ઉલ્લેખ કરવાની મતલબ શી?

આ કર્મયોગ એ કાંઈ ભગવાનને રણભૂમિમાં એકાએક સ્ફુરી આવેલું દર્શન નથી પણ એ તો સૃષ્ટિજૂનો છે. સૃષ્ટિનું એ મંડાણ જ છે. સૃષ્ટિની રચનામાંથી ચિન્તનદ્વારા સ્ફુરી આવતું એ એક મહાસત્ય છે. એ આધુનિક નથી. એ બતાવવા ભગવાને આ સમ્પ્રદાય પરમ્પરાનો ઉલ્લેખ કર્યો છે. વખત છે ને અર્જુનને એમ શંકા થાય કે મહાબુદ્ધિશાળી ભગવાન કદાચ તેનું તત્કાળ પૂરતું મન મનાવવા તો આ સિદ્ધાન્ત ન કહેતા હોય? આ શંકાને દૂર કરી જીવનમાત્રનું કર્મયોગ એ રહસ્ય છે એમ બતાવવું એ ભગવાનનું લક્ષ્ય છે. આથી કર્મયોગ એ કાળજૂનો છે એમ જ્યારે ભગવાન બતાવે છે ત્યારે કર્મયોગનું સનાતન આયુષ્ય અને સનાતન માહાત્મ્ય કેવું છે તે સ્પષ્ટ કરે છે. વળી માણસ સ્વરૂપે સત્ય હોઇને અને સત્ય ત્રણે કાળમાં ચાલુ રહેતું હોઇને જે વાત સનાતન હોય તેના ઉપર તેનો ઇતબાર વધારે બેસે છે. અને આથી તો માણસને પ્રાચીનતમ ચીજ ઉપર વધારે મમતા, વધારે શ્રદ્ધા, વધારે સદ્ભાવ હોય છે. કેમકે એ ચીજ, નિયમ કે સિદ્ધાન્ત કાળની ક્રાન્તિમાં પણ ન પીસાઈ જાય તે કેવો બલવાન અને અજર અમર રહેતો હશે એની એને અંતરના ઊંડાણમાં અણજાણપણે પ્રતીતિ હોય છે અને આથી જ્યારે જ્યારે સનાતન વસ્તુનો ઉલ્લેખ આવે છે ત્યારે કુદરતી રીતે માણસની તેમાં શ્રદ્ધા વધારે દૃઢ બને છે. આ બન્ને ચીજને ધ્યાનમાં લઇને ભગવાન અહીં સમ્પ્રદાય પરંપરાનો કુશળ રીતે ઉલ્લેખ કરે છે.

**પ્રશ્ન ૨ :** કર્મયોગ ઉત્તમ રહસ્ય છે અને અર્જુનને જ તે ભગવાન કહે છે, આનું કારણ શું?

કર્મયોગ સૌથી શ્રેષ્ઠ છે કેમકે તે અભ્યુદય અને નિઃશ્રેયસ્ એટલે કે આલોક, પરલોક અને છેવટે આત્મલોકની ઉન્નતિ કરનારો છે. એકી વખતે, આ ત્રણે ફળ આપે તે ઉત્તમ છે. શાસ્ત્રમાત્રનો એટલે કે હિતતમ ચિન્તન માત્રનો એ સાર છે. રહસ્ય છે. આથી એ મહામોંઘી અને

જીવાત્મા પણ મૂળમાં પરમાત્માનો સમાનધર્મા છે. એ બન્ને એક જ જાતનાં પીછાંવાળાં પક્ષી છે. તો પરમાત્માનો જન્મ છે પણ જેમ તેને કર્મ કે કર્મફલના સ્પર્શ સાથે સંબંધ નથી તેમ જીવાત્મા પણ જન્મે પણ તે કર્મ અને કર્મફલથી અસ્પૃષ્ટ કેવી રીતે રહે તે શોધી કાઢી તે પ્રમાણે વર્તે તો પરિણામે જીવનો છૂટકારો જ છે. પરમાત્મા જેમ અણુ અણુમાં પરિપૂર્ણ છે છતાં અણુ અણુથી પર છે તેમ જીવાત્માએ પણ સૌમાં રહ્યા છતાં સૌથી પર રહેવાની પરમકળા પરમાત્માનો જ સમાન ધર્મા હોવાથી શોધવી રહી. આ છે ભગવાનના દિવ્યજન્મના તત્ત્વજ્ઞાનનું જીવગત ફળ. આ પરમ તટસ્થતા મેળવવા માટે જીવને પ્રભુના દિવ્યકર્મનું તત્ત્વજ્ઞાન હોવું જોઇએ. એટલે કે ભગવાન ત્રિવિધ હેતુને પાર પાડવા માટે જન્મે છે. સાધુઓનું રક્ષણ, અસાધુઓનું દલન, અને ધર્મનું પુનસંસ્કરણ એ ત્રણ હેતુઓ છે. આથી જે જીવ એમ નિઃશંકપણે જાણે છે કે પ્રભુ સાધુનો બેલી છે, દુષ્ટોનો સંહારક છે તે પ્રતિપળ પોતાની સાધુતા જ વધારશે. પોતાનામાં રહેલા અસાધુને પ્રતિપળ રૂખસદ આપશે અને પ્રાણાન્તે પણ ધર્મને જ વળગશે કેમકે ધર્મનું સંસ્થાપન, વર્ધાપન અને પરિપાલન એ પ્રભુની નિરન્તર ચિન્તાનો વિષય છે. આમ અસાધુતાને સાધુનાથી પડકારી, સાધુતામાં ચીવટ રાખી, ધર્મપંથે વિચરનારને પરિણામે મુક્તિ મળે જ. આથી ભગવાનના દિવ્ય કર્મનું રહસ્ય તત્ત્વતઃ જાણનાર કદી આળસુ થઈ ભગવાનને માટે ભાર-વાચક બનીને નહીં બેસી રહે. ભગવાનના પ્રાકટ્ય માટે તે આળસુ પ્રાર્થના નહીં કર્યા કરે. પોતાનામાં રહેલા પરમ પુરુષાર્થને સક્રિય કરીને છેવટે તે પુરુષાર્થને પરમાત્માની કૃપાથી અનુકંપિત કરવા માટે કર્મમયી સંવેગભરી નક્કર પ્રાર્થના કરતો હશે. પોતાના આવા ભક્તને માટે થાંભલામાંથી પ્રકટવું કે પાષાણમાંથી ઊપજાઉ કરવું પડે તો તે માટે ભગવાનની પોતાની પ્રતિક્ષણ તૈયારી હોય છે. અને આ છે ભગવાનના દિવ્ય કર્મોનું તાત્ત્વિક જ્ઞાન. તેવો પુનઃજન્મ-ન પામે અને ભગવાનને જ મળે તો કોઇએ અદેખાઈ કરવા જેવું કે અંતરમાં બળવા જેવું નથી.

·

**પ્રશ્ન ૮ :** ભગવાન કહે છે કે ઘણા મારા ભાવને પામી ચૂક્યા છે તો ભગવદ્‌ભાવને પામવાને કયાં સાધનોનો અમલ યોગ્ય છે?

ભગવાનના ભાવને પામેલા એટલે કે ભગવાનની સત્તામાં તન્મય થયેલા—ટૂંકમાં સર્વત્ર પરિપૂર્ણ ઈશ્વરને સાક્ષાત્ જોનારા—માટે કયાં સાધનોનો અમલ જરૂરી છે એવો આપનો પ્રશ્ન ખૂબ જ મંગલમય છે, કેમકે તેમાં જ

પ્રભુને તર્પિત કરવા માટે ન હોય તે કર્મ ગમે તેટલું ઊંચું હોય તેની કિંમત કોડીથી પણ ઓછી છે. આથી આ પ્રધાન સિદ્ધાન્તને જે સમજે છે તે જો સમજુ છે તો વર્ણે તે શૂદ્ર હોય તો પણ તે વર્ણે બ્રાહ્મણ થવા નથી ઇચ્છતો. કેમકે તેને અંકુશ સાથે મારામારી નથી તેણે તો હાથી જ ખરીદી લીધો છે. કેળાંનો ગળ ખાવા જે પડે તે તેની છાલને સંઘરવા ઇચ્છતો નથી. કર્મમાત્રનો ગળ તો પ્રભુતર્પણ છે. એ જે કરી શકે તે ભંગી હોય તોયે પ્રભુની પોથીએ બ્રાહ્મણ છે. એ જે ન કરી શકે તે બ્રાહ્મણ હોય તોયે પ્રભુની પોથીમાં ચંડાળ છે. આથી પરધર્મનું આચરણ આકર્ષક લાગે, સમાજે તેની કિંમત મનસ્વીપણે વધારે આંકી હોય, તેની આગળપાછળ લોભની લાળ વળગાડી હોય, સામાજિક જીવનમાં તેનો મોભ્ભો મોટો ગણ્યો હોય અને આ બધાને લઇને સમજણ દશાએ પામર જીવો તે કરવાને લલચાય તો તે સામાજીક જીવનના અધઃપાતનો વાંક છે. બાકી પરધર્મ આચરવાની જરૂર નથી. કેમકે સ્વધર્મ કે પરધર્મ તો બહાનું માત્ર છે. નિમિત્ત છે. વ્યવસ્થામાત્ર છે. જનોઇ માત્ર છે. વર તો પેલો સિદ્ધાન્ત છે કોઇપણ માણસ કોઇપણ ઠેકાણે સ્વકર્તવ્ય દ્વારા જો પ્રભુને તૃપ્ત કરવા ઇચ્છે તો તે તેમ કરી શકે છે. આ મહાન, ઉદાર અને સત્વતમ અને રાગદ્વેષની જડને કાપી દેતો સિદ્ધાન્ત સમજાય તેને પરધર્મમાં પેસવાની ઇચ્છા જ ન થાય! આથી કેવળ કર્મની મહત્તા જ નથી. તેની પાછળના આશયની મહત્તા છે. જ્યાં આ આશય નથી ત્યાં પરધર્મ રૂપી પાપજનક કામ સત્યાનાશ વળી દે છે અને તેનો અનુભવ આપણને આજકાલ થાય છે.

**પ્રશ્ન ૨૧ :** કામનુ ભગવાને જે વર્ણન આપ્યું છે તેને જરા સ્પષ્ટતાથી સમજાવશો?

ભગવાન રજોગુણને કામના પિતા તરીકે વર્ણવે છે. રજોગુણ અને તેનો સહચારી તમોગુણ એ બે મળીને સત્વગુણને દાબી દે છે. ગુંગળાવી નાંખે છે. રજોગુણ અને તમોગુણમાંથી અવિવેક અને તેની અનન્ત ધાડ પેદા થાય છે. સત્વગુણમાંથી વિવેક અને તેની સંતતિ જન્મે છે. આમ જ્યારે રજોગુણ અને તમોગુણ પ્રવર્તે છે ત્યારે સત્વગુણ અને તેની પ્રજા દબાઇ જાય છે. રજોગુણ મિશ્રિત તમોગુણની પ્રધાનતામાંથી અવિવેકમાં, તેમાંથી કામ, તેમાંથી ક્રોધ અને તેમાંથી વળી ગાઢ અજ્ઞાન-મૂર્છા જન્મે છે. અને માણસને પછી તે ભૂખારવાની માફક ખાઇ જાય છે. પાપ ઉપર પાપના

### પ્રશ્ન ૫: ભગવાનનું પ્રાકટ્ય કયા હેતુઓને સિદ્ધ કરવા થાય છે?

ખરૂં જોતા તો ભગવાન કયારે ય અપ્રકટ હતા જ નહીં! વિશ્વની વસ્તુમાત્ર ભગવાનની જ પ્રકટતા છે વસ્તુમાત્ર ભગવાનનો જ અવતાર છે ભગવાનની જ મૂર્તિ છે આપણને આ સમજાતુ નથી એટલું જ બાકી ભગવાન તો સર્વત્ર સ્પષ્ટ છે ભગવાન સર્વરૂપે વર્તતા હોવાથી આપણને એક રૂપે સમજાતા નથી સર્વરૂપ હોવાથી તે પરસ્પર અત્યંત વિરુદ્ધ સ્વરૂપે પણ વર્તી રહેલ છે અને આથી માણસની મતિ ચકરાવે ચડી જાય છે આથી જ્યારે કોઇ એકાદ વિશેષ અને સૌને માનવુ પડે એવા રૂપે ભગવાનનો આવિર્ભાવ થાય છે ત્યારે આપણે તેને અવતાર માનવાને લલચાઇએ છીએ ભગવાનનો આવો વિશેષ અવતાર ત્રણ હેતુઓને સાધવા માટે હોય છે સાધુઓનુ રક્ષણ દુષ્ટોનો નાશ અને ધર્મનુ પુનઃસંસ્કરણ અર્થાત્ વિશ્વની આંતર મંગલમયતા જ્યારે જોખમાય છે, ત્યારે તેને નુકશાન ન પહોંચાડવા માટે ભગવાનનો વિશેષ આવિર્ભાવ થાય છે ધર્મ એટલે જગતનુ ધારણ પોષણ કરનારા આંતર મંગળમય નીતિનિયમો આથી ધર્મ એ જગતનો આધાર છે સાધુઓ ધર્મમૂર્તિ હોય છે એટલે કે જગતના ધારણ, પોષણ વર્ધન પ્રગતિને સાધનારા નીતિનિયમોનુ પાલન કરવામાં સંલગ્ન હોય છે જ્યારે સાધુઓને એટલે કે ધર્મની જંગમ મૂર્તિઓને સેતાનના પરિબળો દમે છે ત્યારે તેમનો પ્રભાવ અસ્ત કરવા માટે મંગલમયતાની મૂર્તિ સમા પ્રભુ પ્રકટે છે એમના કોઈ વિશેષરૂપે પ્રાકટ્યની સાથે જ સાધુઓની સાધુતા સુરક્ષિત થાય છે દુષ્ટોની દુષ્ટતા અસ્ત પામે છે ધર્મનુ પુનઃસંસ્કરણ થાય છે ખરી રીતે જોતા તો આ અવતારવાદમાં ધર્માચરણ કરનારી વ્યક્તિને અખૂટ આશ્વાસન છે ધર્મ પરિણામે પોતાને પાળનારનો સાચો રક્ષક છે એ મંગલમય ઇશરચિત વ્યવસ્થાનો ઉલ્લેખ છે અવતારવાદ પ્રજામાં આળસ નિર્બળતા, અકર્મણ્યતા, ભીરુતા કે નપુંસકતાનો પ્રચારક કે વિધારક ન હોવો ઘટે પુરુષાર્થને પાંગળો કરવા માટે અવતારવાદ નથી પરમપુરુષાર્થને છેવટે એ અનુકંપિત કરનારો છે ભગવાનને યુગે યુગે પ્રકટ થવાને ફરજ પાડનાર પ્રજામાં ધર્મનુ દેવાળુ પણ સંભવી શકે છે. પરમ પ્રેમાસ્પદ પ્રભુને એવી વારવાર તસ્દી આપવામાં ભક્તની શોભા કે સજ્જનતા ઓછી છે ભગવાન તો વત્સલ હોવાથી એ તસ્દી વારંવાર ઉપાડે છે પણ આપણે વારંવાર એ તસ્દી પ્રભુને આપવી કે કેમ તે વિવેક વિચાર માગે છે આથી અવતારવાદનો અત્યાચાર ન થાય એ વિવેકી પ્રજાએ કે સમાજે સમજવાનુ છે બાકી ભગવાનના આ શ્લોકોનો પામર પુરુષોએ ખૂબ જ અનર્થ કર્યો

છે. આ શ્લોકોનું ખરું રહસ્ય જુદું જ છે. અવતારવાદનો ઉલ્લેખ કરીને તેની સમજનું ફળ પરમાત્મા એ બતાવે છે કે જે મારાં દિવ્ય જન્મ કર્મને તત્ત્વતઃ જાણે છે તે મોક્ષ પામે છે. અર્થાત્ અવતારવાદના આશ્રયે વ્યક્તિ કે પ્રજાનો પુરુષાર્થ મોક્ષ પ્રાપ્તિમાં એટલે કે તેના સાધન સંપાદિત કરવામાં જ કેન્દ્રિત હોવો ઘટે. જે સાધનમાં મશગૂલ રહેશે તેને પ્રભુ રક્ષણ આપશે. બીજાને-હાથપગ સંકોરીને આળસુ બની અકર્મણ્ય જીવન ગાળનારને નહીં.

**પ્રશ્ન ૬:** શું ભગવાન ખરેખર જન્મ લેતા જ હશે? શ્રધ્ધા નથી બેસતી કારણ શું હશે?

નાના સરખા માણસની ઇચ્છાનો થાહ મળતો નથી તો અનન્ત વિશ્વથી પણ વડા પરમાત્માની અનવગાહ્ય-ડૂબકી મારીને પાર ન પામી શકાય-એવી ઇચ્છાનો થાહ કેમ મેળવાય? એટલે ભગવાન જન્મ કેમ ન લે? જ્યારે આખું વિશ્વ જ ભગવાનના અવતારરૂપ છે તો પછી કોઈ એકાદ વ્યક્તિ વિશેષે પ્રભુને પ્રકટવાની ઇચ્છાનો નિષેધ ન કરી શકાય. ફક્ત ભગવાનનો જન્મ એ કઈ ચીજ છે તેનું વાસ્તવિક રહસ્ય જાણી લેવું રહ્યું. આપણને શ્રદ્ધા નથી બેસતી એનું કારણ એ છે કે આપણું હૃદય રજસ્વલ છે. શ્રદ્ધા સત્વમાંથી પેદા થાય છે. રજસ્વલ હૃદયને સત્વજન્ય શ્રદ્ધા ન થાય એ સમજાય એવું છે. આથી રજોગુણ અને તમોગુણના પ્રવાહને ઓછો કરી સત્વગુણનો વધારો થાય એવું જીવીએ તો આ વાત હૃદયમાં જરૂર ઉતરે. બાકી શ્રદ્ધા એ તો આત્માની અસ્તિથી જૂદી નહીં એવી ચીજ હોય છે. આપણી શ્રદ્ધા ઉંડાણમાં લપાઈ રહેલી છે, પ્રકટ થતી નથી એટલું જ. બાકી શ્રદ્ધા સ્વયં અસ્તિરૂપ હોઇને કોઇનામાં ન હોય એવું સંભવતું જ નથી ફક્ત તેની પ્રકટતાને આડે આવતાં કારણો દૂર થાય એટલે તે સ્વયમેવ પ્રસરે છે.

**પ્રશ્ન ૭:** ભગવાનના દિવ્ય જન્મ અને કર્મ જાણવા માત્રથી મુક્તિ કેવી રીતે મળે? એમાં મોક્ષ ક્યાં છૂપાયો છે?

ભગવાનના જન્મ અને કર્મ બન્ને દિવ્ય છે એટલે કે અલૌકિક છે. અને એ બન્ને અલૌકિક હોવાથી જ ભગવાન ચેતવણી આપે છે કે જે માણસ એ બન્નેને તત્ત્વતઃ જાણે છે તેને પુનર્જન્મ નથી. અર્થાત્ ભગવાનના દિવ્ય જન્મ અને કર્મ બન્નેને તત્ત્વતઃ જાણવા એ અગત્યની ચીજ છે. તો આમાં તત્ત્વ શું? ભગવાનના દિવ્ય જન્મનું તત્વ એ છે કે તેમને જીવાત્માની પેરે કર્મ પરાધીન કે પ્રકૃતિપરવશ જન્મ નથી. હવે

કિંમતી ચીજ છે, જે ચીજ મોંઘી હોય, મહામૂલી હોય, ગુપ્ત હોય રહસ્યમય હોય તે ગમે તેને ના કહેવાય, ના અપાય. તેને કહેવાને માટે કે આપવાને માટે સાંભળનાર કે લેનારની પાત્રતા હોવી જોઈએ- યોગ્યતા હોવી જોઈએ એ યોગ્યતા માટે ક્યાં તો સાચી વ્યક્તિ આપણી મિત્ર હોવી જોઈએ. અગર તો આપણા ઉપર ભક્તિ-ભાવથી ભરપૂર હોવી જોઈએ. તો જ રહસ્યમય વાત કરી શકાય ભગવાનને. માટે અર્જુન પરમ મિત્ર હતો. ભગવાનનો અનન્ય ભક્ત હતો સખ્ય અને ભક્તિ એ બન્ને અર્જુનમાં હતા. આથી જ ભગવાન અર્જુનને જ આ રહસ્ય બતાવી શક્યા એટલે અર્જુનના ઉપર પક્ષપાત નથી. ભક્તિ અને મિત્રતાનુ ભગવાને મૂલ્યાંકન કર્યું છે

પ્રશ્ન ૩:-સૂર્ય અને કૃષ્ણ ભગવાનના જન્મમાં કાળનું મહાન અંતર છે અને આથી ભગવાનની વાત અર્જુનને ગળે ન ઉતરે એ શું સંભવિત નથી? તો પછી આવી લગભગ બુધ્ધિનાં પ્રદેશ બહારની વાત ભગવાન શાને કહે છે?

આપની વાત કેવળ સાચી છે. અર્જુનને જ નહીં આપણને પણ એ વાત ગળે ન ઉતરત જો એ વાત બુધ્ધિના પ્રદેશની રહેજ પણ બહાર હોત તો. પણ ભગવાનની વાત એટલી બધી તો બુદ્ધિગમ્ય છે કે આ શંકા ઉઠે એજ બુદ્ધિનું લીલામ ગણાય. સૂર્યનો જન્મ કૃષ્ણ ભગવાન કરતાં તો કાંઇ કરોડો વર્ષ પહેલાં હતો. કોણ એની ના પાડી શકે? પણ સમજવાની વાત તો એ છે કે કોઇ પણ જીવ બીજા કોઇ પણ જીવ કરતાં ઘરડો નથી! દરેક જીવ કાંઇ અબજો વર્ષનો ઘરડો છે. અને સૌથી ઘરડો ભગવાન પોતે છે. વિષયભોગનો મહા રસીયો જીવ ચોર્યાસી લાખ જન્મથી વિષય-ભોગની અનન્ત મધુરતાને ભોગવવામાં મસ્ત છે. જેમ જેમ વિષયભોગ એ ભોગવતો જાય છે તેમ તેમ ભોગનાં સાધનો ઘસાતાં જાય છે. ઉંડે ઘસાઇ જતા તે તે સાધનોને તજી નવાં સાધનો પામી વારંવાર એની એ રસ લોલુપતામાં ડૂબ રહે છે. દેહે દેહે મળેલાં તે તે વિષય ભોગનાં ઇન્દ્રિય વગેરે સાધનોનો ત્યાગ એટલે મરણ. તેમની પ્રાપ્તિ એટલે જન્મ. જન્મ અને મરણનો વચગાળો એટલે કાળની મર્યાદા. આ કાળની મર્યાદા દેહને નવોજૂનો કરે છે. પેલા વિષયરસિક જીવને નહીં, એ તો માળાના મણકામાં રહેલા દોરાની પેઠે એક અને અખંડ સત્તાવાળો રહે છે. શેરડી ખાનાર શેરડી ખાઇ ખાઇને જેમ નીરસ કૂચાને ફેંકી દે છે તેમ આ જીવ વિષયની શેર-ડીના રસને ચૂસી ચૂસીને કાળના ઘસારાથી તે તે દેહની ભોગ શક્તિ ઓછી

ખરો જીવનરસ છે. ભગવાનને પામવા ઇચ્છિનારે રાગ, ભય અને ક્રોધથી પર થવું જોઇએ. આ બધામાં પણ રાગ મુખ્ય છે. એનું જ બીજું નામ કામ છે. કામમાં કોઈ વખતે જ્યારે ભંગાણ પડે છે–અને ઘણી વખતે પડે છે જ. કેમકે સૌની સૌ ઇચ્છા કદી પૂરાતી નથી–ત્યારે કામ જ ક્રોધરૂપે ખડો થાય છે. અને ક્રોધનો વેગ જ્યારે ભાંગી પડે છે ત્યારે તે ક્રોધ જ દીન થઈને ઉત્તરોત્તર ભયનો સ્વાંગ સજે છે. આથી આત્મા પૂર્ણકામ છે, પર્યાપ્તકામ છે એવા જ્ઞાનપુર્વક જે રાગનું શ્રાદ્ધ કરી મૂકે છે તે ક્રોધ અને ભયની અવસ્થાઓને વટાવી શકે છે. આથી ભગવાનને પામવા ઇચ્છનારે રાગની સાથે વિરાગ રાખવો ઘટે. બીજું તે ભગવાનથી ભરપૂર થવો ઘટે. એટલે કે પ્રત્યેક પળે પ્રત્યેક અવસ્થામાં ભગવાનમય થવાનો કોડ રાખે. અર્થાત્ જેમ ભગવાન સદા પોતાના મહામહિમામાં રાચે છે તેમ તે પણ પોતાના આત્મરૂપ ભગવાનના મહામહિમામાં વર્તે. પોતાની દેહાદિથી ઉપજતી ક્ષુદ્રતામાં લીન ન રહે. આ ઉપરાંત તેણે ભગવાનના ઉપર અવલંબન રાખવું ઘટે. એટલે કે કર્મધર્મ ઉપર મુસ્તાક ન રહેતાં તેણે ભગવાન ઉપર ભરોસો રાખવો ઘટે. અને આ ઉપરાંત તેનામાં જ્ઞાનમય તપ હોવું ઘટે. એટલે પ્રભુ ઘટઘટમાં વર્તે છે–નામરૂપની મહામાયાદ્વારા એ આપણને ભૂલાવામાં નાંખે છે. બાકી નામરૂપની અંદર તે જ એકરસ છે આ સમજપૂર્વક સૌની સાથે વર્તે. આટલાં સાધનોનું પાલન પરિણામે ભગવદ્ભાવને પમાડે છે. વર્તવું એ બનવા માટેનું એકમાત્ર પગથીઉં છે.

પ્રશ્ન ૯:–જે ભગવાનને જેવી રીતે ભજે તેવી જ રીતે ભગવાન તેને સામા ભજે છે એની શી મતલબ? **शठं प्रति शाठ्यम्**ની નીતિ તો ભગવાન નથી અજમાવતા!

ભગવાનની નીતિમાં **शठं प्रति शाठ्यम्** હોઈ શકતું નથી. ભગવાનને જે જેવી રીતે ભજે તેવી જ રીતે ભગવાન તેને સામા ભજે છે એની મતલબ એ છે કે ક્રિયામાત્રનું ફળ તે ક્રિયાને અનુરૂપ જ હોય છે. માણસ ખાય તો મરચું અને તે તેને મીઠું લાગે એ બનતું નથી. મરચું જો મરચું જ છે તો તે તીખું જ લાગવું જોઇએ. તેમ જે કર્મ જે કરે તે કર્મનું જે કાંઇ ફળ હોય તે જ તેને મળે છે તેનાથી વિપરીત મળતું નથી. અર્થાત્ ભગવાનના આ કથનમાં તો વિશ્વવ્યવસ્થાની સુંદરતાનો અને અફરતાનો નિશ્ચય છે. તે ઉપરાંત એમાં મનુષ્યના ઈચ્છિા સ્વાતંત્ર્યનો ગૂઢ ઉલ્લેખ છે. જેને જેવું પામવું હોય તેવું તે કરે–બંધનમાં પડવું હોય તો બંધન

લાવે તેવાં કર્મો તેવી રીતે કરે, મુક્તિ માણવી હોય તો તેવાં કર્મો તેવી રીતે કરે, અર્થાત્ બંધન કે મુક્તિ-ભોગ કે ત્યાગ, ઉન્નતિ કે અવનતિ, શોક કે નિશોકતા, સુખ કે દુઃખ જાતની કમાણી છે. જેને જે રળવું હોય તેને માટે તેને છૂટ છે. આથી ભગવાનના આ કથનમાં માનવની કર્મ કરવામાં સ્વતંત્રતા અને વિવેકનો ઉલ્લેખ છે. ઊંચે ચઢવું અને નીચે પડવું બન્ને આપણને સ્વાધીન હોય તો પછી વિવેકીએ શું કરવું તેનો નિર્ણય સ્પષ્ટ જ છે આથી ભગવાનમાં શઠતાનો આરોપ કરવા જેટલા વિના લાજના આપણે ન થવું ઘટે. ભગવાનની આ વ્યવસ્થામાં તો ભગવાનનું અત્યંત નિષ્પક્ષપાતપણું અને દયા અને ઔદાર્ય છૂપાયેલાં છે.

**પ્રશ્ન ૧૦ :** ભગવાનને છોડીને બીજા દેવોનું ભજન કરવા મનુષ્ય શાને પ્રેરાય છે?

માણસને એવો વહેમ છે કે બીજા દેવોને વળગવાથી કાર્યની તરત સિદ્ધિ થાય છે. કરેલાં કર્મને તત્કાળ ફળેલું જોવાની માણસની તીવ્ર ઉત્સુકતા હોય છે. ચટ મંગની પટ બ્યાહ- એવી અધીરતાને વશ થઈને માણસ કર્મને ફૂલવવા માટે ફાંફાં મારે છે. પણ ભગવાનના રાજમાં તો અધીરતા એ ગુન્હો ગણાય છે. કેમકે દરેક કર્મને ફળવા માટે દેશ-કાળ અને નિમિત્ત નિયત હોય છે. આ માણસ એ નિયત દેશ કાળ અને નિમિત્તને પોતાની ઇચ્છા મુજબ ટૂંકાવવા મથે છે. ભગવાન માણસના આવા પ્રયત્નને મચક આપતા નથી. એટલે અધીર થયેલો માણસ અવિવેકી બની ભગવાનનો મહામહિમા ભૂલી, કર્મને તરત ફૂલવવા માટે ઇતર દેવોને વાંસે પડે છે. માણસની આ મોહમય માન્યતાને લઇને એ ઇતર દેવોને નીચોવવા તૈયાર થાય છે।

**પ્રશ્ન ૧૧ :** ભગવાન ચાતુર્વર્ણ્યના કર્તા અને અકર્તા બન્ને એકી વખતે કેવી રીતે હોઇ શકે?

માણસ પણ એકી વખતે કર્તા અને અકર્તા થઈ શકે છે તો પછી ભગવાન હોઈ શકે એમાં શી નવાઇ? માણસને કર્તાપણાનું વળગાળ ક્યારે લાગે છે?-જો તેને ફળની સ્પૃહા હોય તો. કર્મફળની સ્પૃહામાંથી કર્મનો લેપ અને કર્તવ્યની વળગાળ બન્ને ઉપજે છે. આત્મા અને પ્રકૃતિનો જેને વિવેક છે તે માણસ દૃઢપણે સાક્ષાત્ અનુભવી શકે છે કે આત્મા અસંગ હોઈને ક્યારે તે કર્તા હોઇ શકતો નથી. આથી તેવો માણસ કરતો છતાં,

કર્તાપણાનો ખ્યાલ આપનાર આસક્તિ ન હોવાથી, અકર્તા છે. તો જો માણસ આ ધન્યદર્શન અનુભવી શકે છે તો પછી ભગવાન કર્તા છતાં અકર્તા હોય એમાં તો નવાઈ જ નથી. એ તો સ્વતઃસિદ્ધ છે.

પ્રશ્ન ૧૨: ભગવાનને કર્મો અડતાં નથી, તેમને તેનાં ફળમાં સ્પૃહા નથી–આટલું જાણતાં માણસ કેવી રીતે કર્મોનું બંધન ન પામે? છગન ખાય ને મગન કેવો ધરાય?

મહાત્માની વાણી મિતાક્ષર હોય છે છતાં અમિતાશય હોય છે. ભગવાનને કર્મો અડતાં નથી તેમને ફળમાં સ્પૃહા નથી એટલું જાણવામાં જ માણસ માટે કર્મ બંધક રહેતું નથી. આ કથનમાં જીવ અને શિવની મૂળગત એકતા ભગવાન કહેવા માગે છે. જે ધાતુના ભગવાન પોતે બનેલા છે તે જ ધાતુની જીવ પણ બનાવટ છે. આથી કર્મ અને તેનું ફળ જેમ ભગવાનને પીડી શકતું નથી તેમ જીવ જો પોતાની ભગવન્મયતાને જાણે તો તેને પણ તે કર્મ કે ફળ પીડી શકતા નથી. છગન અને મગનની માફક જો જીવ અને શિવની બનાવટ જૂદી હોય તો એકનું કરેલું બીજાને ન ફળે પણ આ તો મૂળમાં ધાતુ જ એક છે. આથી ભગવાનને અનાસક્ત અને નિઃસ્પૃહ રહેતાં જેમ આવડે છે તેમ જીવને જો જાતના જ્ઞાનને લઈને તેવું રહેતાં આવડે તો તેને કર્મ અને કર્મફળનો ઉપદ્રવ ન પીડી શકે. આથી આ કથનમાં જીવની મૂળ ભગવન્મયતા–શિવતાનું ભગવાન ગૂઢપણે સૂચન કરે છે. એને જે દેહભાવ વગેરેની વળગાળ પજવે છે તેમાંથી કેવી રીતે મુક્ત થઈ શકાય એનો મંત્ર બતાવે છે.

પ્રશ્ન ૧૩: ભગવાન અર્જુનને કર્મ કરવા શાને કહે છે?

એક તો ઇચ્છા હોય છતાં એ કદી કોઈ કર્મ કર્યા સિવાય રહી શકતો જ નથી. બીજું જેણે મુક્ત થવું હોય તેને માટે કર્મ આવશ્યક છે. કેમકે મુક્તિનો ગરજુ માણસ આળસનું બંધન તો નહીં જ સ્વીકારે. ત્રીજું આજ સુધીમાં જેટલા મહાત્માઓ અને મુક્ત પુરુષો થઈ ગયા છે તેમાંના બધાય કર્મો કરતા જ રહ્યા છે. એવો એક પણ મહાપુરુષ ઇતિહાસે નથી નોંધ્યો જેણે લોકસંગ્રહમાં શરીર, મન, મતિ કે હૃદયને ચંદનની પેરે ઘસી ન નાંખ્યું હોય! ચોથું મુક્તોનો પણ મુક્ત ઈશ્વર પોતે વિના આળસે કર્મ કરે છેજ તો બાપ કામ કરે અને દીકરો તો હાથપગ જોડીને બેસી રહે–એ આર્યદર્શન નથી! આથી બધી દૃષ્ટિએ કર્મ તો કરવાં જ રહ્યાં. આથી ભગવાનનો સત્યાગ્રહ છે. હિતાગ્રહ છે.

**પ્રશ્ન ૧૪: કર્મ, અકર્મ અને વિકર્મ એટલે શું?**

જે કર્મનો કર્તવ્ય તરીકે શાસ્ત્રે ઉલ્લેખ કર્યો હોય, જેની પીઠ પાછળ સદાચારનું બળ હોય, જેને દૂરદર્શી ડાહ્યા માણસોની અનુમતિ હોય, જે ઉન્નતિ અને મુક્તિમાં કારણભૂત હોય એવું પોતાના વર્ણાશ્રમને ઉચિત જે કર્મ તેને કર્મ કહેવામાં આવે છે. જે કર્મ કર્મ તો છે પણ જેની પાછળ કર્તાપણાનું અભિમાન નથી, ફળની જેમાં સ્પૃહા નથી, 'કેવળ લોકસંગ્રહ કે કર્તવ્યબુદ્ધિથી જે કરવામાં આવે છે તે કર્મ કદી પણ કર્તાને બંધક થતું નથી. તેને તેનો લેપ લાગતો નથી. આવું કર્મ અકર્મ કહેવાય. એટલે કે કર્મ હોવા છતાં તે કર્મ નથી. એને જ નૈષ્કર્મ્ય કહેવામાં આવે છે. એનું જ બીજું નામ છે કર્માભાવ. આ ઉપરાંત જે કર્મને શાસ્ત્ર નિષેધે, લોક નિંદે જે દેશ-જાતિ કે આત્માની અવનતિમાં કારણભૂત હોય તે કર્મને વિકર્મ કહેવાય અર્થાત્ દેશ-દ્રોહ, જાતિ-દ્રોહ, દેશ કે જાતિનાં ઉન્નતિ અને મુક્તિના સાધનરૂપ લૌકિક કે વૈદિક કર્મોનો, અજ્ઞાનને લઈને કે પ્રમાદને લઈને કે કૃતકૃત્યતાના ભ્રમને લઈને પરિત્યાગ એ વિકર્મ છે. બ્રહ્મજ્ઞાનના ઓઠાં હેઠળ સર્વનાશના કારણરૂપ અકર્મણ્યતાનો ઉપદેશ વિકર્મ છે. પ્રજાની અવનતિનાં કારણરૂપ કેવળ અજ્ઞાનમાંથી પેદા થયેલા ઉંચનીચ ભાવનો પ્રચાર, જગત્ મિથ્યા છે-દુઃખરૂપ છે વગેરે સિધ્ધાન્તોનો અનધિકારે પ્રચાર, જાતિના સંગઠનનો સ્વાર્થે નાશ-વગેરે કર્મને વિકર્મ કહે છે. કર્મ અને અકર્મથી જે વિલક્ષણ તે વિકર્મ એટલું જાણવું.

**પ્રશ્ન ૧૫: "કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ"નું દર્શન એ શું? ભગવાનની વાણી વિરોધાભાસી નથી?**

ભગવાનની વાણી સ્હેજ પણ વિરોધાભાસી નથી. ઉલટું એ વાણી કેવળ સત્યથી ભરપૂર છે. કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મને જોવું એજ તો 'કર્મયોગની ખૂબી છે. કર્મ એટલે લોકને સમ્મત, અભ્યુદય અને પરમ-કલ્યાણના સાધનરૂપ પોતાના વર્ણ અને આશ્રમને ઉચિત કર્મ. આવાં કર્મો માણસ કરે તો ખરો પણ તે ફલની સ્પૃહા વગર અને લોક સંગ્રહ બુધ્ધિથી અને કર્તવ્યને ખાતર કરતો હોવાથી તે બંધક થતાં નથી. અને જે કર્મ કર્મ હોવા છતાં કર્તાને બંધક નીવડતાં નથી તે અકર્મ જ છે એમ જે હૃદયથી સમજે છે તેની દૃષ્ટિમાં કર્મમાં અકર્મ હોય છે. આવુ કર્મ કર્તાની દૃષ્ટિએ તો અકર્મ છે, છતાં એવાં કર્મ જનતાને અભ્યુદય અને કલ્યાણમાં પ્રેરતા હોઈને કર્મ છે. આનો માણસ જ સાચા અર્થમાં બુદ્ધિશાળી છે.

અર્થાત્ જે કર્મની પાછળ કરનારને ફલનો લોભ નથી, જે કેવળ લોકસંગ્રહની દષ્ટિએ કરવામાં આવે છે તે કર્મ કર્તાને બંધક નથી અને એ ઉપરાંત જનતાને અભ્યુદય અને કલ્યાણના માર્ગે પ્રેરક નીવડે છે. આથી કર્તાની દષ્ટિએ તે અકર્મ હોવા છતાં લોકની દષ્ટિએ તે કર્મ ઠરે છે. બસ, આનું નામ જ કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મનું દર્શન છે.

**પ્રશ્ન ૧૬: ભગવાનની દષ્ટિએ પંડિત કોણ? અને કેવી રીતે?**

ભગવાનની દષ્ટિએ પાંડિત્ય પુસ્તકજ્ઞાનમાં નથી. માણસ જીવનના સાચા સિધ્ધાન્તોની સમજ આચારમાં ઉતારી તેને પોતાનામાં જ્યારે પરિપક્વ અવસ્થામાં પ્રકટ કરે ત્યારે આચારમાં ઉતરેલ પાકી સમજવાળો પુરુષ પંડિત છે. ભગવાનની દષ્ટિએ પંડિતનાં બે જાતે સમજાય એવાં લક્ષણો છે. પહેલું તો જેનાં તમામ આરંભો–કર્મો કામ સંકલ્પ વગરનાં હોય છે. અર્થાત્ જેને ફાળે જે કર્મો શાસ્ત્ર અને પ્રકૃતિના ઠરાવેલાં આવે તે તમામ કર્મો તેની વિધિ મુજબ કરે જ. પણ તેના ફળ માટે તે ન ઝંખે, તે અડધો પંડિત અને આ ઉપરાંત જ્ઞાનને લઇને જેનાં તમામ કર્મો બળી ગયા હોય તે આખો પંડિત. અર્થાત્ ફળ માટે વલખાંનો અભાવ અને જ્ઞાન દ્વારા કર્મને, પોતાને જ્યાં સુધી લાગે વળગે છે ત્યાં સુધી, બાળીને ભસ્મ કરી નાખવાની શકિત આ બે મળીને પાંડિત્ય થાય છે. અર્થાત્ જે કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મને જાણતો હોઇને તે જ્ઞાનદ્વારા કર્મને પોતા પૂરતાં વાંઝીઆં કરી મૂકે અને ફળ માટે નિરીહ રહે તે પંડિત. ટૂંકમાં તલસ્પર્શી આત્મજ્ઞાનમાંથી ઉપજતા વિવેકને લઇને, આત્માનો અસંગ સ્વભાવ જાણતો હોવાથી, જે જીવતાં જીવત અનાસક્ત રહેવાની કળાને જ્ઞાનમાં જીરવી નાંખે, પરમતટસ્થતા કેળવી શકે તે પંડિત. બાકીના બધા જ તેનાથી ઉલટા એવું ભગવાનનું દર્શન છે.

**પ્રશ્ન ૧૭: કર્મ કરવા છતાં તેનું પાપ ન લાગે એ કેવી રીતે?**

આખું જીવન એ કેટલાંક અત્યંત ઉપયોગી વિશેષણોની રમત છે. કર્મ કરવા છતાં તેનું પાપ ન લાગે એ તોજ સમજાય જો ભગવાન કેટલાંક વિશેષણો આપે છે એનો અર્થ જીવનમાં ઉતરે. કરવા છતાં કર્મનો સ્પર્શ ન થવા દેવો હોય તો ભગવાન કહે છે કે માણસે નિસ્તૃષ્ટ થવું. સ્વાશ્રયી થવું. અનાસકત બનવું. મન અને દેહને કાબૂમાં રાખવાં. પરસ્પર વિપરીત વેદના જન્માવતાં સુખદુઃખ વગેરેનાં જોડાંઓથી પ્રભાવિત ન થવું. પારકાની

ઉત્પત્તિથી ન અળવું. કાર્યની સફળતા કે નિષ્ફળતામાંથી હાથ ધોઇ નાંખવા. આ બધાય ગુણોનું બીજ છે સાચી સમજ. આત્માને લગતી જેને સાચી સમજ આવે છે તે તે સમજના પ્રભાવે કાળે કરીને ભગવાને કહ્યો તેવો જરૂર બને છે. આથી કર્મ કરવા છતાં કર્મ લેપથી મુક્ત રહેવું હોય તો ઉપલાં વિશેષણો જાતમાં દૃઢ કરવાં અને એ વિશેષણોનો અર્થ જીવનમાં ત્યારે જ છતો થાય છે જ્યારે માણસને આત્માને લગતી નીતરી, દૃઢ, અવિચલ સમજ આવે છે. અર્થાત્ આત્મજ્ઞાનની આધાર ભૂમિમાં કર્મનો લેપ થતો નથી.

પ્રશ્ન ૧૮ : યજ્ઞ માટે કર્મ કરનારનું સમગ્ર કર્મ કયા કારણે વિલીન થઇ જાય છે?

કર્મનો પ્રલય થઈ જાય-તે વિલીન થઈ જાય એનો અર્થ એવો નથી કે તે નિષ્ફળ થઈ જાય. એનો અર્થ એ છે કે કર્મ પોતે કર્તાને માટે અકર્મ થઈ જાય છે. આનું કારણ એ છે કે તેવો માણસ આસક્તિ વગરનો છે. આથી મુક્ત છે. એની અનાસક્તિ અને મુક્તિમાં કારણરૂપ છે એની જ્ઞાનનિષ્ઠા. અર્થાત્ જે માણસને પોતાનું સ્વરૂપ અને પોતાના સ્વરૂપમાં સ્વરૂપે રહેલા પરમાત્માનું સ્વરૂપ સમજાય છે અને એ સમજમાં જે દૃઢપણે સદા રહે છે તે માણસના રાગદ્વેષ વગેરે તમામ દોષો ટળી જાય છે અને રાગદ્વેષમાંથી જે છૂટે તે જ મુક્ત છે. મુક્તિની આ સિવાયની કલ્પના ભ્રમ છે. આવો રાગદ્વેષ વગેરેમાંથી મુક્ત થયેલ પુરુષ અનાસક્ત હોય છે. અને આ અનાસક્તિને લઇને જ તેનાં તમામ કર્મો કર્મ હોવા છતાં અકર્મ બની જાય છે. એટલે કે પરોપકારાર્થે જીવતો હોઇને તેને પોતાની દૃષ્ટિએ કે કોઇની પણ દૃષ્ટિએ જાતે કરેલાં કર્મનો ફલલેપ થતો નથી. આ, કર્તાને અકર્તા રહેવાનું સદ્‌ભાગ્ય મળવું એનું જ નામ કર્મનો વિલય છે.

પ્રશ્ન ૧૯ : ભગવાને અનેક યજ્ઞો બતાવ્યા છે. અને તે બધાને કર્મથી ઉપજેલા ગણાવ્યા છે. આટલું જાણવામાં મોક્ષ છે એમ પણ કહ્યું છે. તો તે કઇ રીતે?

યજ્ઞમાત્ર કર્મમાંથી પેદા થાય છે એમ જે જાણે તે કર્મનો ત્યાગ કરવાની ઘેલછા નહીં સેવે. તે તો કર્મમાત્ર કરે. અને દરેક કર્મને યજ્ઞીયભાવે કરે. યજ્ઞીય ભાવથી જે કર્મ થાય તે કર્મ રહેવું હોવા છતાં કર્તાને બંધન કરતું

નથી. ઉલટું બંધન શિથિલ કરે છે. આમ પ્રત્યેક યજ્ઞીય કર્મ પરિણામે બંધનની શિથિલતા આણતું હોઇને છેવટે તે મોક્ષનું કારણ બની શકે છે. આથી ભગવાન જ્યારે યજ્ઞમાત્ર કર્મજન્ય છે એમ કહે છે ત્યારે તેમનો આશય એ છે કે કર્મમાત્રને જો તેને કરવાની રીત પ્રમાણે તત્ત્વતઃ કરવામાં આવે તો તે મુક્તિનું કારણ બને છે. એ રીત એટલે અનાસક્તિ. દૃઢ નિષ્કામભાવ.

**પ્રશ્ન ૨૦:** યજ્ઞશિષ્ટ એટલે શું ? તે ખાનારા સનાતન બ્રહ્મને કેવી રીતે પામે ?

યજ્ઞશિષ્ટ એટલે યજ્ઞની બચત. યજ્ઞ એટલે સ્વાર્થ રહિત થઇને કેવળ પરાર્થે કરેલું કર્મ. જે કર્મ પાછળ પર એટલે કે પરમાત્માને પ્રસન્ન કરવાનો— તૃપ્ત કરવાનો આશય હોય છે તે કર્મ પોતાની પાછળ પવિત્રતાની બચત મૂકી જાય છે. અર્થાત્ પ્રત્યેક યજ્ઞીય કર્મનું પરિણામ શુદ્ધિ છે. આ આત્મ-શુદ્ધિ રૂપી બચતની પૂંજી જ્યારે ખૂબ વધે છે ત્યારે માણસ પરમાત્માની પ્રાપ્તિને યોગ્ય બને છે. ભગવાન અને જીવની આડે કોઇ પણ મોટી પાળ હોય તો તે અશુધ્ધિની-અપવિત્રતાની છે. આ અપવિત્રતાની દિવાલ પવિત્રતા દ્વારા જમીનદોસ્ત થાય એટલે જન્મ જન્માન્તરથી દૂર લાગતા પરમાત્મા પોતાના આત્માથી પણ પાસે છે એમ માણસને સમજાય છે. પરમાત્મા સાથેનો દીર્ઘ વિયોગ ટાળી નિત્ય સંયોગ અને સહવાસ કરાવી આપવો એ "યજ્ઞશિષ્ટ" નું એટલે કે યજ્ઞીય કર્મ કરવાથી મળતી હૃદયશુદ્ધિનું પ્રયોજન છે. ભગવાન આઘે હતા જ નહીં. પોતાનામાં જ હતા. જણાતા ન હતા. તે હવે પોતાના જ સ્વરૂપમાં પ્રકટે છે. આથી તે સનાતન બ્રહ્મને એટલે કે પરમાત્માને પામે છે.

**પ્રશ્ન ૨૧ :** દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ કઇ રીતે ચઢીઆતો છે ?

દરેક રીતે જ્ઞાનયજ્ઞ ચઢીઆતો છે. દ્રવ્યયજ્ઞ હિંસામય છે. જ્ઞાનયજ્ઞ અહિંસાપૂર્ણ છે. દ્રવ્યયજ્ઞથી સ્વર્ગ મળે. જ્ઞાનયજ્ઞથી મુક્તિ મળે. દ્રવ્યયજ્ઞ ઉપદ્રવગર્ભ છે. જ્ઞાનયજ્ઞ શાંતિગર્ભ છે દ્રવ્યયજ્ઞ કર્મને પૂર્ણ કરતો નથી. જ્ઞાનયજ્ઞ કર્મને પૂર્ણ કરે છે. દ્રવ્યયજ્ઞ દૃષ્ટિ દઇ શકતો નથી. જ્ઞાનયજ્ઞ દૃષ્ટિદાતા છે. દ્રવ્યયજ્ઞ ત્રૈગુણ્યદાતા છે. જ્ઞાનયજ્ઞ ત્રૈગુણ્યહન્તા છે. દ્રવ્યયજ્ઞ દ્વારા ઇશ્વરભક્તિ વગેરે ફળે જ એવો નિયમ નથી. જ્ઞાન-યજ્ઞદ્વારા આત્મ - ઇશ્વરજ્ઞાન, ઇશ્વિરભક્તિ, નિષ્કામ કર્મયોગમાં નિષ્ઠા ફળે જ એવો નિ.. ૬

આથી કોઇપણ દૃષ્ટિએ તપાસો દ્રવ્યયજ્ઞ જ્ઞાનયજ્ઞ કરતાં હીન છે. જ્ઞાનયજ્ઞ એ મનુષ્યની શોભા છે.

**પ્રશ્ન ૨૨ : જ્ઞાનની પ્રાપ્તિનાં ભગવાને કયાં સાધનો બતાવ્યાં છે?**

જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ભગવાને ત્રણ સાધનો બતાવ્યાં છે. તેમાંનું પહેલું તે પ્રણિપાત, બીજું પરિપ્રશ્ન; ત્રીજું સેવા. પ્રણિપાત શબ્દનો અર્થ થાય છે-શ્રધ્ધા ભક્તિ પુરસ્સરનું વંદન. અર્થાત્ જેણે જ્ઞાન મેળવવું હોય તેનામાં વિનમ્ર શિષ્યભાવ હોવો જોઇએ. આ સિવાય કદી જ્ઞાન પ્રસન્ન થતું નથી તે ઉપરાંત પરિપ્રશ્ન એ પણ જ્ઞાન મેળવવાનું સાધન છે. પરિપ્રશ્ન એટલે દરેક રીતે ગુરુ પ્રસન્ન હોય ત્યારે અવસરપૂર્વક પ્રશ્ન કરવો તે. પ્રશ્ન શંકાના સૂચક છે ગુરુ-પ્રસન્ન ગુરુના ઉત્તર શંકાના ભેદક છે. આમ શિષ્યનો પ્રશ્ન અને ગુરુનો ઉત્તર અજ્ઞાનને અજવાળી નાંખે છે. ત્રીજો ઉપાય છે સેવા. અને આ સૌથી ઉત્તમ ઉપાય છે. સેવામાં સામાને પીગાળવાનું જેટલું બળ છે તેટલું બીજામાં ભાગ્યે જ હશે જ્ઞાન આપે તેના ઋણમાંથી મુક્ત થવું હોય તો સેવા એ જ ઉપાય છે. આ ત્રણે ઉપાયોનું મિલન થાય ત્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ ઉપાયો સ્વાધીન છે, એટલી એમની વધુ મહત્તા છે.

**પ્રશ્ન ૨૩ : જ્ઞાનનું સ્વરૂપ શું અને માહાત્મ્ય શું છે?**

જ્ઞાનનો સાદો અને સરળ અર્થ સમજ એટલો જ થાય છે અને જુદે જુદે સમજના અનન્ત ભેદ છે. એકની એક ચીજને લગતી અનેકની અનેક પ્રકારની એકી વખતે સમજ હોઇ શકે છે એક સ્ત્રી દેહને લગતી પિતાની, માતાની, પતિની, પુત્રની, પુત્રીની અને સગાંવહાલાંની સમજમાં આસમાન જમીનનો ફેર હોય છે. આમ દુનિયામાં મોટે ભાગે દૃષ્ટિ તેવી સૃષ્ટિ હોય છે સાચું જ્ઞાન દૃષ્ટિ તેવી સૃષ્ટિમાં નથી. સૃષ્ટિ હોય તેવી દૃષ્ટિ કેળવવામાં છે. દૃષ્ટિ તેવી સૃષ્ટિ જોવામાં રાગદ્વેષ હોઇ શકે છે સ્વકલ્પનાનો વિહાર હોઈ શકે છે, જેમાં જે ન હોય તે તેમાં આરોપવું અને જેમાં જે હોય તેમાં તે ન જોવું-આ બધું હોઇ શકે છે. એટલે કે દૃષ્ટિ તેવી સૃષ્ટિમાં અસત્યની પૂજા હોઇ શકે છે. સૃષ્ટિ તેવી દૃષ્ટિ રાખવામાં સ્વકલ્પનાને કે તરંગને કે રાગદ્વેષને કે વધારા ઘટાડાને કે એવા અસત્યના દુર્ગંધને અવકાશ હોતો નથી. એમાં સત્યનિષ્ઠા હોય છે. આથી સૃષ્ટિ તેવી જ દૃષ્ટિ રાખવી એનું નામ સત્યજ્ઞાન છે. પ્રાણીમાત્ર આત્માથી ભિન્ન નથી, આત્મસ્વરૂપ છે આ છે સૃષ્ટિતત્ત્વ. આ તત્ત્વને તે જ પ્રમાણે સમજી વર્તવું એટલે

કે પ્રાણીમાત્રમાં આત્માની જ અસ્તિ સમજવી–સાક્ષાત્ કરવી અને તે મુજબ વર્તન રાખવું એટલે જ્ઞાન છે. આ સિવાયની જેટલી સમજ તે તમામ અસત્યવિદ્ધ છે. આથી ભગવાન કહે છે કે જે જ્ઞાનથી માણસને તમામ પ્રાણીઓ આત્મામાં અને છેવટે પરમાત્મામાં જણાય તે જ્ઞાન તે જ્ઞાન. એ સિવાયનું બીજું બધુંય અજ્ઞાન. આ છે જ્ઞાનનું સ્વરૂપ. જે દીવાનું, તેજ જ્ઞાનનું માહાત્મ્ય છે. દીવો સળગે પછી અંધારુ ઇચ્છે તો પણ રહી શકતું નથી તેમ જ્ઞાન પ્રકટે પછી અજ્ઞાન ઇચ્છે તો પણ રહી શકતું નથી. જોવાની પ્રકૃતિવાળી આંખ ઉઘડે એટલે સૃષ્ટિ ઇચ્છો કે ન ઇચ્છો દેખાય જ. તેમ અંતરની જ્ઞાનની આંખ ઉઘડે કે સમસ્ત સૃષ્ટિ, ઇચ્છો કે ન ઇચ્છો ભગવન્મય દેખાવાની જ. મોહ ન જ રહેવાનો. ગમે તેટલો પંપાળો પણ મોહ મટવાનો જ. આ છે જ્ઞાનનું માહાત્મ્ય.

પ્રશ્ન ૨૪ : કોણ જ્ઞાન પ્રાપ્તિનો અધિકારી અને કોણ નહીં?

જે માણસમાં શ્રધ્ધા છે, જે જ્ઞાન મેળવવામાં તત્પર છે અને જેને પોતાની ઇન્દ્રિયો ઉપર કાબૂ છે તે માણસ જ્ઞાન મેળવવાનો અધિકારી છે. અર્થાત્ આત્મા અને પરમાત્મા છે. તે મેળવી શકાય છે, અને હું તેને મેળવી શકીશ જ એવી જેની આત્મા વગેરેને લગતી અસ્તિની અવિચલ સમજ છે તે શ્રધ્ધાળુ છે. આ ઉપરાંત જેને શાસ્ત્રચિન્તનમાં વિશ્વાસ છે, ગુરુના વચનમાં ભરોસો છે, તે માણસ શ્રધ્ધાળુ છે. આટલુ જ નહીં. શ્રધ્ધા પછી જેને સમજેલું આચારમા મૂકવાની તમન્ના છે તેને તત્પર પુરુષ કહેવાય મુંબઇ છે. જવા જેવું છે. ત્યાં જઇ શકાય છે અને મારે જવું છે આટલું જાણ્યા પછી ત્યાં જવાને માટે જે સળવળતો નથી પણ ઘરમાં બેસીને બગાસાં ખાયા કરે તેનું મુંબઇ વગેરેને લગતું બધુંય જ્ઞાન વ્યર્થ છે. નપુંસક છે. મુંબઇ છે. જવા જેવું છે જઇ શકાય છે અને જવુ જ છે તો ગાડીએ બેસ. મોટરમાં બેસ પગે ચાલ. અને જવા માંડ. જ્ઞાન જો વર્તનમાં પ્રેરક ન હોય તો તે નિર્વીર્ય અને બોજારૂપ છે. આથી જ્ઞાનનો અધિકારી જ્ઞાનના સાધનમાં તત્પર હોય. આ ઉપરાંત ઇન્દ્રિયોના ઉપરનો કાબૂ અનિવાર્ય છે. સંયમ તો આત્મજ્ઞાન રૂપી ગભીર પ્રસન્ન મહાન સરોવરની પાળ છે. પાળ તોડીને પાણી ન સાચવી શકાય. ઘડામાં પાણી ભરવું હોય તો તેમાં છિદ્ર ન રખાય. આત્મજ્ઞાન મેળવવું જ હોય તો ઇન્દ્રિયોના છેદને ઝરપના ન રખાય. સમજણ દ્વારા, વિવેકદ્વારા એ છિદ્રને પૂરવાં જ રહ્યા. સંયમમાં શક્તિનો સંચય છે. સંયમ-

દ્વારા સાચવેલી અને સંચિત કરેલી શક્તિ જ્યારે જાગૃત થાય છે ત્યારે આત્મજ્ઞાનની અપરિમિત શક્તિમત્તા પ્રકટે છે. અને અશક્તને આત્મદર્શન કે કશું દર્શન મળતું જ નથી. આથી સંયમની પૂંજી જેટલી વધારે તેટલી આત્મજ્ઞાનની ચમક, તાકાત અને હિતકારિતા વધારે. આ છે જ્ઞાનનો અધિકારી આ સિવાયનો બીનઅધિકારી. જે અશ્રધ્ધાળુ છે. તેને માટે આત્મજ્ઞાન આકાશપુષ્પ જેવુ છે।

પ્રશ્ન ૨૫: જ્ઞાનનું વરદાન કયુ? અને અજ્ઞાનનો શાપ શો?

જ્ઞાનનુ મુખ્ય વરદાન તો મુક્તિ છે. પ્રારબ્ધ થયેલો દેહ એ છેવટનો દેહ છે. ત્યારબાદ જન્મવાનુ કશું કારણ રહેતું ન હોવાથી જ્ઞાનીને જન્મવાપણું રહેતુ નથી. તેથી મોત રહેતું નથી. આથી તે સદાને માટે મરણોત્તર જીવે છે—વ્યક્તિ દેહે નહીં સમષ્ટિ ચૈતન્યરૂપે અને જીવતાં જીવત તે આત્મજ્ઞાનના લોકોત્તર મહિમામાં સમાધિમય રહે છે. ભક્તિના શિવતમ રસમાં નિમગ્ન રહે છે. લોકસંગ્રહમાં યાવજ્જીવ સ્વયમેવ, સ્વાભાવિક રીતે જ, પોતાને પણ ખબર ન હોય તે રીતે વર્તે છે. સર્વ સ્થાન, સર્વ અવસ્થા, સર્વ દિશા અને સર્વકાળ તેને માટે સુખમય હોય છે। આ છે જ્ઞાનનું વરદાન આ સિવાયની જે સ્થિતિ તે જ અજ્ઞાનનો શાપ।

પ્રશ્ન ૨૬: કર્મો કોને બંધનકર્તા નીવડતાં નથી?

પરમાત્માનો જેને યોગ થાય અને એ યોગના માહાત્મ્યને લઇને જે સમસ્ત કર્મોનો પરમાત્મામાં ફલસહિત સંન્યાસ કરે, જેને આત્મા, પરમાત્મા અને પ્રકૃતિને લગતુ સ્પષ્ટ તલસ્પર્શી જ્ઞાન હોવાને લઇને સંશય ન હોય, અને જેને તન, મન, વચન, મતિ, હૃદય ઉપર કાબૂ હોય તેવા માણસને કર્મના બંધન નીવડતાં નથી. કેમકે કર્મની અજગર ચૂડમાંથી છૂટવાને માટે જે શક્તિ જોઇએ છે તે આમાંથી જ મળે છે. સંયમી જીવન, તલસ્પર્શી જ્ઞાન, અને પરમાત્માનું સાક્ષાત્ મિલન-દર્શન-યોગ આ ત્રણ વાનાં ભેગાં થાય ત્યારે બળી ગયેલી દોરડીની પેરે કર્મ જીવને બાંધવા અસમર્થ નીવડે છે.

પ્રશ્ન ૨૭: સંશયને છેદી અર્જુનને ઊઠવા અને યોગનું આચરણ કરવા કહે છે તો સંશયનો છેદ કેવી રીતે થાય?

સંશય અજ્ઞાનમાંથી પેદા થાય છે. હૃદયમાં રહે છે. યોગના આચરણને મટકાવે છે. આથી જેણે સંશય છેદવો હોય તેણે મૂળમાં જ ઘા કરવો રહ્યો. સંશયનું બીજ અજ્ઞાન જો કપાય તો સંશય સુકાય. અજ્ઞાનને જ્ઞાન જ છેદી શકે. આથી હૃદયમાં જ રહેલાં જ્ઞાનદ્વારા હૃદયમાં જ રહેલાં અજ્ઞાનને જો છેદવામાં આવે તો જીવનની પ્રતિક્ષણને વ્યાપી રહેલા સંશયને સુકવી માણુસ યોગનું-આચરણુ કરી શકે. અને જ્ઞાન કેવી રીતે મળે તે તો ઉપર બતાવ્યું જ છે. શ્રધ્ધા-તત્પરતા અને સંયમી જીવનપૂર્વક પ્રણિપાત, પરિપ્રશ્ન અને ગુરુ-સેવા એ જ્ઞાનની પ્રાપ્તિનાં સાધન છે. એ સાધનમાં તત્પર રહેતાં સ્વયં કાળે કરીને માણુસને જ્ઞાન લાધે છે. એમાં સંશયને અવકાશ નથી.

॥ इति ज्ञानयोगः ॥

---

ॐ

# કર્મસંન્યાસયોગ

**પ્રશ્ન ૧ : કર્મનો સંન્યાસ અને કર્મનો યોગ એટલે શું?**

કર્મ એટલે દરેકને માટે સ્વભાવ અને શાસ્ત્રે નક્કી કરેલાં કર્મો. એવાં કર્મોનો ત્યાગ કરવાનો જે પ્રયત્ન તેને કર્મનો સન્યાસ કહેવામાં આવે છે. કર્મનો યોગ એટલે નિયત કર્મોને કરવાં તો ખરાં પણુ તેમના-ફ્લનો ત્યાગ કરવો.-કર્મસંન્યાસ અને કર્મયોગ બન્નેમાં ત્યાગ તો છે. એકમાં સમૂળગો કર્મનો જ ત્યાગ છે બીજામાં કર્મફ્લનો ત્યાગ છે. એકમાં કર્મનો જ ત્યાગ હોવાથી ફ્ળની પેદાશ જ નથી. બીજામાં ફ્ળની પેદાશ થાય છે પણુ તે-કર્તાને બંધનમાં નાખતી નથી. આથી બીજામાં ફ્ળ પરમાર્થે હોય છે. આમ બન્નેમાં ફ્લનો સ્પર્શ નથી, એકમાં કર્મ થતું ન હોવાથી ફ્ળ મળતું નથી. બીજામાં કર્મ થતું હોવા છતાં ફ્લની સ્પર્શશક્તિને વધ્ય કરી નાંખેલી હોવાથી જાણે ફ્ળ મળતું નથી. એકમાં ફ્ળ નથી એટલે જ નથી. બીજામાં છે છતાં જાણે નથી। આ છે બે વચ્ચેનો ફરક.

**પ્રશ્ન ૨ : સંન્યાસયોગ અને કર્મયોગ એ બન્ને જ જો કલ્યાણુકર છે તો પછી કર્મયોગ ચડીઆતો છે એમ ભગવાન કયા કારણે કહે છે?**

કર્મના ફળનો સ્પર્શ ન થાય એવી સ્થિતિ માણસે જીવતા જીવત મેળવવાની છે એને માટે બે ઉપાયો છે એક તો ફળ મળે જ નહીં માટે કર્મ કરવાં જ નહીં કાદવમા પગ મૂકીએ તો ખરડાય ને? માટે કાદવથી દૂર રહેવું એ જ કાદવથી ન ખરડાવાનો સહેલો ઉપાય સમજાય છે બીજો એ કે એવી કોઇ જડીબુટ્ટી શોધી કાઢવી કે જેથી કર્મ તો થાય પણ તેનું ફળ બંધનકર્તા ન નીવડે બીજા ઉપાયની ખૂબી અને મહત્તા એ છે કે એમા કાયરતા નથી કેમકે કર્મમાત્રનો ત્યાગ કરવો એ અશક્ય છે થોડાનો ત્યાગ અને થોડાનો સ્વીકાર એ સાચા અર્થમાં ત્યાગ નથી એમા એવો સભવ રહે છે કે માણસ પરમાર્થી કર્મોનો તેઓ જ ત્યાગ કરે અને સ્વાર્થ તેટલો જ કરે અને સ્વાર્થ માટે પણ થોડાને ત્યજે અને પરિણામે દરિદ્ર જીવન ગુજારે આમ કર્મના ફળથી બ્હીને કર્મને મૂળમાં જ ત્યાગવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે પણ એ તોડાય એવી નથી આથી અદીન-પણે સ્વાર્થનો ત્યાગ કરી કર્મમાત્રને કરવાં એ કર્મયોગીની મનોદશા છે

કર્મયોગીને અમત રીતે કર્મ ખરડી શકતા નથી પણ તેના કર્મ ઘેળાં જ હોઇને જગતને ફાયદો કરે છે તો પોતાને ગેરફાયદો ન થાય અને જગતને ફાયદો થાય જ તો પછી કર્મ ન કરવામા અવિવેક છે એમ કર્મયોગી માને છે કર્મયોગી સૌને ફાયદો પહોંચાડતો હોઇને અને પોતાને કશું જ નુકશાન ન કરતો હોઇને કર્મ સન્યાસી કરતા ચઢીઆતો છે

પ્રશ્ન ૩ : ભગવાનની સમજ પ્રમાણેના નિત્ય સન્યાસીના લક્ષણ શા?

સન્યાસી બે જાતના છે. એક ક્વચિત્–થોડા સમયને માટે સન્યાસ ધારણ કરનાર બીજો હમેશને માટે સન્યાસ લેનાર ભગવાનને મતે જે સન્યાસ છે તે ભગવા લુગડામા નથી ઘરબારના ત્યાગમા નથી નિયત કર્મને છોડવામાં નથી મફતની ભિક્ષા માગનારની સસ્થાનો એ અકર્મણ્ય સભ્ય નથી ભગવાનનો સન્યાસી આ બધા બહારના દેખાવ સાથે સ્હેજે સબધ ધરાવતો નથી તેનો સન્યાસ જીવનની સાચી સમજમાં રહેલો છે જે કદી દ્વેષ કરતો નથી કે કદી ઇચ્છા કરતો નથી, તે ભગવાનને મન સદાનો સન્યાસી છે અર્થાત્ જે માણસ આવી પડેલા દુખનો કે દુખના સાધનનો દ્વેષ કરતો નથી, સુખ કે સુખના સાધન માટે વલખા મારતો નથી, જે વેળા જે કાંઈ મળ્યુ તે બહુ છે એમ માને છે, મળેલાનુ અપમાન કરતો નથી, તેનાથી બીજુ કશુ ઇચ્છતો નથી તે સન્યાસી છે અર્થાત્ રાગદ્વેષને જેણે નિર્મૂળ કર્યા છે તે સન્યાસી છે આ સિવાયનો સન્યાસ, સન્યાસ સિવાય બીજુ ગમે તે હોય ભગવાનને તે સન્યાસ નથી રાગ અને દ્વેષની ઉદાર અવસ્થા જ તો સસાર છે એ બેનો અસ્ત એટલે જ મુક્તિ છે સન્યાસી મુક્ત હોય આથી સન્યાસીના બે પ્રધાન આંતર લક્ષણ તે રાગન્યાસ અને દ્વેષન્યાસ છે. અર્થાત્ સન્યાસ એટલે વિરાગ અને પ્રેમ ભગવાનનો સન્યાસી સ્વભાવિરાગી અને પરમપ્રેમી હોય છે

**પ્રશ્ન ૪ :** સાખ્ય અને યોગ એ બેમા ફળભેદ છે એમ બાળકો માને છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તો ભગવાન વળી ઓર ગોટાળો વધારે છે ! તો ચોખ્ખપણે ભગવાન એમા શુ કહેવા માગે છે ?

બાળકો એટલે ધાવણાં જ એવો હમેશા અર્થ હોતો નથી જે વિષયમા જે માણસની સમજ નહીં જેવી હોય તે વિષય પૂરતો તે માણસ બાળક ગણાય ! આથી બાળપણુ કેવળ વયનુ જ નથી—સમજનુ પણ હોય છે આથી સાખ્ય અને યોગ એ બે ફળદશાએ ભિન્ન છે એમ જે માને છે તે બાળક જ કહેવાય કેમકે તે બન્નેનુ ફળ એક જ છે ભગવાનનો નિર્ણય તો એ છે કે સાખ્ય અને યોગના ફળની ચૂથણીમા જે મચ્યા રહે છે તે બાળકો છે કેમકે તેમની જીવનને લગતી સમજ કેવળ બાળક જેવી-અસસ્કૃત છે સાખ્ય સારો કે યોગ સારો એ વાદવિવાદનો વિષય જ નથી ભગવાનનો ઝોક તે બેમાથી ગમે તે એકના ઉપર પણ નિષ્ઠા કેળવવા તરફ છે એટલે કે વાદ તરફ ભગવાનનુ વલણુ નથી, કરવા તરફ છે સાખ્ય અને યોગની ચર્ચામા જે વરસો ગુમાવે તે બાળક છે જે બેમાથી ગમે તે એકના ઉપર પણ આરૂઢ થાય તે પડિત છે કેમકે કરવાથી કાઇક મળે છે કેવળ વિચારવાથી નહીં આથી સાખ્ય અને યોગમા ફળદશાએ તો ભેદ નથી જ માટે એ ચર્ચાનો વિષય ન હોવો ઘટે પ્રૌઢ સમજવાળો તો બેમાથી ગમે તે એકના ઉપર પણ આરુઢ થઇ જવામા યત્નશીલ રહેશે ભગવાનનો આશય આ છે આટલુ સમજાય પછી આપણી સમજમા જ ગોટાળો હતો ભગવાનની સમજમાં નહીં—એટલુ સ્પષ્ટ થશે

**પ્રશ્ન ૫ :** યોગી જ સન્યાસી થઇ શકે એવો ભગવાનનો મત લાગે છે તો યોગ સન્યાસનો પાયો કેવી રીતે ?

સન્યાસ એટલે કર્મનો સન્યાસ-કર્મનો સ્વરૂપે ત્યાગ આ કર્મનો સ્વરૂપે ત્યાગ માણસને માટે અશક્ય છે કેમકે પ્રકૃતિના ક્ષેત્રમા યાવજ્જીવ રહેનારને માટે કર્મમાત્રનો સ્વરૂપે ત્યાગ કેવળ કલ્પના છે તો સન્યાસની* પાછળ જે હેતુ છે તે એ કે કર્મનો માણસને લેપ ન લાગે કર્મના લેપ માથી છૂટવાને સન્યાસનો આશ્રય લેવા માણસ લોભાય છે અને કર્મના

લેપમાંથી છુટકારો મેળવવા માટે કર્મત્યાગ એ ઉપાય નથી. પણ યોગજ ઉપાય છે એટલે કે વિના ફલાશાએ કર્તવ્ય કર્મને વિધિપૂર્વક કરવાં એજ ઉપાય છે. આ દૃષ્ટિએ સન્યાસનો પાયો યોગ છે. એટલે કે સંન્યાસ'થી આપણે જે પરિસ્થિતિ ઉપજાવવી ઇષ્ટ છે તે ઉપજાવવામાં યોગજ કારણરૂપ બને છે. વળી કર્મનો ફલન્યાસ યોગની અપેક્ષા રાખે છે. એટલે કે ચિત્તની પ્રબલ એકાગ્રતાની જરૂર છે જ્યાં જ્યાં ચિત્તની પ્રસન્ન એકાગ્રતાનો એકતાન પ્રવાહ છે ત્યાં ત્યાં વિવેકરૂપ દર્શન હોય છે અને વિવેકી દર્શનમાંથી જ ફલથી ન ખરડાવવાની જે આંતર શક્તિ છે એટલે કે જે અનાસક્તિ છે તે પેદા થાય છે. અને આ દૃષ્ટિએ પણ યોગ જ સન્યાસનો પાયો છે.

પ્રશ્ન ૬: યોગીના સિદ્ધ લક્ષણો કયાં? તે કેવી રીતે મેળવી શકાય?

ભગવાને યોગયુક્ત માનવને માટે ચાર લક્ષણો આપ્યાં છે. પહેલાં તો જે યોગી છે તે વિશુધ્ધાત્મા છે. એટલે કે તેનો આત્મા અત્યંત નિર્મળ હોય છે આત્મા શબ્દ અહીં અંતઃકરણ એટલે કે મનનો વાચક છે. મનની નિર્મલતા એટલે રાગદ્વેષ વગેરે મેલોમાંથી છૂટકારો અર્થાત્ જે માણસ યોગી છે તેનું હૃદય રાગદ્વેષ વગેરે તમામ મેલો વગરનું હોય છે વળી યોગી વિજિતાત્મા હોવો ઘટે. અહીં આત્મા એટલે દેહ. યોગી માણસને પોતાનો દેહ પોતાના કાબૂમાં હોવો ઘટે. દેહની પોતાના ઉપર નહીં પણ પોતાની દેહના ઉપર સત્તા હોવી ઘટે. જેને પોતાનો દેહ સ્વાધીન ન હોય તે યોગી થઇ શકે જ નહીં આથી સ્વાધીન દેહ એ યોગીનું લક્ષણ છે. આ ઉપરાંત યોગી જિતેંદ્રિય હોવો રહ્યો પાંચેય પણ જેટલી ઇન્દ્રિયો તેને વશ હોવી ઘટે. ઇન્દ્રિયો સામાન્ય રીતે માનવને પોતાને વશ રાખે છે પોતાનું ધાર્યું તેની કને કરાવે છે યોગી ઇન્દ્રિયોને પોતાના કાબૂમાં રાખે છે. અને પોતાનું ધાર્યું તેની પાસે કરાવે છે. ઇન્દ્રિયોને વિષયોમાં ડોકીયાં કરતી રાખવી કે મદારી જેમ નાગને પોતાના કરંડીઆમાં તેમ, પોતાના મનમાં પૂરેલી રાખવી એ તેને પોતાની મરજીની વાત છે આ ઉપરાંત તેવો પુરુષ સર્વભૂતાત્મભૂતાત્મા હોય છે એટલે કે તમામ પ્રાણીઓના આત્માને પોતાના જ આત્મા તરીકે જોનારો હોય છે. એટલે કે તેને આત્મદૃષ્ટિએ ક્યાંયે ભેદ જણાતો નથી. એક જ આત્માની અનન્ત વિવિધતા ભિન્ન ભિન્ન પ્રાણીરૂપે ચમકી રહી છે એવી તેને અચલ સમજ હોય છે આવો યોગી હોય છે. ઉપલા વિશેષણોના પૂર્ણ વિચારમાંથી જ એ વિશેષણો જીવનમાં કેવી રીતે ઉતારી શકાય એની સાધના નીકળી આવે છે અર્થાત્ જેણે યોગી થવું હોય તેણે ઉપલા વિશેષણો પોતાની જાતમાં ઉગવી નાખવાં જોઇએ.

પ્રશ્ન ૭ : બધું કરતો છતાં યોગી કશું કરતો નથી—એ વિરોધાભાસને કેવી રીતે સમજવો ?

અહીં ખરું જોતાં તો વિરોધાભાસ જ નથી. ગુલામ ગોળ ખાય અને અને દુર્લભ માર ખાય તો તેમાં વિરોધ છે. કેમકે એક કરે તો બીજો ત્યાં ભોગવે છે. યોગી જો યોગી જ છે અને તત્ત્વનો જાણકાર છે તો તે તત્ત્વની જાણકારીના બળે જ કોણ કર્મ કરે છે તેનો તેને વિવેક હોય છે. દશ ઇન્દ્રિય મન મતિ રૂપે પરિણામ પામેલી પ્રકૃતિ જ કર્મ કરે છે અને એ પ્રકૃતિ જ તેનાં ફળ ભોગવે છે. આત્મા તો બીચારો એ બધાના સંગે ભોળવાઈ ગયેલો હોઇને, એ બધાની કપટ ચાલ ન જાણતો હોઇને પોતાની જાતને એ બધાંના કર્તૃત્વ સાથે ભેળી દઇને દુઃખી થાય છે. આ યોગી તત્ત્વવેત્તા છે અને તત્ત્વવેત્તા હોઇને જ કોણ કર્મ કરે છે તેની તેને અફર સમજ હોય છે. એ અફર સમજને લઇને જેનું કર્તૃત્વ તેને જ તે સોંપે છે. આથી લોકોની દૃષ્ટિએ તે કર્મ કરતો છતાં મૂળમાં તેને આત્મતત્ત્વની સમજ અને આત્મા નિત્ય હોવાથી તે પ્રકૃતિ સાથે પોતાની સેળભેળ કરીને વર્તતો નથી. યોગી તત્ત્વજ્ઞાનને વ્યવહારમાં મૂકવે છે. તત્ત્વજ્ઞાનની વ્યવહારિક મૂલવણી એટલે જ તો પ્રકૃતિ અને આત્માના ધર્મની મેળભેળનો અભાવ. જ્યારે જ્યારે આત્મા અને પ્રકૃતિના સ્વરૂપનો ઘોટાળો થાય અને એક બીજાની એક બીજાના ઉપર રોપણી થય ત્યારે જ કર્મનાં બીજોના ફણગા ફૂટે છે. યોગી તો જેનું જે છે તેને તે સોંપી દે છે. કોઇનુ પોતે સ્વીકારતો નથી. અને પોતાનું કોઇને દેતો નથી. કર્તૃત્વ-ભોક્તૃત્વ પ્રકૃતિનુ છે. તેનુ તેને તે સોંપે છે. પોતાની અસંગતા તે કોઇને દેતો નથી. પોતે જ જાળવી રાખે છે. અને આથી કરતો છતાં તે કશુંય કરતો નથી અને આથી જ ભોગવતો છતાં તે કશુંય ભોગવતો નથી. તત્ત્વજ્ઞાન જ્યારે વ્યવહારમાં ઉતરે છે ત્યારે તે સાચો પરમાર્થ પેદા કરે છે.

પ્રશ્ન ૮ : કર્મનો લેપ ન લાગે એ માટે કઇ રીતે માણસે કર્મ કરવું ઘટે ?

કર્મનો લેપ ન લાગે એ માટે કરનારે બે રીત ધ્યાનમા રાખવી ઘટે. એક તો કર્મ સમર્પણ અને બીજી અનાસક્તિ. કર્મમાત્ર પ્રભુને સમર્પણ કરવાનો તેનો સ્વભાવ હોવો ઘટે. તે માટે પરમાત્માના સ્વરૂપ ગુણ અને ધર્મોનું યથાર્થ જ્ઞાન હોવું ઘટે. પરમાત્માને લગતી નીતરી સમજ ન હોય તો કદી પૂર્ણ સમર્પણ જાગતું નથી. તો સેવક જેમ સ્વામીને માટે તેમ યોગી ભગવાનને માટે તમામ કર્મ કરતો હોવો ઘટે એટલે કે પૂર્ણ સમર્પણ

યોગ તેણે સાધવો ઘટે. સમર્પણ યોગના ગર્ભમાં જેટલી ચીજો સમા તેટલી બધી તેને માન્ય હોવી ઘટે. બીજું તેણે આસક્તિનો ત્યાગ કરવો ઘટે. ફલની લાલચ હોય તો સમર્પણ દ્વારા સેવા થાય જ નહીં. જે વ્યવહારમાં તેવું જ પરમાર્થમાં પણ છે. વ્યવહાર અને પરમાર્થ જુદી ચીજ જ નથી. આથી ભગવાનમાં પૂર્ણ ભરોસા સહિત તેની સમર્પણમ કર્મણ્ય સેવા અને ફલત્યાગ એ બે જે સાધી શકે તેને પાણીમાં રહે કમળની સાથે સરખાવી શકાય. પાણીમાં રહ્યું છતાં કમળ જેમ નિર્લેપ ર શકે છે. અને સરોવરનું સૌંદર્ય વધારી શકે છે તેમ તેવો માણસ સંસાર ગળાબૂડ રહે છે છતા નિર્લેપ રહી શકે છે અને સંસારનું સૌન્દર્ય વધા શકે છે. જલકમલવત્ જીવવાની જે કળા તેનું જ નામ યોગ છે.

**પ્રશ્ન ૯ : કર્મમાત્રમાં યોગીને આત્મલાભ કયો છે ?**

કર્મમાત્રમાં બે શક્તિ છે. એક તો હૃદયરૂપી વાસણના ઉપર કાટ ચઢાવવાની અને બીજી તે કાટ ધોવાની. મનુષ્યમાં જે ભોગી છે તે કર્મમાત્ર દ્વારા હૃદયનાં પાત્રને કાટ ચઢાવે છે. દિનપ્રતિદિન, ક્ષણ પ્રતિક્ષણ તેવો માણસ હૃદયના વાસણને મેલું કરે છે. જે યોગી છે તે હૃદયપાત્રને કર્મદ્વારા અજવાળે છે. તે દિનપ્રતિદિન, ક્ષણ પ્રતિક્ષણ કર્મદ્વારા હૃદયને માંજી સ્વચ્છ બનાવે છે. આથી યોગીને કર્મમાત્રમાં મહાન આત્મલાભ છૂપાયો છે તે આત્મશુધ્ધિનો. યોગીને આત્મશુધ્ધિનાં મૂલ્ય સમજાય છે. તે જાણે છે કે હૃદયશુદ્ધિમાં ચિન્તામણિના ગુણો વસે છે. શુદ્ધ હૃદય કલ્પલતા માફક ઇચ્છાદોહી થાય છે. અમોઘ સંકલ્પવાળું થાય છે. અને હૃદયની જ્યારે આત્મા જેટલી શુદ્ધિ થાય છે ત્યારે તેમાંથી જીવન્મુક્તિ મળે છે. આથી કથીર જેટલાં કિંમતી કર્મને તે સમજના પારસમણિદ્વારા કાંચન જેટલાં કિંમતી બનાવી ભારે નફો કરે છે. એવી કમાણી કરે છે કે જેથી તેનો ભવ દરિદ્ર થઇ જાય છે અને ભવને દરિદ્ર બનાવે અને આત્માને સમૃદ્ધ બનાવે એવી શુદ્ધિની કમાણી જીવનનો જ જે વેપાર કરવા નીકળ્યો છે તેને મન મહામૂલી છે. બસ. આ આત્મશુદ્ધિ યોગીની અતુલ કમાણી છે.

**પ્રશ્ન ૧૦ : યોગી અને અયોગી વચ્ચે ભેદ શો ?**

યોગી અને અયોગી વચ્ચે મૂળમાં તો દર્શન-સમજનો ભેદ છે. આથી વર્તનનો ભેદ છે અને તેથી જ ફળભેદ છે. અને સરવાળે જીવન ભેદ છે. યોગી પાસે નિષ્કામ કર્મયોગને લગતી સમજ છે, અયોગી પાસે તે નથી. આથી યોગી કર્મયોગમાં એકાગ્ર છતાં ફલથી અલિપ્ત રહે છે. અયોગી 'ચડ ચૂલા ખાઉં'ની મનોદશાવાળો હોઇને કર્મમાં એકાગ્ર થઈ શકતો નથી.

અને ફલમાંજ એકાગ્રતા કેળવે છે. અને કરેલું ન હોવાથી કશું મળતું ન હોઇને જીવનમાં તે વ્યગ્ર રહે છે. યોગી કરે છે. લેપાતો નથી અને પરિણામે શાન્તિ પામે છે. અયોગી કરે છે. પણ કરવાની રીતે નહીં. તેથી તે લેપાય છે. અને પરિણામે અશાન્તિ કમાય છે. શાન્તિ એટલે રાગદ્વેષની નિવૃત્તિ એટલે પરિણામે પરમશુદ્ધિ અને અંતે જીવન્મુક્તિ. અશાન્તિ એટલે રાગદ્વેષનું તીવ્ર સ્પંદન. એટલે પરમ અશુદ્ધિ અને અંતે જીવનબંધન. યોગીને જગતના અનન્ત વિરોધમાં એક ગહન, અખંડ, અવિરોધ અને સંવાદ અને સમન્વય અને સુમેળ જણાય છે. અયોગીને જગતના એક અને અખંડ અવિરોધમાં, અનન્ત વિરોધ, અનેકતા, ખંડિતતા, વિસંવાદ અને દુરન્વય અને કુમેળ સમજાય છે. યોગીને જીવન વરદાનરૂપ લાગે છે. અયોગીને શાપરૂપ. યોગીને પરમજીવનનો નિકટાન્વય લાગે છે. અયોગીને દૂરાન્વય લાગે છે. બસ. આ છે યોગી અને અયોગી વચ્ચેનો તફાવત.

**પ્રશ્ન ૧૧ :** દેહધારી જીવ કશું ન કરતો કે કરાવતો શરીરમાં સુખે રહી શકે છે–તો તે કેવી રીતે સંભવે?

કરવું અને કરાવવું એ ભાવ ક્યારે થાય એ જો વિચારવામાં આવે તો આ પ્રશ્નનો જવાબ સરળ થઈ પડે. જ્યાં સુધી માણસનામાં અહંતા અને મમતા હોય છે ત્યાં સુધી તે હું કર્તા અને હું ભોક્તા, હું કારયિતા એવો મલિન ભાવ રહે છે. પણ જે ક્ષણે એની અહંતા પીગળી જાય અને મમતા મોળી પડી જાય તેજ ક્ષણે એનો આ મલિન કર્તૃત્વ ભોક્તૃત્વનો ભાવ પણ લીન થઇ જાય છે. માતા મરે પછી છોકરાં ન જન્મે. 'કર્તૃત્વ' અને ભોક્તૃત્વ એ અહંતા મમતાના ચિરંજીવીઓ છે. આથી અહંતા ઓગળી જાય અને મમતા ન-જીવી થઇ જાય ત્યારે 'કરવું' 'કરાવવું'નો ભાવજ ઉડી જાય છે। આથી જેને અહંતા મમતા પજવતી નથી તેને માટે શરીરમાં નીરાંતે રહેવું અને કર્તા ભોક્તાના ભાવ સિવાય રહેવું એ કેવળ સંભવિત છે. માની લ્યો કે એવો જીવ તો જાણે બેવડાં સૂતકવાળો થઇ જાય છે. મા મરી તેનું મરણાશૌચ અને છોકરો જન્મ્યો તેનું જનનાશૌચ. એવા જ્ઞાનીની મોહમયી માયારૂપી મા ગુજરી જાય છે, તેનું સૂતક લાગે અને તેજ ક્ષણે બોધરૂપી પુત્રનો જન્મ થાય છે, તેનું તેને જનનાશૌચ લાગે છે. જ્યારે બેવડું સૂતક લાગે ત્યારે કરવા છતાં કશું ન કરાતું જ હોય!

**પ્રશ્ન ૧૨ :** અજ્ઞાનને લીધે બધા જંતુઓ મૂર્છિત છે તો તે અજ્ઞાનનું સ્વરૂપ અને ફળ શું?

જે વસ્તુ જેવી છે તેવી ન પ્રકાશિત કરતાં તે જેવી નથી તેવી પ્રકાશિત કરનારું જ્ઞાન અજ્ઞાન છે. એટલે કે ઉલટું જ્ઞાન અજ્ઞાન છે. દોરડીને દોરડી તરીકે ન રજૂ કરતાં સાપ તરીકે જે જણાવે તે અજ્ઞાન. બસ. વસ્તુની વસ્તુતાને ઢાંકી અવસ્તુતા જે બતાવે તે અજ્ઞાન. આત્માનાં આત્મત્વને ઢાંકી દઈ અનાત્મત્વ દર્શાવે તે અજ્ઞાન. આવરણ કરવું એ અજ્ઞાનનો સ્વભાવ છે. આ અજ્ઞાનનું ફળ છે આત્માને નહીં લેવા દેવાનો સંસાર. સંસાર એટલે અજ્ઞાનનું જ સ્પંદન. કેમકે અજ્ઞાનને લઇને જ જન્તુ આત્મા અને પરમાત્માના ઉપર કર્તૃત્વાદિનો ઓઢો ઓઢાડે છે. અને એ ઓઢાને લઇને સંસારને વગર જરૂરે પોતાનામાં વધાર્યો કરે છે. આથી સંસાર અને તેના અનંત રાગ-દ્વેષનાં ચિત્રોમાં તન્મયતા એ અજ્ઞાનનું ફળ છે.

પ્રશ્ન ૧૩ : આ ઉપરાંત જ્ઞાનનું ફળ શું? જ્ઞાન માણસના જીવનમાં ક્યાં પરિવર્તન કરે છે?

અજ્ઞાન તો અંધારા જેવું છે. જ્ઞાન અજવાળાં જેવું છે. અંધારું જેમ પોતાની અસ્તિને લઇને વસ્તુ વસ્તુ વચ્ચેનો ભેદ પારખવા દેતું નથી. દરેક વસ્તુને એકાકાર બતાવી જની આંખવાળાને પણ પોતાના પ્રભાવે દુઃખી કરી મારે છે તેમ અજ્ઞાન પોતાની અસ્તિને લીધે વસ્તુ વિવેક કરવા દેતું નથી. પ્રત્યેક વસ્તુના ગુણ, ધર્મ, પરિણામ, પ્રભાવ, નોખા નોખા છે છતાં તેનો તફાવત જાણવા દેતું નથી. અને પોતાના પ્રભાવને લઇને આત્મા અનાત્માને એકાકાર બતાવી છતી આંખે ઉપદ્રવ મચાવે છે. અજવાળું જેમ વસ્તુ વસ્તુને ભિન્ન દેખાડે છે, સૌને પોતાને સ્થાને જોવા દે છે, અને સાચાં મૂલ્યાંકન કરવા તક આપે છે તેમ જ્ઞાન વસ્તુમાત્રની ભિન્નતા દાખવે છે, સૌને યથાસ્થાને બતાવે છે. સૌનાં સાચાં મૂલ્યાંકન કરાવે છે. બસ. વસ્તુમાત્રને તેના સત્ય સ્વરૂપે પ્રકાશિત કરવામાં જ્ઞાન ચરિતાર્થ થાય છે.

**પ્રશ્ન ૧૪ઃ સમદર્શી થવાય કેવી રીતે? સમદર્શીનું માનસ કેવું હોય?**
સાચા અર્થમાં પંડિત થવાથી સમદર્શી થવાય છે. પંડિત એટલે આત્માનો સાક્ષાત્કાર કરી ચૂકેલો માનવ. પંડિતને પોથીનું જ્ઞાન હોય તો તે ઈચ્છવા યોગ છે, જરૂરી પણ છે. પણ જો કદાચ ન જ હોય છતાં પાંડિત્ય હોય તો તે સંભવે છે. કેમકે પંડિતને પોથીની સાથે અનિવાર્ય સંબંધ નથી. પાંડિત્યનું મૂલ છે આત્મદર્શનમાં. આથી બ્રહ્મનિષ્ઠા પાંડિત્યને માટે અનિવાર્ય છે. શ્રોત્રિયતા નહીં. આવો પંડિત માણસ સમદર્શી થાય છે. એટલે કે તેને અનુભવાત્મક સમજ હોય છે કે એક જ આત્મા અનન્ત દેહોમાં નિવાસ કરે છે. દેહ–ભેદ, કર્મભેદ ને લઇને પ્રકૃતિનો ચમત્કાર છે. દેહભેદને લઇને આત્માનો ભેદ થતો નથી. અને મૂળમાં તો આત્મા જ કામની ચીજ છે કેમકે તે મૌનું સ્વરૂપ છે. આથી આત્માની અભિન્નતામાં તેની સમાધિ હોય છે. વિવિધતામાં નહીં. પ્રકૃતિની વિવિધતા તો આત્માની એકતાના દૃઢ અનુભવ માટે તક આપે છે એ તો કઠિન પરીક્ષા છે. મુંઝવી નાંખે એટલી વિલક્ષણ અને વિચિત્ર વિવિધતામાં દરેક પળે આત્માની સનાતન અખંડિત એકતાનું દર્શન અને અનુસંધાન એ તો આત્મસાધનાનું પરિપક્વ અમૃત ફળ છે. આથી જેણે સમદર્શી થવું હોય તેણે આત્મૈક્યનું સાક્ષાત્ દર્શન અને તેમાં નિષ્ઠા કેળવવી રહી.

વળી સમદર્શીના મનમાં ઘોડા અને ગધેડાનો ભેદ નથી રહેતો એવું નથી. તે પણ ઘોડા ને ઘોડો જ જાણે છે. ગધેડાને ગધેડો જ જાણે છે. સામાન્ય વિષમદર્શી માણસ ઘોડાને ઘોડો જ અને ગધેડાને ગધેડો જ જાણે છે. સમદર્શી એ ઉપરાંત ઘોડામાં અને ગધેડામાં બન્નેમાં ભગવાનને પણ જાણે છે. અને આથી વિષમદર્શીના દર્શનમાં ઘોડો ફક્ત ગાડીએ જોડાઇને માનવ સેવાનું એક માત્ર સાધન જ જણાય છે. ગધેડો ફક્ત માટી ઉંચકવા માટેનું અને વખત આવ્યે માર ખાનારું એક પ્રાણી માત્ર જ જણાય છે. સમદર્શીને મન ઘોડા અને ગધેડાનું યથાર્થ મૂલ્યાંકન તો હોય છે જ પણ તે ઉપરાંત તેને ઘોડો અને ગધેડો પણ ભગવાનનું જ રૂપ હોઇને આ યન્ત્રમય સૃષ્ટિમાં તેનો ભારે ઉપકાર સમજાય છે. તેનો તે કેવળ સ્વાર્થે ઉપયોગ નથી કરતો. તેની સાથે પણ તે આત્મૌપમ્ય વર્તન કેળવે છે. અને આથી તેમની પાસે સેવા જેટલું કામ તો લે છે પણ તેની સેવામાં પણ તે તેટલો જ સમર્પિતચિત્ત હોય છે. વસ્તુમાત્ર પરમાત્મા એ સ્વતર્પણ માટે રચી છે. આથી વસ્તુમાત્ર તેના તર્પણમાં ઉપયોગી થવી રહી. સમદર્શી આ જાણતો હોઇને વસ્તુમાત્ર દ્વારા ઇશ્વરતર્પણને જ સાધે છે અને અનુભવે છે. ટૂંકમાં સમદર્શીના મનમાં

જીવનમાત્ર પ્રભુનો આવિષ્કાર હોય છે અને એ દૃષ્ટિથી એ જીવનમાં જીવમાત્રનાં મૂલ્યાંકન કેરવી વર્તે છે.

પ્રશ્ન ૧૫ : બ્રહ્મભાવને પામેલાનું સ્થિર લક્ષણ શું ?

જે માણસ બ્રહ્મભાવને પામે છે એટલે કે પોતાનામાં જ રહેલી પૂર્ણ, અપરિમિત એટલે કે દેશ-કાલ-વસ્તુ વગેરેથી ન રુંધાઇ શકાતી પોતાની વિશાળ અસ્તિને અનુભવે છે, તે માણસનામાં તે વિશાળ આત્મસત્તાના અનુભવને લઇને કેટલાંક લક્ષણો અવિર્ભાવ પામે છે. પહેલાં તો તેવા માણસનું મન અવિષમ બને છે. અર્થાત્ રાગદ્વેષ વગેરે સમસ્ત દોષ વગરનું તે થાય છે. તેવાનું મન સ્વસ્થ થાય છે. આ છે પહેલું લક્ષણ. વળી તેવો માણસ પ્રિય કે અપ્રિય એટલે કે ગમતા કે ન ગમતા અનુભવથી હરખાતો નથી કે કરમાતો નથી. કેમકે તેનામાં હવે રાગદ્વેષજ નથી. રાગ હોય તો હરખાય. દ્વેષ હોય તો ચીડવાય. હરખ અને ચીડના બીજ જ બળી જતાં હોવાથી તે, તે તે વિકારને વશ થતો નથી. વળી તેવા માણસની મતિ દૃઢ હોય છે. તેના નિશ્ચય પછી તેના વિષય ગમે તે હોય-ફરતા નથી. અલબત્ત, તેના નિશ્ચય અસત્ તો હોતા જ નથી. સતને લગતા તેના નિશ્ચય અફર થાય છે. અને તે બધાની પાછળ જે મૂળ બળ હોય છે તે સાચી સમજનું. તે અસંમૂઢ એટલે કે દેહ આત્મા વગેરેને લગતી નીતરી સમજવાળો હોય છે. આમ મનની સમતા, વિષય પ્રાપ્તિમાં રાગદ્વેષનો અભાવ, દૃઢ નિશ્ચય અને અસંમોહ આ અને એમાંથી ફળતાં લક્ષણો બ્રહ્મભાવને પામેલામાં સ્થિરપણે હોય છે.

વ્યાધિ અને ઉપાધિ સુખનું કારણ જ નથી. આથી વિવેકદષ્ટિએ જે સુખનું કારણ જ નથી અને જે દુઃખને જ નોતરે છે તેને ડાહ્યા માણસ કેવી રીતે સ્વીકારે? વળી ભોગમાંથી પેદા થતું સુખ એટલે કે સુખાભાસ આદિ અને અંતવાળો છે. આથી જે ડાહ્યો માણસ છે તે તો બ્રહ્માનન્દ રૂપ અવિનાશી, એકરસ, શાશ્વત સુખ ભોગવવા માટે દુઃખદાયી, ક્ષણભંગુર, વિષયસુખને માટે પરિણામી વિષયોમાં રમવાનું પસંદ કરતો નથી વિવેકની જ તો છેવટે બલિહારી છે!

**પ્રશ્ન ૧૭ : ભગવાનની દૃષ્ટિએ સુખી કોણ?**

મહાબુદ્ધિ ભગવાનની સુખની કસોટી જુદી જ છે અલ્પબુદ્ધિ માણસ પ્રકૃતિના સહકારમાં સુખ માને છે મહામતિ પ્રભુ પ્રકૃતિના અત્યંત અસહકારમાં સુખ બતાવે છે. રાગ અને દ્વેષ એટલે કે કામ અને ક્રોધ એ બે આત્મા અને પ્રકૃતિનો સહકાર કરી આપનારા બળો છે. એ કામ અને ક્રોધમાંથી તે તે પ્રસંગે ઉત્પન્ન થનારો જે વેગ છે તેને અધીન થઈને વર્તવામાં સ્વમાની આત્માનો માનભંગ છે. પતન છે. માણસને મનગમતું કાર્યપણું થાય કે તરત તેનો હૃદયગત રાગ પ્રફુલ્લ બને છે અને તેના મ્હો પર પોતાની પ્રફુલ્લતાના અનેક ચિન્હો વ્યક્ત કરે છે રોમાચ, નેત્ર અને વદનની પ્રસન્નતા વગેરે મનને ક્ષુભિત કરનારા ચિહ્નોદ્વારા કામનો વેગ પરખાય છે. શરીરનો કંપ, પરસીનો, હોઠ ફરડવા, આંખ લાલચોળ થવી વગેરે મનને ખળભળાવી મૂકનારા ચિહ્નોદ્વારા ક્રોધનો વેગ સમજાય છે આત્મા આ બેનો સહકાર કરે તો માર્યો જાય! અને દુઃખી થાય! જો એ બન્નેનો છેવટનો અસહકાર કરે, બન્નેનો બહિષ્કાર કરે, બન્નેના પ્રવાહથી ન જ વ્યથિત થવાનો અફર નિશ્ચય દાખવે તેનો ઉદ્ધાર થાય છે. તેને સ્વમાં રહેલું અનંત એકરસ સુખ મળે છે. આથી ભગવાનની દૃષ્ટિએ તો કામક્રોધના વેગને સહી લેવામાં જોઈતી પ્રચંડ ઠંડી તાકાત અને પરાક્રમવાળો પુરુષ સુખી છે. એ સિવાયના બધા ય દુઃખી જ છે

**પ્રશ્ન ૧૮ : બ્રહ્મનિર્વાણની પ્રાપ્તિ કેવી રીતે થાય?**

જેણે બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત કરવું હોય તેણે ઋષિ થવું રહ્યું, નિષ્પાપ બનવું રહ્યું. નિઃસંશય થવુ ઘટે, જિતેન્દ્રિય બનવું રહ્યું અને સર્વભૂતહિતેરત થવુ ઘટે ઋષિ એટલે દ્રષ્ટા એટલે કે જીવનને લગતી નીતરી સમજ હોવી એ ઋષિનું લક્ષણ છે. એકનું ઋષિપણું પણ બસ નથી. ઋષિ હોવા ઉપરાંત નિષ્પાપ હોવું જોઇએ એટલે કે પરમ પવિત્રતા હોવી જોઇએ સર્વપ્રકાર ભગવાન પણ કોઇથી બ્હીતા હોય તો તે અપવિત્રતાથી. આથી માણસે બ્રહ્મનિર્વાણ પામવા માટે પરમ શુધ્ધ થવુ રહ્યુ વળી તેનો દ્વૈધાભાવ-સંશય છેદાયેલ હોવો જોઇએ કેમકે સંશયનું જ વિસ્તૃત સ્વરૂપ તે આ સંસાર છે અને બ્રહ્મ અતિ સૂક્ષ્મ વસ્તુ છે આથી નિઃસંશયતા કેવળ અનિવાર્ય છે ઇન્દ્રિયો ઉપર કાબૂ સિવાય તો ચાલે જ નહીં. કેમકે ઇન્દ્રિયોના નાળાં દ્વારા સંસાર હૃદયમાં ઠલવાય છે સંસાર ઠલવાતો હોય ત્યાં સુધી ભગવાન પ્રકટતા નથી અને તે ઉપરાંત પ્રાણીમાત્રમાં રતિ-પ્રેમ એ બ્રહ્મનિર્વાણ માટે આવશ્યક છે. કેમકે એ આત્માની ઉપાસના છે. અને આત્મા સર્વવ્યાપી અને સર્વત્ર એકરસ હોવાથી સૌના ઉપર આત્મપ્રેમ જ ફૂલે છે. આટલી સાધનસંપત્તિવાળો માણસ બ્રહ્મનિર્વાણને પામે છે.

**પ્રશ્ન : ૭૯ જેને બ્રહ્મની પ્રાપ્તિ થાય તેના લક્ષણો શું ?**

જેને બ્રહ્મ એટલે કે પરમાત્માની પ્રાપ્તિ થાય છે તેના બાહ્ય લક્ષણોમા તો ખાસ ફેર પડી જતો નથી છતા તેના આંતર જીવનમા ભારે તફાવત પડી જાય છે પ્રભુની પ્રાપ્તિ થઇ ન હતી ત્યા સુધી તો તેવો પુરુષ બહિ સુખ હતો એટલે કે સુખ બહારના પદાર્થોમા છે એમ સમજી ઇન્દ્રિયો દ્વારા બહારના વિષયોને ચાખવામા સુખ માનતો હતો હવે તે અંતસુખ થઈ જાય છે એટલે કે સુખમાત્રની ઉગમભૂમિ અંદર છે, બહારનું સુખ તો અંતરના સુખનો જ પાસી સ્વાદ છે એમ તેને સમજાય છે. અત્યાર સુધી તેવો પુરુષ બાહ્ય પદાર્થોમા રમીને તેમા મોજ માણતો હતો. ઘરબાર, સ્ત્રીપુત્ર, ધનદોલતમા તે રમતો હતો. હવે તેનુ હાડાનુ આંગણુ જૂદું થયુ છે સ્ત્રીપુત્ર ધન વગેરેમા જે રમણીયતા હતી, જે પ્રિયતા હતી, તે તેમની ન હતી પણ આત્માની પાસેથી ઉછીની માગેલી હતી એમ તેને સમજાય છે. આથી પ્રતિબિંબ છોડીને

તે હવે બ્રહ્મમાં જ ઝૂમે છે. આત્મામાં જ આરામ માણે છે. વળી અત્યાર સુધી તેને જીવનમાં દોરનાર જે જ્યોતિ હતી તે મનની જ્યોતિ હતી. મનની જ્યોતિનો દોરાયેલ તે જગતને જોતો હતો. હવે તેને સમજાય છે કે મનની જ્યોતિ એ મૂળમાં જ્યોતિ જ નથી. મનને પણ જે જ્યોતિ મળી છે તે આત્માની જ છે. આથી હવે આત્માની જ્યોતિ-તેનો પ્રકાશ તેને જીવનમાં નાયક અને નિયામક લાગે છે. આમ પહેલાં જે બહિઃસુખ, બહિઃઆરામ અને બહિર્જ્યોતિ હતો તે હવે-પ્રભુ પ્રાપ્તિના પ્રભાવે, અંતઃસુખ અંતરારામ અને અંતર્જ્યોતિ બને છે. બસ. આજ છે બ્રહ્મભાવને પામેલાંના લક્ષણો.

**પ્રશ્ન : ૨૦** આત્માના જાણકાર માટે બધે જ બ્રહ્મદર્શન છે, આવી ભગવાનની ઉક્તિનો આશય શો?

આત્મા બ્રહ્મથી જૂદો નથી. અને આત્મા તો ક્યાંયે ખોવાયો જ ન હતો. તે તો તેના સ્વરૂપે સર્વવ્યાપી હોવાથી સર્વત્ર સદૈવ હાજર જ હોય છે. ફક્ત તેનાં દર્શનની આડે આવતી વૃત્તિઓ જો શાંત થાય તો આત્મ-દર્શન હતું જ તે જાણે નવેસરથી દેખાય છે. આ આડે આવનારી અને ચિત્તની અંદર બીક મચાવનારી વૃત્તિઓ છે તે અંત્યજ છે. એ અંત્યજ વૃત્તિ એટલે કામ અને ક્રોધની વૃત્તિઓ. આથી જેણે એ અંત્યજ વૃત્તિને સમાવી-જીતી એટલે કે તમોગુણ અને રજોગુણના પ્રવાહને સત્ત્વગુણના બલિષ્ઠ પ્રવાહથી દબાવી સત્ત્વગુણને જ સદૈવ વહેતો કર્યો તેને માટે સામે જ બ્રહ્મ-નિર્વાણ ખડું થાય છે. આત્મા આઘે જ ન હતો. તે તો પાસેથી પણ પાસે હતો. ફક્ત તેનું આવરણ તોડાય એટલો જ વાર હતો. તે ભેદાયું એટલે તેની નિકટતા પ્રત્યક્ષ થાય છે. આથી આત્મદર્શન એટલે રજોગુણ અને તમોગુણનો ક્ષય કરવાનો પરમ પુરુષાર્થ. એ પુરુષાર્થ પ્રભુકૃપાથી અનુકંપિત થાય એટલે સર્વત્ર બ્રહ્મ નિર્વાણ જ છે.

**પ્રશ્ન : ૨૧** સદા મુક્તનું દર્શન અને વર્તન કેવું હોય?

જે માણસ સદા સદેહે મુક્ત છે તેની દૃષ્ટિ સદૈવ મોક્ષ પરાયણ હોય છે. તે દેહથી આત્માને સદૈવ જૂદો સમજે છે. અને આ દર્શનને અનુકૂળ તે દેહગેહ સાથે જે સંબંધ બાંધે છે તે તેમની સાથે કામ લેવા પૂરતો. મૂળમાં તો તે આત્મનિષ્ઠ હોવાથી દેહાદિ સાથે પૂર્ણ અસહકારી હોય છે. લોકસંગ્રહ પૂરતો તે પોતાની શરતે દેહાદિ સાથે સહકાર અને સદ્યોગ સાધે છે. આ છે તેનું દર્શન. અને એ દર્શનને અનુકૂળ મોક્ષને ધ્યાનમાં રાખીને વર્તે છે. એટલે કે તે વિષયોના સ્પર્શથી જાતને રંગી દેતો નથી. અર્થાત્

વિષયોના પ્રભાવથી પ્રભાવિત થઇને મહાન થતો નથી, તેની દૃષ્ટિ સીધી ધ્યેય મગન જ રહે છે. આડી અવળી નજર રાખ્યા સિવાય, પ્રાણને સમગતિમાં રાખી મન, બુધ્ધિ અને ઇન્દ્રિયોને સ્વાધીન રાખી, કામક્રોધ અને ભયને દેશવટો દઇને, પોતાના કર્તવ્યમાં એકતાન રહે છે. સ્વકર્તવ્યમાં એકાગ્રતા અને એ સિવાય બીજે બધેથી વિમુખતા એ તેનું વર્તનરહસ્ય હોય છે. આવો મુક્ત માણસ હોય છે—જીવે ત્યાં સુધી.

**પ્રશ્ન : ૨૨ શાન્તિ પામવાનો ઉપાય શો?**

શાન્તિ એટલે રાગદ્વેષની નિવૃત્તિ માટે માણસે જે જાણવા જેવું છે તે જાણીને વર્તવું રહ્યું. તેમાં પહેલું સમજવાનું એ છે કે તમામ યજ્ઞ અને તપનો પ્રભુ રક્ષક છે એ છે. બીજુ પ્રભુ સર્વલોકનો મહાન ઇશ છે એ છે. ત્રીજુ પરમાત્મા પ્રાણીમાત્રના સુહૃદ છે એ છે. આ ત્રણ ચીજને જે યથાર્થપણે જાણે તે શાંતિ પામે. અર્થાત્ યજ્ઞ અને તપને પ્રભુ રક્ષે છે એમ જાણવાથી ફળને માટે ફાંફાં ન રહે. ભગવાન સર્વલોકનો શાસક છે એમ જાણવાથી તે નિર્ભય બને. અને પરમાત્મા સૌના ઉપર સામા ઉપકારની આશા રાખ્યા સિવાય ઉપકાર કરે છે એમ જાણવાથી તે નિશ્ચિન્ત, ભક્ત અને સુરક્ષિત બને છે. આ ત્રણ વાનાંની પાછળ લાગલી જ શાન્તિ આવે છે.

॥ इति पञ्चमोऽध्यायः ॥

પ્રશ્ન ૩ : યોગ ઉપર આરૂઢ થવા ઇચ્છનાર ને આરૂઢ થઇ ચૂકેલો બન્નેને માટે કઇ દૃષ્ટિએ કર્મ કરવાં અનિવાર્ય છે?

આત્માના સાક્ષાત્ દર્શન અને તેમાં દૃઢ નિષ્ઠામાંથી જન્મતી ઉન્નયની, પ્રકૃતિજન્ય સ્વભાવમાં જે બાદશાહી બેપરવાહી છે, તે યોગ ; એટલે કે પ્રકૃતિ અને તેનાં દ્વન્દ્વ દોષો, આત્માના પ્રેમયોગને લઇને જે સદા વિયોગ છે તે યોગ છે. આ યોગ ઉપર આરુઢ થવાને માટે કર્મમાત્ર નિ ભાવે કરવાના છે. પ્રત્યેક નિષ્કામભાવે કરેલું કર્મ આત્માના અ... ચિત્ત પાડે છે, અને આત્મજ્ઞાનને ડાહીક કરાવે છે. આમ નિષ્કામભાવ સ્વભાવ અને શાસ્ત્રથી પ્રાપ્ત થએલું કર્મ કરવુ એ યોગ ઉપર ચઢવાનો રાજમાર્ગ છે. આમ કરતા કરતા જે યોગારૂઢ થઇ ચૂકે તેને માટે જનતાને દોરવાની અને ઊંચે લઇ જવાની–પોતે જ્યાં જઇને કૃતકૃત્ય થયો છે ત્યાં સૌને લઇ જવાની ઇશ્વરીય જોખમદારી છે. એ જોખમદારીને ઉપાડવા માટે એટલે કે લોકસંગ્રહને માટે યોગારૂઢે કાર્ય કર્મ યાવજ્જીવ કરવાનું છે. યોગારૂઢ મનુષ્ય ઇશ્વરનો ફિરસ્તો છે. તે પ્રભુની જંગમ પ્રત્યક્ષ મૂર્તિ છે. તેના દ્વારા પ્રભુ વર્તે છે. ઇશ્વર અને તેની ઇચ્છાનો તેવો માણસ સદ્વાહક બને છે. આથી યોગારૂઢ લોકસંગ્રહ માટે પ્રભુના કિંકર તરીકે પ્રવર્તે છે. આમ યોગારુરુક્ષુ અને યોગારૂઢ બન્નેને માટે કર્મ અનિવાર્ય છે.

પ્રશ્ન ૪ : યોગારૂઢનું લક્ષણ શુ ?

જીવનની ભવ્યતા સદ્ગુણ માત્રના પૂર્ણ પ્રકટીકરણમાં છે. આથી ગીતા વગેરે જીવનગ્રંથો માણસના બાહ્યાકાર આચાર વગેરેમાં પરિવર્તન કરવામાં ઉપયોગી નથી. જીવનમાં આંતરક્રાન્તિ અને તે પણ શિવમય ક્રાન્તિ આણવામાંજ એવા મહાગ્રંથો ક્ષીણબળ થઈ જાય છે. માણસ યોગારૂઢ થઇ જાય એટલે એના આહાચારમા થોડોઘણો તફાવત જરૂર પડે પણ મુખ્ય તો તેનામાં આંતર ક્રાન્તિ થાય છે તે છે. જે માણસ યોગારૂઢ થાય છે તેને પોતાને સ્વસંવેદ્ય એવા કેટલાંક પરિવર્તનો થાય છે, તેમાં સૌથી પહેલું તો એ છે કે તેને ભોગમાં જે મજા લાગતી હતી તે ટળી જાય છે. ભોગ એ આત્માનો હલકામાં હલકો ઉપયોગ છે એમ તેને દૃઢ નિશ્ચય થતો હોવાથી તે સ્વભાવથી જ ભોગવિમુખ થઇ જાય છે, ઇન્દ્રિયોના પદાર્થોમાં તેને ગણગણ રહેતી નથી. બસ, ઇન્દ્રિયોના ભોગમાં આસક્તિનો અભાવ એ યોગારૂઢનું પહેલુ લક્ષણ છે. બીજું તેને કર્મમાં સંયોગમય અહંતા મમતા જેવું નથી. જે જે કર્મો એને ફાળે આવે તે બધાંય તે પોતે નિમિત્તમાત્ર છે

મ સમજીને કરે છે. તેમાંથી અહંતાના આવેશને સમજપૂર્વક દૂર કરે છે. ર્મમાં અનાસક્તિ એ એવું બીજું લક્ષણ છે. ત્રીજું અગત્યનું લક્ષણ તે સર્વ કલ્પનો સંન્યાસ છે. "કરીશ, ભોગવીશ." વગેરે આકારના જ્ઞાનને સંકોચતા યાલોથી તે મુક્ત બને છે અને આત્મામાં ડૂબેલું મન જ સર્વ સંકલ્પનો ત્યાગ વા સમર્થ થઇ શકે છે. આથી આત્મજ્ઞાનની સ્થિરતા, તેમાંથી પેદા થતી ોગોની શીકાશનો જાત અનુભવ અને સર્વ કર્મમાં, કર્મમાત્ર પ્રકૃતિનો ત્મકાર હોવાથી, અનાસક્તિ એ યોગરૂઢનાં લક્ષણો થઇ રહે છે.

**પ્રશ્ન ૫ : માણુસ યોગારૂઢ કેવી રીતે થઇ શકે?**

જીવનની કોઈ પણ ઉન્નત ભૂમિકા ઉપર આરૂઢ થવા ચાહનારે જાતે જાતનો ઉદ્ધાર કરવા કેડ કસવી રહી. ઉન્નતિ અને અવનતિ ઈશ્વરકૃત કે દૈવકૃત કે કોઇ અન્યકૃત નથી. સ્વકૃત જ છે. આથી યોગારૂઢ થવા ઇચ્છનારે જાતે જાતને સહાય કરવા, ઉન્નત કરવા, અવનતિમાંથી ઉગારવાનો દૃઢ નિશ્ચય કરવો રહ્યો. માણુસ કોઇ પણ શુભ નિશ્ચયને દૃઢ કરતો હશે તો તે નિશ્ચયને આચારમાં મૂકવામાં તેને સૌ સહાયભૂત હશે. આથી તેણે જાતે જ શુભનિશ્ચયની દૃઢતા કરવી રહી. જાતે જાતનો ઉદ્ધાર કરે એટલે કે ઉદ્ધારનાં જેટલાં સાધનો હોય તે નક્કી કરી તેને આચારમાં મૂકવાનો પ્રયત્ન કરે. જાતને પાડવાનાં સાધનોનો પણ સાથે સાથે અસહકાર કરે. આનું કારણ એ છે કે કોઇ કોઇને ઉંચે ચઢાવતું નથી કે નીચે પાડતું નથી. પોતે જ પોતાને કાં તો ઉંચે લઇ જાય છે અથવા તો નીચે ઉતારી પાડે છે. દીવાલ ચણુનાર કડીઓ પોતાનાં જ કર્મે પ્રતિક્ષણુ ઉપર જાય છે. કૂવો ખોદનાર પણુ પોતાનાં જ કર્મે પ્રતિક્ષણુ નીચે જાય છે. આથી જાતે જ માણુસ પોતાનો દોસ્ત કે દુશ્મન બને છે. કોઇના ઉપર દોષ ઢોળવાની તો એને કાયર ટેવ પડી ગયેલી છે. આમ જાતે જાતનાં ઉદ્ધારમાં સંલગ્ન માનવીને પોતાની જાત જ મિત્ર થઇ રહે છે. તેનાથી ઊંધું કરનારને જાત જ દુશ્મનની ગરજ સારે છે. આથી જાતે જાતને વશ કરે. મનને વશ કરે. ઇન્દ્રિયોને ન બહેકાવે. આમ જાતને સુધારવામાં પ્રયત્ન કરનાર પરિણુામે જીતાત્મા, રાગદ્વેષશૂન્ય, દ્વંદ્વોમાં પરમ સમાધાનવાળો, જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત, ગમતા ન ગમતા અનુભવમાં નિશ્ચલ અને જિતેન્દ્રિય બનશે. બસ આટલા વિશેષણો જીવનમાં પચે એટલે જ યોગારૂઢ થવાય છે. આ બધાંના પરિણુામે તેને સમદૃષ્ટિ એટલે કે વસ્તુમાત્રનાં વ્યવહાર અને પરમાર્થમાં ઉપયોગી થઇ પડે એવાં સચોટ મૂલ્યાંકન કરવાની શક્તિ મળે છે. ઉપલાં વિશેષણો જીવનમાં વણાઇ જાય એવી જીવનસરણિ ગોઠવી અને તદનુસાર દૃઢતાપૂર્વક વર્તવાથી પરિણુામે યોગારૂઢતા આવીને ઉભે છે. એ અવસ્થા કલ્યાણુની ઉદયભૂમિ છે.

જમાવીને બેસવું. મનમાંથી જોયેલી કે સાંભળેલી વસ્તુનું ચિન્તન તજવું. મનમાંથી ફલેચ્છાનો ખ્યાલ કાઢી નાંખવો. શરીર ઉપર ઓછાં વસ્ત્ર પહેરવાં અને એકાન્તમાં આ પ્રમાણે મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો. અર્થાત્ તેવા માણસે એકાન્તમાં બેસી તન મનને પવિત્ર કરી, એકાગ્ર થવાનો યત્ન કરવો. મનને કોઇ એક ઉદાત્ત વિષયમા પરોવવું. એકની એક સાત્ત્વિક વૃત્તિનો પુનઃ પુનઃ ઉદય અને અસ્ત કરવાનો દૃઢતાથી અભ્યાસ કરવો. આમ આસન ઉપર કાબૂ મેળવી, ગનમાંથી સંસારને દૂર લવી નાંખી શરીર અને મન તથા ઇન્દ્રિયો ઉપર વિશુદ્ધિ અને વિવેક દ્વારા કાબૂ મેળવી રોજ રોજ કોઇ ઉદાત્તતમ વસ્તુમાં મનને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો. આમ મનને પવિત્ર એકાગ્રતા આપવા પાછળ તેનો એક જ આશય હોવો જોઇએ અને તે આત્મશુદ્ધિ. જેણે યોગારૂઢ થવુ હોય તેણે આત્મવિશુદ્ધિની કમાણી કરવી જોઇએ. તેનો પ્રત્યેક પ્રયત્ન પવિત્રતામાં પરિણમવો જોઇએ. યોગની સમૃધ્ધ સંપત્તિ, એક કમાણી તે આત્મશુધ્ધિ છે. આ આત્મશુધ્ધિનો સંચય કરવાને માટે આસન ઉપર સીધી ડોક કાયા અને મસ્તકને રાખી, આજુબાજુ નજર ન રાખતાં, વિના રાગદ્વેષે, નિર્ભયપણે, સયમી બની, મનને રોકી, પ્રભુમા ચિત્તને પરોવીને ધીરે ધીરે પ્રભુમય થવાનો યત્ન કરે આમ પ્રભુમય થવાનાં રોજ રોજ વિધિપૂર્વકનો પરમપ્રેમથી જે નમ્રભાવે પણ દૃઢતાથી અભ્યાસ કરે છે તેને થોડા જ વખતમાં આંતર પવિત્રતા પ્રાપ્ત થાય છે. અને પવિત્રતાની પ્રાપ્તિ એ પ્રભુ પ્રાપ્તિનું ઉદય ચિહ્ન છે. પૂર્ણ પવિત્રતા અને પ્રભુ પ્રાપ્તિ એ નોખી ચીજ જ નથી. આ પરિપૂર્ણ પવિત્રતા મળી એટલે પરમાત્મામાં રહેલી અગાધ, અપાર, પરમ, મોક્ષની ઉપમા ઘટે એવી, ચિર શાન્તિ સાધકનામાં પ્રકટે છે. પવિત્રતાની પ્રાપ્તિ એ જીવની શિવરૂપમાં ક્રાન્તિ કરનારી છે. બસ, રોજ રોજ નિયમિત યથાવકાશ આમ સાધના કરનાર માણસને થોડો સમય જતાં પોતાના અંતરમાં જ આ પરમ ગાઢ, સુખમયી, પવિત્રતાપૂર્ણ અચ્યુત શાંતિની સ્ફુર્તિ થવા માંડે છે. આ યોગ સાધનામાંથી જન્મતી પવિત્ર શાન્તિ યોગારૂઢ થવા માટેની પ્રથમ શરત છે. જે પ્રભુએ કહેલી રીતે રોજ રોજ શ્રદ્ધાભક્તિથી અભ્યાસ કરે છે તેને જાતે આ અનુભવ થાય છે.

**પ્રશ્ન ૯: યોગારૂઢ થનારને આત્મલાભ કયો મળે છે?**

યોગારૂઢ થનાર માણસને આત્માનો લાભ થાય છે એજ મોટો આત્મલાભ છે. પણ આત્મા મળે તે પહેલાં તેની સૌથી મોટી કમાણી તો આત્માની વિશુદ્ધિ છે. એટલે કે હૃદયની પવિત્રતા પહેલાં આવે છે તેની પાછળ આત્માનું દર્શન આવે છે. આત્માના દર્શનથી સમસ્ત સદ્ગુણોની સ્થિરતા મળે

**પ્રશ્ન ૬ : યોગારૂઢ માણસની જીવનદૃષ્ટિ કેવી હોય છે?**

યોગારૂઢ માણસની જીવનદૃષ્ટિમાં સમતા આવે છે. સમતા રાગદ્વેષ રહિતતા. માણસ જ્યાં સુધી યોગારૂઢ થતો નથી ત્યાં સુધી એના જીવનમાં રાગદ્વેષના વર્તાવને લઈને વિષમતા હતી તે વિષમતા યોગના પ્રભાવે ટળી જાય છે. એથી તે દરેક વસ્તુના યથાર્થ મૂલ્યાંકન કરી શકે છે. ઢેખાંડ અને સોનું બન્ને એની નજરમાં વ્યવહારનું સાધન માત્ર છે. એ દુન્યવી દૃષ્ટિએ બન્નેનાં મૂલ્ય યથાર્થ સમજશે પણ અંતરમાં તેને સોનું અને ઢેખાંડ બન્ને પૃથ્વીનો વિકાર માત્ર જ હશે. આમ વસ્તુમાત્ર તુલ્ય વ્યવહારસિદ્ધિનું કારણમાત્ર છે એમ એની દૃષ્ટિને સમજાય છે અને આ દૃષ્ટિ મહત્વની છે.

**પ્રશ્ન ૭ : સમબુદ્ધિ સૌથી ચઢીયાતો છે તો તે કેવી રીતે?**

સમદૃષ્ટિ એટલે રાગદ્વેષરહિત બુદ્ધિ. અર્થાત્ જે બાબતમાં જે વર્તન કરવું યોગ્ય હોય તે વર્તન વિના રાગદ્વેષે તે બાબતમાં કરવાનું જેનામાં શીલ હોય તે સમબુદ્ધિ. તેવો માણસ રાગદ્વેષના અભાવને લઈને વ્યવહાર માત્રમાં કેવળ તટસ્થ રહી શકે છે એટલે કે તેને પોતાની દૃષ્ટિએ તો શત્રુ કે કોઈ મિત્ર નથી. પાપી કે સાધુ નથી. પણ ભેદ દૃષ્ટિએ ચાલતાં જગતમાં આવા તમામ ભેદો રહે છે જ. તો એ ભેદ દૃષ્ટિના આધારે ચાલતાં જગતમાં એ પોતાના વર્તનને માટે અભેદ દૃષ્ટિનો આધાર લઈ જેની સાથે જે પ્રકારનું વર્તન યોગ્ય હોય તેવું વર્તન તટસ્થભાવે કરતો ચાલ્યો જાય છે. કેમકે તેને સુદૃઢ સમજ હોય છે કે આત્મા સમરસ છે. પ્રકૃતિ અને તેનો પરિવાર વિષમતા આણે છે તેની નજર આત્મામાં બંધાયેલ હોય છે. આથી પ્રકૃતિની વિવિધતાથી અકળાયા સિવાય આત્માને લક્ષ્યમાં રાખી સર્વત્ર સમબુદ્ધિપૂર્વકનું વર્તન કરતો તે જીવન જીવે છે. આમ એકાત્મબુદ્ધિ હોવાથી અને શાસ્ત્રોક્ત વર્તન કરતો હોવાથી તે પ્રાકૃતિક પામરતાથી પર થઈ આત્મિક ભવ્યતામાં રહે છે. અને આથી તે સૌથી ચઢીયાતો છે.

**પ્રશ્ન ૮ : કર્મયોગ ઉપર આરૂઢ થવા ઇચ્છનાર સાધકની સાધનસરણિ કઈ?**

જેણે યોગારૂઢ થવું હોય તેણે તેની સાધનાનો માર્ગ ચોક્કસપણે જાણી લેવો જ રહ્યો. જેણે યોગારૂઢ થવું હોય તેણે તેની પૂર્વભૂમિકાને પ્રાપ્ત કરવાને માટે દિનરાત અવકાશ પ્રમાણે એકાન્તમાં બેસવું. બેસવું તે પણ ફાવે તેમ નહીં. જે રીતે બેસવાથી આસન સિદ્ધ થાય તે રીતે આસન

જમાવીને બેસવું. મનમાંથી જોયેલી કે સાંભળેલી વસ્તુનું ચિન્તન તજવું. મનમાંથી ક્લેશેચ્છાનો ખ્યાલ કાઢી નાંખવો. શરીર ઉપર ઓછાં વસ્ત્ર પહેરવાં અને એકાન્તમાં આ પ્રમાણે મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો. અર્થાત્ તેવા માણસે એકાન્તમાં બેસી તન મનને પવિત્ર કરી, એકાગ્ર થવાનો યત્ન કરવો. મનને કોઇ એક ઉદાત્ત વિષયમાં પરોવવું. એકની એક સાત્વિક વૃત્તિનો પુનઃ પુનઃ ઉદય અને અસ્ત કરવાનો દૃઢતાથી અભ્યાસ કરવો. આમ આસન ઉપર કાબૂ મેળવી, મનમાંથી સંસારને હલવી નાંખી શરીર અને મન તથા ઇન્દ્રિયો ઉપર વિશુદ્ધિ અને વિવેક દ્વારા કાબૂ મેળવી રોજ રોજ કોઇ ઉદાત્તતમ વસ્તુમાં મનને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો. આમ મનને પવિત્ર એકાગ્રતા આપવા પાછળ તેનો એક જ આશય હોવો જોઇએ અને તે આત્મશુદ્ધિ. જેણે યોગારૂઢ થવુ હોય તેણે આત્મવિશુદ્ધિની કમાણી કરવી જોઇએ. તેનો પ્રત્યેક પ્રયત્ન પવિત્રતામાં પરિણમવો જોઇએ. યોગની સમૃધ્ધ સંપત્તિ, એક કમાણી તે આત્મશુધ્ધિ છે. આ આત્મશુધ્ધિનો સંચય કરવાને માટે આસન ઉપર સીધી ડોક કાયા અને મસ્તકને રાખી, આજુબાજુ નજર ન રાખતાં, વિના રાગદ્વેષે, નિર્ભયપણે, સંયમી બની, મનને રોકી, પ્રભુમાં ચિત્તને પરોવીને ધીરે ધીરે પ્રભુમય થવાનો યત્ન કરે આમ પ્રભુમય હવાનાં રોજ રોજ વિધિપૂર્વકનો પરમપ્રેમથી જે નમ્રભાવે પણ દૃઢતાથી અભ્યાસ કરે છે તેને થોડા જ વખતમાં આંતર પવિત્રતા પ્રાપ્ત થાય છે. અને પવિત્રતાની પ્રાપ્તિ એ પ્રભુ પ્રાપ્તિનું ઉદય ચિહ્‌ન છે. પૂર્ણ પવિત્રતા અને પ્રભુ પ્રાપ્તિ એ નોખી ચીજ જ નથી. આ પરિપૂર્ણ પવિત્રતા મળી એટલે પરમાત્માનાં રહેલી અગાધ, અપાર, પરમ, મોક્ષની ઉપમા ધરે એવી, ચિર શાન્તિ સાધકનામાં પ્રકટે છે. પવિત્રતાની પ્રાપ્તિ એ જીવની શિવરૂપમાં ક્રાન્તિ કરનારી છે. બસ, રોજ રોજ નિયમિત યથાવકાશ આમ સાધના કરનાર માણસને થોડો સમય જતાં પોતાના અંતરમાં જ આ પરમ ગાઢ, સુખમયી, પવિત્રતાપૂર્ણ અચ્યુત શાન્તિની સ્ફુર્તિ થવા માંડે છે. આ યોગ સાધનામાંથી જન્મતી પવિત્ર શાન્તિ યોગારૂઢ થવા માટેની પ્રથમ શરત છે. જે પ્રભુએ કહેલી રીતે રોજ રોજ શ્રદ્ધાભક્તિથી અભ્યાસ કરે છે તેને જાતે આ અનુભવ થાય છે.

**પ્રશ્ન ૯: યોગારૂઢ થનારને આત્મલાભ કયો મળે છે?**

યોગારૂઢ થનાર માણસને આત્માનો લાભ થાય છે એજ મોટો આત્મલાભ છે. પણ આત્મા મળે તે પહેલાં તેની સૌથી મોટી કમાણી તો આત્માની વિશુદ્ધિ છે. એટલે કે હૃદયની પવિત્રતા પહેલાં આવે છે તેની પાછળ આત્માનું દર્શન આવે છે. આત્માના દર્શનથી સમસ્ત સદ્ગુણોની સ્થિરતા મળે

છે. અગાધ બોધ અને પ્રગાઢ શાન્તિ આત્મદર્શનમાંથી જન્મે છે અને આ શાન્તિ અને પવિત્રતાના બળે મોત મરી જાય છે. જન્મ ટળી જાય છે. યોગારૂઢ થનારનો આ છે આત્મલાભ.

**પ્રશ્ન ૧૦ : યોગમાર્ગે જનારની દિનચર્યા કેવી હોવી ઘટે ?**

યોગમાર્ગ એ જીવનનો ખૂબ જ કુદરતી માર્ગ છે. આથી જે મનુષ્ય યોગમાર્ગે જવા ચાહે છે તેણે પોતાના દૈનંદિન જીવનને કુદરતની સાથે સંવાદી બનાવવું રહ્યું. કુદરતથી વિરુધ્ધ વર્તનાર હારી જાય છે. કુદરતને સમજીને તેને અનુકૂળ થઈને વર્તનાર કુદરતને જીતી જાય છે. કુદરતી હિતકર કાયદાઓના પાલનમાં જીવનની સ્વસ્થતા છે. નીરોગિતા છે. વિકાસ છે. મોક્ષની ચાવી છે. અનન્ત સુખ છે. આથી યોગને માર્ગે જવાને ઇચ્છનારે ખાવે પીવે, ઊંઘવે જાગવે, બોલવે ચાલવે, કરવે આરામ લેવે નિયમિત એટલે કે કુદરતની સાથે સંવાદી રહેવું ઘટે. દરેકમાં અતિને છાંડવું. અલ્પને પણ ટાળવું. એટલે કે અત્યાચાર, મિથ્યાચાર કે અલ્પાચારને ટાળવા અને યુક્તાચારને પાળવા. આમ જે કુદરતની સાથે સંવાદી જીવન ગાળે છે તેને માટે યોગ દુઃખભંજક થાય છે. બીજાને માટે યોગ સિધ્ધ થતો નથી. ટૂંકમાં કુદરત જીવનને સંવાદી થાય એવા જીવનના મહાનિયમોનું પાલન કરવું.

**પ્રશ્ન ૧૧ : યોગ સાધનારે ક્યારે જાણવું કે તે સિધ્ધ થઇ ચૂક્યો છે ?**

પોતાની ભૂખ કેવી રીતે શાન્ત થાય છે એ જેમ ભૂખ્યો હોઇને ખાનારને જ સમજાય છે તેમ પોતાને યોગ સિધ્ધ થઇ ચૂક્યો છે કે નહીં તેની પણ યોગ સાધનારને જાતે જ સમજ પડે છે. તેના અંતરમાં તેની પ્રતીતિ થાય છે. તેમાં પહેલી વાત તો એ છે કે જેને યોગ સિદ્ધ થઇ ચૂક્યો છે તેનું હૃદય મન, મતિ આત્માને છોડીને ક્યાંય જઇ શકતી જ નથી. આત્મામાં જ હૃદય નિશ્ચળ રહે છે. એટલે આત્માકાર વૃત્તિની જ એકતાનતા રહે છે. વિષયાકાર વૃત્તિ રહેતી નથી. આ આત્મનિષ્ઠા એ યોગ સાધનારને વરે છે. એ આત્મદર્શન અને નિષ્ઠામાંથી નિઃસ્પૃહતા જન્મે છે. હીરાની ખાણ મળી જતાં જેમ કાચની રહેજે સ્પૃહા રહેતી નથી તેમ આત્માની પ્રાપ્તિ થતાં, તેનો રસાસ્વાદ થતાં વિષયો માટે મનની રસિકતા શોષાઇ જાય છે. વિષયરસ અત્યંત મોળો પડી જાય છે. આમ વિષયની નીરસતાનો સાક્ષાત્ પરિચય એ બીજું લક્ષણ છે. બીજું યોગ માર્ગે જનારનું મન પવન વગરની જગ્યાએ રાખેલા દીવા જેવું બને છે. દીવાની

જ્યોતિ જેમ હાલતી નથી અને પોતાને અને પારકાને સ્પષ્ટ સ્પષ્ટ પ્રકાશિત કરે છે તેમ તેવાનું ચિત્ત સ્થિર હોઇને પોતાના આત્માને અને આત્મા સિવાયની તમામ વસ્તુઓને સૂર્યપ્રકાશની પેરે સ્પષ્ટ સ્પષ્ટ પ્રકાશિત કરી શકે છે. આ છે ત્રીજું લક્ષણ. આ ઉપરાંત યોગનો અભ્યાસ પરિપક્વ થતાં ચિત્ત જે ભૂમિકાએ પહોંચે છે ત્યાં કેવળ આત્મદર્શન જ નથી હોતું પણ સર્વત્ર પરમાત્માની પ્રકટતાનો અનુભવ થાય છે. તેવા પુરુષનું હૃદય આત્મામાં તો પરમાત્માનો મહિમા જુવે છે જ પણ સર્વત્ર જડચેતનમાં પરમ પુરુષના મહિમાનો સાક્ષાત્ અનુભવ કરે છે. આ છે ચોથું લક્ષણ. યોગને સેવનાર પુરુષને અતીન્દ્રિય સુખનો અનુભવ થાય છે. તે સિવાયનાને વિષય સુખનો જ અનુભવ રહે છે. આ આત્મસુખમાં સ્થિર થયેલ યોગી તત્ત્વમાંથી કોઇ સયોગમાં ચળતો નથી. આ આત્મસુખ અને તત્વમાં અફર દૃઢ નિષ્ઠા એ છે પાચમું લક્ષણ. આ ઉપરાંત યોગ સેવીને આત્મલાભ એ છેવટનો લાભ છે એવી પાકી અને અવિચલ સમજ આવે છે. એ સમજ મળતા પોતાનો શિરચ્છેદ થાય તો તેને પણ તે દુઃખદાયી માનતો નથી. ભારે દુઃખથી પણ તે મહાસુખ માણતો હોઇને ચલિત થતો નથી. આ છે છઠ્ઠું લક્ષણ. યોગ સાધનાર જ્યારે આ છ એ લક્ષણ પોતાનામા પ્રકટ થયેલાં જુવે ત્યારે સ્વયમેવ તેને સમજાય છે કે યોગ આનું નામ છે.

**પ્રશ્ન ૧૨ :** યોગનું ફળ શું? કયા કારણસર મનુષ્યે નિત્યયોગી થવું જોઇએ.

પરમાત્માની સાથે આત્માનું જોડાણ એટલે યોગ અને પરમાત્મા સદા સચ્ચિદાનન્દ સ્વરૂપ છે. એટલે કે પરમાત્માના યોગને લઇને આત્માને પણ પોતાની નિજાવસ્થાની એટલે કે સચ્ચિદાનંદ અવસ્થાની પ્રાપ્તિ થાય છે. એટલે અસત્, અજ્ઞાન અને દુઃખનો ઓથાર ઉડી જાય છે. પોતાની ત્રિકાલાબાધિત સત્તા, અવિપરિલુપ્ત ચૈતન્ય અને સુખસ્વભાવનો સદા યોગ એ યોગનું ફળ છે. સ્વમહિમામા હંમેશ માટે નિષ્ઠા યોગનું પરિણામ છે. અને આથી જ યોગ એ પ્રકૃતિનો વિયોગ છે. પ્રકૃતિનો વિયોગ એટલે પરિણામ, તાપ અને સંસ્કાર દુઃખોની / નિવૃત્તિ. આમ યોગ સ્વમહિમામાં પ્રતિષ્ઠાપૂર્વક પ્રકૃતિજન્ય દુઃખનો વિયોગ કરાવે છે. આજ છે યોગનું ફળ અને એજ મેળવવા માટે જીવન હોવાથી માણસે નિત્યમુક્ત રહેવું ઘટે.

**પ્રશ્ન ૧૩ :** સમાધિયોગની સિદ્ધિ માટે અભ્યાસ કેવી રીતે કરવો।

મનની નિર્વિકાર પ્રસન્ન એકાગ્રતા એટલે સમાધિયોગ. એ માટે સૌથી પહેલાં તો મનને ખાલી કરવું જોઇએ. એટલે કે મનમાં રહેલી વિષયને લગતી શોભનતાના સંકલ્પોને સંપૂર્ણતાથી દૂર કરતા રહો. આ વિષયને લગતા સંકલ્પો જ મનનો ગંદો વિકાર છે. સમાધિયોગને ચાહતા માણસે એ સંકલ્પના પ્રવાહને પ્રભુ તરફ વાળતો રહ્યો. ત્યારબાદ નીરોગી થયેલાં વિવેકી મનદ્વારા તેણે પોતાની તમામ ઇન્દ્રિયોને ઉપર કાબૂ મેળવતો રહ્યો. ઇન્દ્રિયો નીક જેવી છે. બહારના સમસ્ત સંસારને હૃદયમાં ઠલવવાનું કામ આ ઇન્દ્રિયો કરે છે. આથી આ નીકના દ્વાર બંધ કરી દેવાં ઘટે. એટલે કે વિવેકદ્વારા અર્થાત્ આત્મા અનાત્માની દૃઢ સમજદ્વારા ઇન્દ્રિયોના સંસાર તરફ વળેલા પ્રવાહને રોકી તેમને મનોમય કરી દેવાનો પ્રયત્ન કરવો ઘટે. ત્યાર બાદ ધીરે ધીરે ધીરજપૂર્વક, ભૂમિકાના ક્રમ મુજબ સંસાર ઉપરથી મનને હઠાવવાનો યત્ન કરવો રહ્યો. સંસાર વિમુખતા કેળવવાનો પ્રયત્ન કરવો. સંસાર ઉપરથી મનને પૂર્ણપણે હઠાવીને મનને સ્વસ્થ કરવું. મનને મનમાં જ બેઠેલું રાખવાનો પ્રયત્ન કરવો. એટલે કે સાત્વિક મનને સાત્વિકતામાં જ રમતું રાખવું. આમ નિસ્તરંગ થયેલાં મનને સ્વસ્થ કરી અંદર કે બહારના કોઇપણ વિષયનું સ્મરણ પણ ન કરવું. સાત્વિક સ્થિર મન આત્મા અનાત્મા ઉભયની વિસ્મૃતિ કરી શકે છે. આમ સાત્વિક મનનું સ્પન્દન પણ અતિ મન્દ થતાં આત્મા એની મેળે એના મૂળ સ્વરૂપે સ્પષ્ટ થાય છે. તે તેના નિજ સ્વરૂપે સ્ફુરે છે. આત્મા તો સ્ફુરતો જ હતો. પણ તેને મનનું સ્પન્દન અસ્પષ્ટ રાખતું હતું. મનનું તીવ્ર, મધ્ય કે મન્દ સ્પન્દન પણ અટકતાં આત્માના નિજ મહિમાનું જે આવરણ હતું તે ભેદાઇ જતાં આત્મા પોતાની અગાધ મહિમાયુક્ત સ્વરૂપાવસ્થિતિમાં પ્રકટ થાય છે. આમ કરતાં પહેલાં ઇન્દ્રિયો વિષયવનમાં ખૂબ છટકે છે. ત્રાહિ ત્રાહિ પોકરાવે છે. પણ તે તમામને મજબૂત વિવેકી મનદ્વારા કડકાઇથી નિયમમાં રાખ્યે જ છૂટકો. તેમને વશ કર્યે જ આરો. આટલું કરવાથી સમાધિની સહજ અવસ્થા પ્રકટે છે. અભ્યાસથી દિનપ્રતિદિન એના સંસ્કાર સબળ થવાથી એ દૃઢ થાય છે.

પ્રશ્ન ૧૪ : જેનું મન આત્મનિષ્ઠ થાય તેને તેમ થવાથી ફાયદો શું?

જેનું મન સ્વસ્થ થાય છે તેને ફાયદો જ ફાયદો રહે છે. અત્યાર સુધી અસ્વસ્થ મનને લઇને જે ભારે સાંસારિક ઉપદ્રવોની ધમાલ મચી રહેતી હતી. સુખનો વારસદાર જે કેવળ દુઃખો જ વહોરતો હતો તે હવે સ્વસ્થ મનને લઇને નિરુપદ્રવ અને સહજ આત્મ સુખનો અનુભવ કરતો થઇ રહે છે. આ સુખ સર્વોત્તમ સુખ છે. અને એ સુખ મળતાં વેંત યોગી

ગુણથી પર થાય છે. તમોગુણથી અસ્પૃષ્ટ રહે છે પાપરહિત બને છે. તે પરિણામે બ્રહ્મમય એટલે કે બૃહદાત્માના દર્શનમાં ક્રમકોગયેલ રહે છે. આવી સ્થિતિની પ્રાપ્તિ માનવ જીવનની મહાન કમાણી છે. એ સંતતાની ટોડી છે-સિધ્ધિ છે. આવી સ્થિતિ એ બ્રહ્માનન્દની સ્થિતિ છે. ભૂમાની પ્રાપ્તિ કરતાં બીજો એક પણ મોટો ફાયદો નથી એ એ સ્થિતિ પ્રાપ્ત કરનાર જ જાણે છે. જેને જે પ્રત્યક્ષ નથી, અનુમાનના વિષયમા પણ આવે એમ નથી તેને માટે આપ્ત વચન જ પ્રમાણુ રૂપ હોતુ ઘટે. આથી સૌ કરીને જુવે.

પ્રશ્ન ૧૫: જેને સમાધિ યોગ સિધ્ધ થાય તેની દૃષ્ટિમા પરિવર્તન ક્યાં થાય છે?

જે માનવને સમાધિયોગ સિધ્ધ થાય છે એટલે કે જેનું મન સદા સત્વગુણ યુક્ત અને નિરન્તર પ્રસન્ન થાય છે એવા માણસની દૃષ્ટિમાં ભારે પરિવર્તન થઇ જાય છે. તે પહેલા તો સમદર્શી થાય છે. એટલે કે તેને બ્રહ્માથી માંડીને તે ઘાસના તણુખલાં સુધીમાં આત્માને લગતી નીતરી સમજ આવે છે. અર્થાત્ એક જ આત્મા આટલી અનન્ત વિવિધના ધારી વિહરી રહ્યો છે, એમ દૃઢપણે સમજાય છે. અને આથી વિશ્વની વિવિધતામાં તેને એક જ –આત્મદેવનું દુર્વિભાવ્ય ચરિત સમજાય છે. તેવો માણસ સર્વભૂતમાં રહેલા આત્માને મૂલવતો થાય છે. અર્થાત્ તેની નજરમા પ્રાણીમાત્રમાં રહેલો આત્મા જ અગત્યનો હોય છે. આત્મા સિવાયની બધીય વસ્તુઓમાં તેનો ભાવ ગૌણ જ રહે છે. સર્વ ભૂતોમાં આત્માનુ જ મૂલ્યાકન કરનાર તેવા પુરુષને સર્વભૂતો આત્મામાં જ રહે છે એવી ત્રીજી સમજ આવે છે અર્થાત્ આત્મા સૌનો આશ્રય છે, આધાર છે. આત્મા વિના કશુ ટકી ન શકે અને આથી આત્મા જ મુખ્ય છે એવુ અચલ દર્શન થાય છે આમ સમદૃષ્ટિ, સર્વત્ર આત્મદર્શન અને સૌનું આત્મામાં દર્શન એ સમાધિ જેને સ્વાભાવિક થઈ જાય તેવાને મળે છે. આ દર્શન પ્રાપ્તિનું ફળ એ છે કે તેવો પુરુષ પ્રભુથી અળગો રહી શકતો નથી. પ્રભુ તેનાથી વેગળા રહી શકતા નથી. તેવા પુરુષને માટે પરમાત્મા પુરોહિત છે. સર્વત્ર હાજર છે. પોકારતા વેંત તેની પાસે આવે છે. તેનાથી આઘા જ ન હતા. ભક્ત અને ભગવાનની વચ્ચે જે પડદો હતો તે ઉડી જતા ભક્ત ભગવાન ભક્તને નજરો-નજર નિહાળે છે. લાખો જન્મનો વિયોગ દૂર થાય છે. વિયોગજન્ય સતાપ નષ્ટ થાય છે. સંસારનું સાચું લાગતુ સ્વપ્ન દૂર થાય છે અને ભગવાનનું સ્વપ્ન લાગતુ મિલન સત્ય થાય છે. સર્વભૂતોમાં એકરસ રહેલા પરમાત્માને ભજતો પુરુષ સંસારમાં વસતો છતાં પ્રભુમાં જ વસે છે. જીવન્મુક્તિનો એ અનાવિલ

આનન્દ તે આનન્દતો તે બોસ્તા બને છે. સમાધિયોગીની દૃષ્ટિમાં આવું પરિવર્તન થાય છે.

પ્રશ્ન ૧૬ : સૌથી શ્રેષ્ઠ યોગીનું જીવનદર્શન કયું છે ?

જીવનમાં જે જાતના દાખલાથી વર્તે છે તે મનુષ્ય શ્રેષ્ઠ છે એવો ભગવાનનો મત છે. તેને જ ભગવાન સર્વશ્રેષ્ઠ યોગી તરીકે નક્કી કરે છે. અર્થાત્ જે માણસ પ્રાણીમાત્રને સુખ અને દુઃખની વેદના એકસરખી હોય છે એમ સમજીને વર્તે છે અર્થાત્ જેમ પોતાને સુખ મીઠું લાગે છે અને દુઃખ કડવું લાગે છે તેમ સૌને સુખ મીઠું લાગે છે અને દુઃખ કડવું લાગે છે આવી દૃઢ સમજ મેળવી સૌની સાથે વર્તે છે તે વેળા આ દૃષ્ટિને જીવનના નિયામક બળ તરીકે રાખી વર્તે છે તે સર્વશ્રેષ્ઠ પુરુષ છે. આવો પુરુષ રાગબુદ્ધિથી કોઇને સુખી કરતો નથી. દ્વેષબુદ્ધિથી કોઇને દુઃખી કરતો નથી. કેમકે તેણે રાગ અને દ્વેષને જ સમૂળગા કરમાવી નાંખ્યા છે. સૌના સુખમાં તે સુખી રહે છે અને સૌના સુખ વધારવાને પ્રયત્ન કરવાનું તેનું વ્રત હોય છે. સૌના દુઃખને દૂર કરવાના યત્નમાં તે દત્તચિત્ત રહે છે. આથી શ્રેષ્ઠ યોગીનું દર્શન એમ કહે છે કે સુખ અને દુઃખની વેદના સૌને સરખી હોય છે. આથી જાતને દાખલા તરીકે રાખીને સૌની સાથે વર્તવું રહ્યું. આ દૃષ્ટિને દૃઢપણે વળગીને વર્તનાર પુરુષ જીવનનું સમાધાન મેળવી શકે છે આ સિદ્ધાન્તનો સ્વીકાર વ્યક્તિ કરે તો વ્યક્તિને સમાધાન મળે. એનો સ્વીકાર આખું જગત કરે તો આખું જગત સમાધાન મેળવે ! આ દૃષ્ટિનો સ્વીકાર અને અમલ વિશ્વશાન્તિનો અરુણોદય લાવે.

ક્ષુભિત કરવાં, ખળભળાવી નાંખવા, પોતપોતાના કાર્યમાં વ્યગ્ર બનાવવાં, એ મનના પ્રમાથી સ્વભાવને લઈને છે. આ ઉપરાંત મન બલવત્ છે એટલે નિર્બળ અને અપકવ જ્ઞાનથી એ મહાત થતુ નથી. અનુભવાત્મક સાત્વિક જ્ઞાનથી જ એ પરાજિત થાય એવું છે. સામાન્ય નિગ્રહના પ્રયત્નને એ ગાંઠતું નથી. આ ઉપરાંત એ દૃઢ છે એટલે કે પોતાનામાં છિદ્ર ન પડવા દેનારું છે. પોતાનામાં ભેદ ન પડવા દે એવુ છે. વહેતું વહેતું એ પોતાનામાં ના પડવા દે એવું નથી હોતું આથી મન ચંચલ, પ્રમાથી, બલવાન અને દૃઢ છે એનો અર્થ એ થયો કે એ નિરન્તર, ભ્રમણશીલ, શરીર ઇન્દ્રિય વગેરેને મથાવી નાંખનારું, અલ્પ પ્રયત્ને ન વશ થનારું અને પોતાનામાં ભેદ પડે એ ન સહનારું છે. એના આ અર્થનો વિચાર કરતાં પ્રયત્નશીલને પોતાનો પ્રયત્ન ક્યાં કેન્દ્રિત કરવો એ સમજાશે.

પ્રશ્ન ૧૮: મનને વશ કરવા માટે ભગવાન અભ્યાસ અને વૈરાગ્ય બતાવે છે. તો અભ્યાસ અને વૈરાગ્ય એટલે શુ ? તે કેવી રીતે પ્રાપ્ત થાય?

યોગ શાસ્ત્રમાં "**तत्र स्थितौ यत्नः अभ्यासः**" આ જાતનું અભ્યાસનું લક્ષણ આપેલું છે. સ્થિતિ એટલે કે ચિત્તની અક્લિષ્ટ નિર્મલતા. સાત્વિકતાનો એકતાન પ્રવાહ. હૃદયની એકતાન સાત્વિકતા મેળવવા માટે જે જે સાધનો હોય તે બધાંય સાધનોનો નિયમિત અભ્યાસ એટલે અભ્યાસ. આ નિયમોમાં–સાધનોમાં યમનિયમ વગેરેનો સમાવેશ થાય છે. વળી અભ્યાસ દીર્ઘકાલ સુધી નિરન્તર અને સત્કાર એટલે કે શ્રદ્ધા, ભક્તિ, તપ અને બ્રહ્મચર્યપૂર્વકનો હોવો ઘટે. આવી જાતનો અભ્યાસ થાય ત્યારે તે દૃઢભૂમિ થાય છે. એટલે કે પરિપકવ અને ફલ આપવામાં સમર્થ થાય છે. મનને સાત્વિક અવસ્થામાં રાખવા માટે ઉપકારક સાધનોનો વારંવાર ઉપયોગ, આચારમાં અવતાર એટલે અભ્યાસ છે. એ દિશામા યમનિયમ પૂર્વક ભગવન્નામ જાપ, ભગવદ્‌ગુણચિન્તન, ભગવદ્ વીર્યસ્મરણ ખૂબ ઉપયોગી છે. સન્ત સમાગમ એ સૌ સાધનોનું એક સાધન છે. આ બધાયનો સમાવેશ અભ્યાસમાં થાય-છે.

આ ઉપરાંત વૈરાગ્ય એટલે તૃષ્ણા માત્રનો અભાવ. વિવેકી માણસ વિવેકના બળે દુનિયાનો એક પણ પદાર્થ તૃષ્ણા યોગ્ય દેખી શકતો નથી એવો નિર્ણય કરી શકે છે. સ્ત્રિયોની રમણીયતા આત્માને લઈને પ્રતીત થાય છે. વળી એ રમણીયતા ઉપર ઉપરથી જ લાગે છે. છેવટે એ દૂભવનારી નિવડે છે. આથી અનાત્મ પ્રપંચમાં નિતાન્ત તૃષ્ણાનો અભાવ અને આત્મામાં

આનન્દ તે આનન્દનો તે ભોક્તા બને છે. સમાધિયોગીની દૃષ્ટિમાં આવું પરિવર્તન થાય છે.

**પ્રશ્ન ૧૬ : સૌથી શ્રેષ્ઠ યોગીનું જીવનદર્શન કયું છે?**

જીવનમાં જે જાતના દાખલાથી વર્તે છે, તે મનુષ્ય શ્રેષ્ઠ છે એવો ભગવાનનો મત છે. તેને જ ભગવાન સર્વશ્રેષ્ઠ યોગી તરીકે નક્કી કરે છે. અર્થાત્ જે માણસ પ્રાણીમાત્રને સુખ અને દુઃખની વેદના એકસરખી હોય છે એમ સમજીને વર્તે છે અર્થાત્ જેમ પોતાને સુખ મીઠું લાગે છે અને દુઃખ કડવું લાગે છે તેમ સૌને સુખ મીઠું લાગે છે અને દુઃખ કડવું લાગે છે આવી દૃઢ સમજ મેળવી સૌની સાથે વર્તે છે તે વેળા આ દૃષ્ટિને જીવનના નિયામક બળ તરીકે રાખી વર્તે છે તે સર્વશ્રેષ્ઠ પુરુષ છે. આવો પુરુષ રાગબુદ્ધિથી કોઇને સુખી કરતો નથી. દ્વેષબુદ્ધિથી કોઇને દુઃખી કરતો નથી. કેમકે તેણે રાગ અને દ્વેષને જ સમૂળગા કરમાવી નાંખ્યા છે. સૌના સુખમાં તે સુખી રહે છે અને સૌના સુખ વધારવાને પ્રયત્ન કરવાનું તેનું વ્રત હોય છે. સૌના દુઃખને દૂર કરવાના યત્નમાં તે દત્તચિત્ત રહે છે. આથી શ્રેષ્ઠ યોગીનું દર્શન એમ કહે છે કે સુખ અને દુઃખની વેદના સૌને સરખી હોય છે. આથી જાતને દાખલા તરીકે રાખીને સૌની સાથે વર્તવું રહ્યું. આ દૃષ્ટિને દૃઢપણે વળગીને વર્તનાર પુરુષ જીવનનું સમાધાન મેળવી શકે છે આ સિદ્ધાન્તનો સ્વીકાર વ્યક્તિ કરે તો વ્યક્તિને સમાધાન મળે. એનો સ્વીકાર આખું જગત કરે તો આખું જગત સમાધાન મેળવે! આ દૃષ્ટિનો સ્વીકાર અને અમલ વિશ્વશાન્તિનો અરુણોદય લાવે.

**પ્રશ્ન ૧૭ : મન ચંચળ, પ્રમાથી, બલવાન અને દૃઢ છે એમ અર્જુન કહે છે–તો એ વિશેષણોનો ચોક્કસ અર્થ શું?**

મન ચંચલ છે એટલે કે ક્ષણભર પણ તે કોઈ વિષયમાં સામાન્ય રીતે સ્થિર રહેતું નથી. પળપળમાં તે ભમે છે. કોઇપણ એક ઠેકાણે ચોંટીને ઠરવું એના સ્વભાવ વિરુદ્ધ છે. મનની આ ચચલતા એના રજોગુણી સ્વભાવને લઇને હોય છે આથી મન ચચલ છે એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે એ રજસ્વલ છે એમ કહેવાનો હેતુ હોય છે. મન રજસ્વલ હોય છે ત્યારે જ પ્રતિપળ હાલે છે. સત્વની જ્યારે વૃદ્ધિ થાય છે ત્યારે એ ઠરવા લાગે છે. આથી મનની ચંચલતા એટલે પ્રતિપળ રજોગુણને લઇને અનન્ત વિષયોમાં ભ્રમણશીલતા.

વળી મન પ્રમાથી છે. એટલે કે વલોવી નાંખે એવું છે. અર્થાત્ મન શરીર અને ઇન્દ્રિયોને મથી નાંખી થાકે ચઢાવે એવું છે. શરીર ઇન્દ્રિયને

ક્ષુભિત કરવાં, ખળભળાવી નાંખવા, પોતપોતાના કાર્યમાં વ્યગ્ર બનાવવાં, એ મનના પ્રમાથી સ્વભાવને લઈને છે આ ઉપરાંત મન બલવત્ છે એટલે નિર્મળ અને અપક્વ જ્ઞાનથી એ મહાત થતું નથી. અનુભવાત્મક સાત્વિક જ્ઞાનથી જ એ પરાજિત થાય એવું છે. સામાન્ય નિગ્રહના પ્રયત્નને એ ગાંઠતું નથી. આ ઉપરાંત એ દૃઢ છે એટલે કે પોતાનામાં છિદ્ર ન પડવા દેનારું છે. પોતાનામાં ભેદ ન પડવા દે એવું છે. વહેવું વહેલું એ પોતાનામાં તડ પડવા દે એવું નથી હોતું આથી મન ચંચલ, પ્રમાથી, બલવાન અને દૃઢ છે એનો અર્થ એ થયો કે એ નિરન્તર, ભ્રમણશીલ, શરીર ઇન્દ્રિય વગેરેને મથાવી નાંખનારું, અલ્પ પ્રયત્ને ન વશ થનારું અને પોતાનામાં ભેદ પડે એ ન સહનારું છે. એના આ અર્થનો વિચાર કરતાં પ્રયત્નશીલને પોતાનો પ્રયત્ન કયાં કેન્દ્રિત કરવો એ સમજાશે.

પ્રશ્ન ૧૮: મનને વશ કરવા માટે ભગવાન અભ્યાસ અને વૈરાગ્ય બતાવે છે. તો અભ્યાસ અને વૈરાગ્ય એટલે શું? તે કેવી રીતે પ્રાપ્ત થાય?

યોગ શાસ્ત્રમાં "तत्र स्थितौ यत्नः अभ्यासः" આ જાતનું અભ્યાસનું લક્ષણ આપેલું છે. સ્થિતિ એટલે કે ચિત્તની અચ્છિદ્ર નિર્મલતા. સાત્વિકતાનો એકતાન પ્રવાહ. હૃદયની એકતાન સાત્વિકતા મેળવવા માટે જે જે સાધનો હોય તે બધાંય સાધનોનો નિયમિત અભ્યાસ એટલે અભ્યાસ. આ નિયમોમાં-સાધનોમાં યમનિયમ વગેરેનો સમાવેશ થાય છે. વળી અભ્યાસ દીર્ઘકાલ સુધી નિરન્તર અને સત્કાર એટલે કે શ્રધ્ધા, ભક્તિ, તપ અને બ્રહ્મચર્યપૂર્વકનો હોવો ઘટે. આવી જાતનો અભ્યાસ થાય ત્યારે તે દૃઢભૂમિ થાય છે. એટલે કે પરિપક્વ અને ફલ આપવામાં સમર્થ થાય છે. મનને સાત્વિક અવસ્થામાં રાખવા માટે ઉપકારક સાધનોનો વારંવાર ઉપયોગ, આચારમાં અવતાર એટલે અભ્યાસ છે. એ દિશામા યમનિયમ પૂર્વક ભગવન્નામ જાપ, ભગવદ્ગુણચિન્તન, ભગવદ્ વીર્યસ્મરણ ખુબ ઉપયોગી છે. સન્ત સમાગમ એ સૌ સાધનોનું એક સાધન છે. આ બધાયનો સમાવેશ અભ્યાસમાં થાય-છે.

આ ઉપરાંત વૈરાગ્ય એટલે તૃષ્ણા માત્રનો અભાવ. વિવેકી મનુષ્ય વિવેકના બળે દુનિયાનો એક પણ પદાર્થ તૃષ્ણા યોગ્ય હોઈ શકતો નથી એવો નિર્ણય કરી શકે છે. વિષયોની રમણીયતા આત્માને લઈને પ્રતીત થાય છે. વળી એ રમણીયતા ઉપર ઉપરથી જ લાગે છે. છેવટે એ દુભવનારી નિવડે છે. આથી અનાત્મ પ્રપંચમાં નિતાન્ત તૃષ્ણાનો અભાવ અને આત્મામાં

પરિપૂર્ણ રતિ એટલે વિરાગ છે. આત્મા જ ચાહવા યોગ્ય છે એમ જ્યારે સમજાય છે અને એ સમજને અનુસરીને માણસ જ્યારે આત્મનિષ્ઠ થાય છે ત્યારે પ્રપંચ માત્ર ઉપરથી આંતરપ્રીતિ ઘટી જાય છે. આત્મપ્રેમને લઇને અનાત્મા ઉપર સ્ફુરતી જે દૃઢ અસંબુદ્ધિ તે વૈરાગ્ય છે. આત્માના દર્શન અને આત્મામાં નિષ્ઠાને લઇને માણસનુ મન દુનિયાના પદાર્થમાત્રને નથી તો લેવા ઉત્સુક થતું નથી તો ત્યજવા ઉત્સુક થતું. આ ન તો લેવાની કે ન તો તજવાની જે કોઇ અદ્દ્ભુત તટસ્થતા છે એનું નામ વૈરાગ્ય છે. આ પરમ વૈરાગ્યને પામતા પહેલા બીજા અનેક પગથીઆઓ વટાવવાં પડે છે. યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર આમ અપર વૈરાગ્યના ચાર પગથીઆં છે. એ ચારેને પ્રાપ્ત કર્યા પછી આત્મ સાક્ષાત્કારને લઇને અનાત્મા ઉપર થતી અત્યંત અપ્રીતિરૂપી પરવૈરાગ્ય પેદા થાય છે. આ પરવૈરાગ્ય પ્રાપ્ત થતાં માનવ કૃતકૃત્ય થાય છે. આ પરવૈરાગ્ય કોઇ અભાવાત્મક સ્થિતિ નથી. પરિપૂર્ણ ભાવાત્મક સ્થિતિ છે.

**પ્રશ્ન ૧૯ :** યોગની સિદ્ધિ પામ્યા સિવાય અડધે રસ્તે જ જે ખતમ થઇ જાય તેની શી ગતિ-એવો જે પ્રશ્ન અર્જુન પૂછે છે તેનું આંતર સ્વરૂપ શું છે?

આ પ્રશ્ન અમુક ખાસ મહત્વના સિધ્ધાન્તો રજૂ કરવાની પૂર્વભૂમિકા રચવા માટે અર્જુનદ્વારા યોગ્ય ટાંકણે પૂછાયો છે. યોગભ્રષ્ટને યોગની સિધ્ધિ તો નહીં જ મળે કેમકે અપૂર્ણ યોગ પૂર્ણ યોગનું ફળ ન જ આપે. તે ઉપરાંત આનો દેહ તો વચ્ચે જ પડી જાય છે. આથી ન તો દુનિયાના ભોગો એનાથી ભોગવાયા ન તો પરમ સિધ્ધિ સાપડી. એટલે નહીં ઘરનો અને નહીં ઘાટનો એ રહ્યો! તો એવાની શી ગતિ? અર્થાત્ એ પ્રશ્નની પાછળ રહસ્ય એ છે કે કરેલું કર્મ વ્યર્થ જાય છે કે કેમ? વળી સુકર્મનું ફળ કેવું હોઇ શકે છે! તે ઉપરાંત આત્માને પુનર્જન્મની તક સાંપડે છે કે કેમ? અને એ પુનર્જન્મ હોય તો તે પામી એને પહેલેથી શ્રી ગણેશાય કરવુ પડે છે કે જ્યાંથી અટકયો હતો ત્યાંથી જ શરૂઆત કરવી પડે છે? આદરેલાને પડતું મૂકી જેને જવું પડે તેની મરણોત્તર કેવી ગતિ થાય? જ્યાં સુધી આ બધીય મુંઝવણો ટળે નહીં ત્યાં સુધી સાધક શ્રદ્ધાપૂર્વક એ માર્ગે સંચરી ન શકે. સંશય ટળે નહીં ત્યાં સુધી ચેન પડે. નહીં અને આ બધીય અતીન્દ્રિય વાતો છે. પ્રત્યક્ષનો એ વિષય નથી. આથી સિવાય કે પરમાત્મા એનો નિર્ણય આપવા કોઇ પણ અસમર્થ જ હોય, આથી આવા મહત્વના અને જીવનવ્યાપી પ્રશ્નોના સમાધાન માટે અને તે

દ્વારા પુનર્જન્માદિના પ્રસ્થાપન માટે અહીં અર્જુન દ્વારા પૂર્વભૂમિકા રચવામાં આવી છે. આ પ્રશ્નના જવાબમાં શ્રેયો માર્ગે જનાર સાધક માત્રને માટે શાન્તિદાયી સમાધાન રહેલું છે.

**પ્રશ્ન ૨૦:** કલ્યાણી કર્મ કરનારનો ક્યાય વિનાશ નથી–એવા ભગવાનના જવાબની પાછળ આશય શો?

કલ્યાણી કર્મ કલ્યાણી હોવાથી જ તેના કર્તાને ઉત્તરોત્તર તારે છે. વિશ્વની રચના પાછળનો આ સનાતન અને મંગલમય નિયમ છે. બીજ તેવો જ અંકુર અને તેવું જ વૃક્ષ, ફુલ અને ફળ હોવું ઘટે. ઘઉં વાવીને બાવળ જો પાકતા હોય તો આ વિશ્વની વ્યવસ્થા જ ન જળવાય એટલું જ નહીં આંધળી અવ્યવસ્થા અને દુર્વ્યવસ્થા ફેલાય. આથી સત્‌માંથી સત્ જ ફળે છે અને અસત્‌માથી અસત્ જ જન્મે છે. અને માણસ સ્વરૂપે સત્ હોઇને એણે અસત્‌મા ફસવાની જરૂર નથી એ હેતુથી એણે કલ્યાણી કર્મમાં નિરન્તર જોડાયેલા જ રહેવું ઘટે. સત્‌માં રહેલી શ્રદ્ધાને વધારે દૃઢ અને ઉજ્જવલ બનાવવા માટે અને તે દ્વારા દૃષ્ટિ દોષને દૂર કરી સત્ય દર્શનને અચળ બનાવવા માટે દાર્શનિક શિરોમણિ ભગવાન અહીં ઉપલું વિધાન કરે છે.

**પ્રશ્ન ૨૧:** યોગ જન્મજન્માન્તરમાં પૂર્ણ થાય છે. એવી ભગવાનની મતલબ લાગે છે. હવે એ પ્રત્યક્ષ તો જણાતું નથી. તો કેવી રીતે એ વચનમાં શ્રદ્ધા મૂકાય?

ભગવાનનું વચન સત્ય છે. યોગ જન્મજન્માન્તરમાં પૂર્ણ થાય છે એનો અર્થ સને અનન્ત જન્મ સુધી રોકાવું પડે છે એવો નથી. યોગની પરિપૂર્ણતા યોગ્યતા ઉપર અવલંબે છે. જે યોગ્ય છે તેને પળમા યોગ સિદ્ધ થાય છે. જે યોગ્ય નથી તેને અનન્ત જન્મો સુધી પણ રોકાવું પડે યોગની પરિપૂર્ણતા માટે સમય એ અગત્યની ચીજ નથી. યોગ્યતાની સમૃદ્ધિ આવશ્યક છે. આથી યોગ્યતાની સિદ્ધિ માટે જોઇએ તો પળવાર લાગે કે એક યુગ નીકળી જાય–છેવટે તો પ્રત્યેક જીવને પરિપૂર્ણ યોગની સિદ્ધિ મેળવ્યે જ છૂટકો છે. હવે આ વાત પ્રત્યક્ષ નથી માટે શ્રધેય નથી એમાં દૃષ્ટિ દોષ છે. દુનિયામાં બધી જ વાત પ્રત્યક્ષ હોતી નથી એટલું જ નહીં પ્રત્યક્ષ કરતા અપ્રત્યક્ષ અનન્ત ગણુ વધારે છે, વળી અપ્રત્યક્ષ ઉપર જ વિશ્વનો આતર કારભાર ચાલે છે અને પ્રત્યક્ષ એ કાંઇ એકલું જ પ્રમાણ નથી. જે વિષયને અનુલક્ષીને આપણી આ મીમાંસા ચાલે છે તે વિષયને

લાગેવળગે છે ત્યાં સુધી તો પ્રત્યક્ષ પ્રમાણ ત્યાં પાંગળું છે એટલું જ નહીં અનધિકારી છે અનુમાન અને આપ્ત વચનરૂપી પ્રમાણો જ ત્યાં વર્તે છે. અને અનુમાન અને આપ્ત વચનરૂપી પ્રમાણોનુ પણ મૂળ તો જેને "પર પ્રત્યક્ષ" કહીએ તે છે. જે અવસ્થામાં પરમાત્માનું સાક્ષાત્ દર્શન થાય છે અને એ સાક્ષાત્ દર્શનમાંથી જે અનુભવાત્મક જ્ઞાન થાય છે તે જ્ઞાન જ્યારે વ્યવહારિક ભૂમિમાં શબ્દબધ્ધ થાય છે ત્યારે તેને જ આપ્તવચન કહેવામાં આવે છે. આથી આ બાબતમાં તો તે આપ્ત વચનરૂપ થયેલું પરપ્રત્યક્ષ પ્રમાણ જ પ્રમાણરૂપ છે. નીતરી બુદ્ધિને આ પ્રમાણમાં અચલ શ્રદ્ધા રહે છે. આથી શ્રદ્ધા ન મૂકાય તો તેમાં વસ્તુસ્થિતિનો વાંક નથી. આપણાં દર્શનની મલિનતાનો વાંક છે. સતી અને નિર્મળ બુદ્ધિ જ શ્રધ્ધાનું સ્વરૂપ છે. આથી શ્રદ્ધા ન થાય તો ક્યાંક મતિની મલિનતા જવાબદાર છે એમ સમજી મતિની વિમલતા પ્રાપ્ત કરવા ઉપર જ યત્નોને કેન્દ્રિત કરવા રહ્યા.

**પ્રશ્ન ૨૨ : આત્માને પુનર્જન્મ થાય છે એમ કયા હેતુથી કહેવાય? પુનર્જન્મ અને તેની પાછળની વિચારસરણિ પૂર્ણપણે સમજાવવા કૃપા કરશો**

આત્માનો પુનર્જન્મ ન સ્વીકારવામાં આવે તો જીવનની આંતર રચના સમજાવવી અશક્ય થઇ પડે છે. આત્મા મૂળમાં તો નિત્ય છે નિર્વિકાર છે, અજ છે. અવિનાશી છે. એને એના મૂળ સ્વરૂપે નથી ક્લેશ નથી કર્મ કે નથી કર્મના ફળનો લેપ. અર્થાત્ આત્મા એના મૂળ સ્વરૂપે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ કે અભિનિવેશ સિવાયનો છે. આથી જ તેને ધોળાં, કાળાં કે મિશ્ર કર્મ મૂળ સ્વરૂપે સ્પર્શતાં નથી અને તે જ કારણે એને નથી તો સ્વરૂપે જન્મ, નથી તો આયુષ્ય કે નથી તો સુખ કે દુઃખનો અનુભવ. આત્માને જે ભોગનો અનુભવ થાય છે તે દેહને લઇને થાય છે. દેહ કર્મને લઇને બંધાય છે, કર્મ રાગદ્વેષાદિ ક્લેશને લઇને હોય છે. રાગદ્વેષ વગેરે ક્લેશો અવિદ્યા–અજ્ઞાન–અવિવેકને લઇને હોય છે. આથી સિદ્ધાંત તો એ છે કે આત્મા સ્વરૂપે સચ્ચિદાનંદઘન છે. પણ અજ્ઞાનને લઇને એ એનો સ્વભાવ વિસરી જઇ અનાત્મા સાથે સેળભેળ કરીને પોતાના ગુણધર્મો અનાત્મામાં આરોપે છે અને અનાત્માના ગુણધર્મોને પોતાના ઉપર આરોપી અનન્તકાળથી પોતે જેવો નથી તેવો માનીને તે પ્રમાણે વર્તી રહ્યો છે. જ્યાં સુધી એનું મૂળ અજ્ઞાન ટળે નહીં ત્યાં સુધી એના આ જન્માદિ ઉપદ્રવો શમે નહીં. આ વિચારસરણિએ જોતાં સમજાશે કે મૂળમાં સચ્ચિદાનંદ શરીરી આત્માને જે અસત્–જડ–દુઃખનો અનુભવ થાય છે તે દેહને લઇને જ. દેહ એ ભોગનું આયતન છે અને ભોગ કર્મજન્ય છે. કર્મ ધોળાં, કાળાં અને

કાળાંપીળાં-એમ ત્રણ પ્રકારનાં હોય છે. વળી આ ત્રણેય પ્રકારનાં કર્મો ત્રણ વિભાગમાં વહેંચાયેલાં હોય છે. સંચિત કર્મ, ક્રિયમાણ કર્મ અને પ્રારબ્ધ કર્મ. એટલે કે જે કર્મોનો જથ્થો હજી એકઠો જ થઇને રહ્યો છે પણ જે ફલોન્મુખ નથી થયો અને ભાવિમાં ફલદાન કરશે તેવાં કર્મને સંચિત કર્મ કહેવામાં આવે છે. આ ઉપરાંત ચાલુ દેહ વગેરે દ્વારા જે કર્મ થઇ રહ્યાં છે-વર્તમાનમાં જે કાંઈ દેહાદિ દ્વારા બની રહ્યાં છે તે કર્મોને ક્રિયમાણ કર્મ કહેવામાં આવે છે અને આ ઉપરાંત જે કર્મો ચાલુ દેહમાં ફલ આપી રહ્યાં છે, જેને માટે આ દેહ ટકી રહ્યો છે, જેના ભોગ માટે દેહ ઇન્દ્રિયો વગેરે વર્તી રહ્યાં છે, જેને માટે કાળની મર્યાદા રૂપ આયુષ્ય મળ્યું છે તે કર્મોને પ્રારબ્ધ કર્મ-એટલે કે ફળ દેવાને શરૂ થઇ ચૂકેલાં એવાં કર્મો કહેવામાં આવે છે. હવે પ્રારબ્ધ કર્મ જે દેહે ભોગવવાનાં હોય છે તે દેહદ્વારા તે ભોગવાઇ જતાં તે દેહ એક પળ પણ વધારે ટકતો નથી. એટલે કે પ્રારબ્ધનો ભોગ પૂરો થતાં દેહ ભંગ થાય છે. પણ ધ્યાનમાં રાખવાનું તો એ છે કે પ્રારબ્ધ તેટલાં જ કર્મ નથી. પ્રારબ્ધ ઉપરાંત સંચિત અને ક્રિયમાણ કર્મો પણ ભોગવવાનાં હોય છે. અને સિવાય કે બ્રહ્માત્મજ્ઞાની વિના ભોગે કર્મ ક્ષીણ થતાં નથી એવો અવિચલ સિદ્ધાન્ત છે. હવે જો વિના ભોગે કર્મો ક્ષીણ થતાં ન હોય અને પ્રારબ્ધ કર્મ તેટલાં ભોગવી દેહ ભંગ થતો હોય તો પછી બાકી રહેલાં અમુક્ત કર્મોનું શું ? ક્યાં તો તે કર્મો વિના ભોગવ્યે ક્ષીણ થાય છે એમ માનવું રહ્યું અગર તો તે કર્મોના ભોગ માટે અસાધન દેહ મળવો જોઇએ એમ માનવું રહ્યું. વગર ભોગવ્યે કર્મો ક્ષીણ થઈ જાય છે એ માન્યતામાં બુદ્ધિનો વિવેક નથી. કેમકે તેમ સ્વીકારતાં બે પરિસ્થિતિ આવીને ઉભી રહે. એક તો કર્મો અજ્ઞાન દશામાં પણ નિર્વીર્ય થઇ શકે છે એ સ્વીકાર આવે અગર તો એકનાં કરેલાં બીજાએ ભોગવવાં એવો સ્વીકાર આવે. આ બન્ને સ્વીકારમાં બુદ્ધિમાંદ્ય છે. વિના ભોગે અજ્ઞાન છતાં પણ જે કર્મ નિર્વીર્ય થતાં હોય તો જગત અવ્યવસ્થિત થઇ જાય અને બધાંય ગમે ત્યારે મુક્ત થઇ જાય. વળી એકના કરેલાં બીજાને ભોગવવાં પડતાં હોય તો યે જગતની દુર્દશાનો પાર ન રહે. કેમકે પછી તો ગમે તે કરે ને ગમે તે ભોગવે તો લોકમર્યાદા, શાસ્ત્રમર્યાદા, ન્યાયમર્યાદા, અને બુદ્ધિ વગેરેની તમામ મર્યાદાનો લોપ થાય. પણ આવું કશું થતું નથી. આથી ન છૂટકે પણ એક જ સ્વીકાર કરવો પડે છે કે સંચિત અને ક્રિયમાણના ભોગને માટે અન્ય સસાધન દેહ અનિવાર્ય જ છે. અને તે પણ જે આત્મા અજ્ઞાનથી ઘેરાયેલ છે અજ્ઞાનદ્વારા જેણે પોતાના ઉપર કર્તૃત્વ ભોક્તૃત્વનો દૃઢ આરોપ કરી દીધેલો છે તેણે જ એ ભોગવવાં

રહ્યાં.-આથી અકામનાએ પણ પુનર્જન્મનો સ્વીકાર કરવો જ પડે છે. આ પુનર્જન્મ અને તેના ગર્ભમાં સમાયેલ અનંત ઉપદ્રવો કર્મની બીજશક્તિને ભૂંજી નાંખતાં અટકે છે. એટલે કે કર્મના બીજ રૂપી જે રાગદ્વેષાદિ ક્લેશો અને એ ક્લેશોમાં પણ જે સૌથી મોટો-ચક્રવર્તી ક્લેશ-અજ્ઞાન તેના નાશથી જ અટકે છે. અને એ બને છે સ્વસ્વરૂપમાં નિષ્ઠાત્મક સાક્ષાત્કારાત્મક જ્ઞાનથી. એ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી એટલે કે મોક્ષ ન મળે ત્યાં સુધી પુનર્જન્મ તેના ગર્ભમાં છૂપાયેલ અનન્ત દુઃખો સહિત તદવસ્થ જ રહે છે.

વળી ચાલુ દેહમાં પણ જીવના સંસ્કાર અને વાસનાઓમાંની કેટલીક એવી દેખા દે છે કે જે પૂર્વજન્મ સિવાય સમજાવી જ ન શકાય. આમ અમુક્ત કર્મશેષના ભોગ માટે અજ્ઞાન ભરપૂર જીવને પુનર્જન્મ મળે છે એમ માનવું જ વધારે બુદ્ધિયુક્ત છે. આ પુનર્જન્મનો સિદ્ધાન્ત ભારતની એક ભવ્ય શોધ છે. એના સ્વીકારમાં એક જ આત્માનુ અનેક દેહોમાં સાતત્ય રહે છે એટલે કે આત્મા અમર છે એનો સ્વીકાર આવી જ જાય છે. એમાં જે આશ્વાસન રહેલું છે, તે માણસને ધીર બનાવે છે. મુક્તિ એ કલ્પના નથી; સ્વયંસિદ્ધ વસ્તુ છે એમ નિઃસંશય પણે બતાવે છે. વળી પુનર્જન્મનો સ્વીકાર વિવેકીને સમદર્શી થવામાં ખૂબ જ સહાયક થાય છે. કર્મની ગતિ વિચિત્ર અને ગહન હોય છે એટલે અમુક દેહમાં કઈ કોટિનો જીવાત્મા કર્મનો ભોગ ભોગવી રહ્યો છે એ શી રીતે સમજાય! કદાચ કોઇ મહાત્મા પણ કનિષ્ઠ યોનિમાં છેવટનાં કર્મોને ભોગવી રહ્યો હોય! આથી કોઇ પણ જીવ પ્રત્યે ધૃણા કે તિરસ્કાર ન હોવો ઘટે. વળી પુનર્જન્મનો સ્વીકાર કરતાં ધર્મ કર્મ સંયોગે કોઇ જીવ ચાલુ જીવન હારે તો પણ તેના ભાવિ જીવન માટે તે સદુપયોગી રહી શકે. વળી પુનર્જન્મ સ્વીકારતાં કોઇ આત્મા છેવટનો અટવાઈ જતો નથી, પણ તેના ભાવિ અમાપ અને અમર્યાદ વિકાસને માટે ભાવિમાં પૂર્ણ તક છે એ પણ સ્વીકારાય જ છે. આ ઉપરાંત પુનર્જન્મનો સ્વીકાર મૃત્યુના ભયથી માણસને મુક્ત થતાં શીખવે છે. મૃત્યુ ફક્ત દેહ ફેર, સ્થાનફેર, સંયોગફેર, વગેરે જ કરે છે; સ્વરૂપ ફેર કરતું નથી. આથી મૃત્યુ એ વિલાપનો વિષય નથી, શોકનું સ્થાન નથી એ જગતના ધ્રુવ નિયમોમાંનો એક મંગલમય નિયમ છે. એને આધીન થવામાં ઇશ્વરાજ્ઞાનું પાલન છે. એ સ્વીકાર આવી જાય છે. મોત નવાં જીવનનો અરુણોદય છે, નવા પુરુષાર્થને માટે એ પ્રારંભદ્વાર છે, નવો ઉત્સાહ, નવી શક્તિ સાધનાને માટે, અને તે દ્વારા જીવનના પૂર્ણ વિકાસને માટે ઇશ્વરદત્ત તક છે, એમ પણ સમજાય છે. આ અને આવા અનેક વિચારો પુનર્જન્મનો સ્વીકાર

કરતાં સ્વયમેવ ઉઠે છે. અને એમાં એક પ્રજાનો ગાઢ અધ્યાત્મ વિશ્વાસ છે. આથી પુનર્જન્મ એક પરમ સત્ય છે અને જ્યાં સુધી અજ્ઞાન રહે છે, ત્યાં સુધી પુનર્જન્મ એ પ્રભુએ આપેલી ઊર્ધ્વગમન માટે તક છે. પુનર્જન્મમાંથી લાભ દોહવાની દરેક વિવેકી જીવની તત્પરતા હોવી ઘટે. લાભ ગણત્રીનું ઉપર દિશાસૂચન માત્ર કર્યું છે. દરેક વિવેકી પુરુષ એનો વિસ્તૃત વિચાર સ્વયં કરી લે.

**પ્રશ્ન ૨૩:** શબ્દબ્રહ્મને યોગનો જિજ્ઞાસુ હોય તો પણ વટાવી જાય છે તો તે શબ્દબ્રહ્મ તે શું?

શબ્દબ્રહ્મનો સામાન્ય અર્થ તો વેદ થાય છે. પણ અહીં ખાસ અર્થમાં આ શબ્દનો પ્રયોગ ભગવાને કર્યો છે. વેદના બે વિભાગો કરી શકાય. એક જ્ઞાનાત્મક વિભાગ, બીજો કર્માત્મક વિભાગ. આ પાછલા વિભાગમાં પણ બે પેટા વિભાગો છે. એક નિષ્કામ કર્મનું વિધાન કરતો વિભાગ બીજો સકામ કર્મનું વિધાન કરતો વિભાગ. આ પૈકી જે વેદના વચનો સકામ કર્મનું વિધાન કરે છે અને તે દ્વારા એટલે કે અમુક કર્મ કરવા માટે રુચિ જગાડે એવાં ફલનું કીર્તન કરી તે ફલ મેળવવા માટે તેને કર્મમાં પ્રેરણા કરે છે, તેને શબ્દબ્રહ્મ કહેવામાં આવે છે. આવો ફલની ગણત્રી કરી તેને મેળવવાની લોલુપતા માટે કર્મ કરવામાં પ્રેરનારો વેદનો વિભાગ વિવેકીને માટે નિરર્થક છે. કેમકે વિવેકીની ગણત્રી જૂદી જ હોય છે. તેની દૃષ્ટિ જૂદી હોય છે. વિવેકી યોગી કર્મને નિર્વીર્ય કરવા એટલે કે પોતાને લાગેવળગે છે ત્યાં સુધી કર્મલેપમાંથી બચાય એ માટે કર્મયોગનો આશ્રય લે છે. આથી યોગનો જિજ્ઞાસુ હોય તો તે પણ ફલની લોલુપતાથી પર હોય છે. તો પછી ફલશ્રુતિ તરફ તેની નજર પણ ન હોય તો તે સમજી શકાય એમ છે. ત્રિરાશી તો એ છે કે યોગનો કેવળ જિજ્ઞાસુ જ હોય અને યોગ ઉપર આરૂઢ થવાનું જેને માટે હજી ઘણું દૂર છે તેવો પણ જો રોચક ફલશ્રુતિને ધ્યાનમાં લઇને વર્તતો નથી તો પછી જે યોગજ્ઞાની છે, જે યોગના ઉપર અચ્યુતપણે આરૂઢ થઇ ચૂકેલો છે તે ફલ દૃષ્ટિથી તદ્દન અસ્પૃષ્ટ હોય તેમાં તો પૂછવું જ શું?

**પ્રશ્ન ૨૪:** પ્રયત્નશીલ યોગી પરમગતિને ક્યારે પામે? પરમગતિ તે શું?

જે યોગી છે, પ્રમાદરહિત છે અને પ્રયત્નશીલ છે તેને પરમગતિની પ્રાપ્તિ થાય છે. આ પરમગતિ એટલે બ્રહ્માત્મભાવનો સાક્ષાત્ અનુભવ. ટૂંકમાં

કહીએ તો મોક્ષ. યોગીને મોક્ષ મળે છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે મોક્ષ મેળવવા માટે જે સાધનો તે સાધનોમાં સ્થિરતા મેળવવા માટે પ્રયત્નશીલ થવાનું વિધાન કરે છે. મોક્ષને કાળની મર્યાદા સાથે ઓછી લેવાદેવા છે. મોક્ષનું સાક્ષાત્ સાધન છે પરમ વિશુદ્ધિ. શુદ્ધિની તમોમયતા અને રજસ્વલતાનો જ્યારે પૂર્ણ અભિભવ થાય છે અને સત્વમયતાનો એકતાન પ્રવાહ વહેવા માંડે છે ત્યારે શુદ્ધિની શરૂઆત થયેલી કહેવાય. આ શુદ્ધિની પૂર્ણતા જો આ ઘડીએ થાય તો આજ ઘડીએ મોક્ષાનુભવ થાય. એ જો અનન્તકાળ રહીને થાય તો અનન્તકાળ પછી મુક્તિ થાય. પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે જે આ માર્ગે પડી ચૂક્યો છે અને પાછો હઠયો નથી અને પ્રયત્નમાં નિરન્તર જાગૃતપણે દત્તહૃદય છે તેને બે ચાર જન્મોમાં સંસિદ્ધિ મળી જાય છે. ખાસ ધ્યાનમાં રાખવાનું છે તે એ કે હૃદયની પરમશુદ્ધિ આવશ્યક છે. એ શુદ્ધિ મેળવવામાં જેટલો વિલંબ તેટલો જ મુક્તિની પ્રાપ્તિમાં વિલંબ.

**પ્રશ્ન ૨૫ :** તપસ્વી વગેરે બધાથી યોગી શ્રેષ્ઠ છે એમ ભગવાન કયા આશયથી કહે છે.

તપ હોય, જ્ઞાન હોય કે કર્મ હોય, યોગમયતા સૌમાં જરૂરી છે. યોગમયતા એટલે કે સાત્ત્વિક ચિત્તની એકતાન એકાગ્રતા. યોગરહિત તપ, જ્ઞાન કે કર્મ નિર્બળ રહે છે. યોગસહિત તપ, જ્ઞાન અને કર્મ બલવાન બને છે અને અત્યંત બળવાન પ્રકૃતિને જીતવી હોય, પ્રકૃતિની અજગરચૂડમાંથી છૂટવું હોય તો તેનાથી પણ બલિષ્ઠ બનવું રહ્યું. યોગમયતાની પરિપક્વ અવસ્થામાંથી જે અમોઘ આત્મવીર્ય જન્મે છે તેજ પ્રકૃતિને મ્હાત કરી શકે છે. આમ યોગ તો જીવનનુ એકમાત્ર બલપ્રાપ્તિનું સાધન છે. તપ, જ્ઞાન અને કર્મ પણ છેવટે તો યોગમયતાને ઉપકારક થવાં ઘટે. આથી જો યોગમયતાના વિરહમાં તપ વગેરે નિર્બલ રહે છે, જેના સંયોગમાં તપ વગેરે બને પ્રાણવાન બને છે. અને જો બધાં યોગમયતાના જ પોષક છે તે બધાં કરતાં યોગ શ્રેષ્ઠ હોય એમાં શી નવાઈ! અને આથી જ યોગનું પૂરું માહાત્મ્ય જાણનાર યોગેશ્વર ભગવાન અર્જુનને યોગી થવા માટે આજ્ઞા દે છે. ભગવાન જ્યારે યોગની મહત્તા ગાય છે ત્યારે તપ વગેરેને હીણાં પાડવા માટે તેમ કરતા નથી, પણ યોગ સિવાય તે બધાંની કિંમત નહીં જેવી છે એટલું કહેવા ઇચ્છે છે.

**પ્રશ્ન ૨૬ :** ભગવાનની દૃષ્ટિએ સૌથી શ્રેષ્ઠ યોગી કયો? અને તે શા માટે?

ભગવાન શ્રેષ્ઠ યોગીની ત્રણ કસોટીઓ રજૂ કરે છે ભગવાનમાં જેનો અંતરાત્મા લીન રહે. એટલે કે જેનું હૃદય ભગવાનમાં જકડાયેલું હોય, જે શ્રદ્ધાવાન હોય અને જે ભગવાનની આજ્ઞાનું પાલન કરતો હોય તે ભગવાનને મન શ્રેષ્ઠ યોગી છે. અર્થાત્ શ્રદ્ધા, ભક્તિ અને ઇશ્વરમયતા એ શ્રેષ્ઠ યોગીનાં લક્ષણો છે. અર્થાત્ આ લક્ષણોનો પૂરો વિચાર કરતાં એમ ફલે છે કે જેનામાં જ્ઞાન, ભક્તિ અને કર્મનો પૂરો સમન્વય છે તે શ્રેષ્ઠ છે. આ સિધ્ધાન્ત ભગવાનના શબ્દોમાંથી જ ફલે છે. **मद्गतेनान्तरात्मना**માંથી ઇશ્વરમાં તન્મયતા ફલે છે. તન્મયતા એટલે ભગવન્મયતા એટલે કે ભગવાન જેવા અને જેવડા અને જ્યાં છે તેવા, તેવડા અને ત્યાં તેનામાં હૃદયની તન્મયતા. અર્થાત્ ઇશ્વરનું પૂર્ણ જ્ઞાન એમાંથી ફલે છે. આ જ્ઞાનમાંથી જ એ જ્ઞાનને અવિચળ કરતી શ્રદ્ધા જન્મે છે. આ જ્ઞાન અને શ્રદ્ધામાંથી જ ભગવાન માટે પ્રેમ જન્મે છે અને પ્રેમથી જ ભગવાનની આજ્ઞાનું પરિપાલન કરવા માટેની તત્પરતા જન્મે છે. આમ જે ભગવન્મય હોય, શ્રદ્ધામય હોય અને સેવામય હોય તે શ્રેષ્ઠ યોગી, ભગવદ્ભાવ, શ્રદ્ધા અને સેવાભાવને સ્થિર કરવામાં જ યોગ ફળીભૂત બને છે, એટલું જ નહીં ત્યાં જ એ કૃતાર્થ થાય છે. આ કારણે તેવા યોગીને પરમાત્મા સર્વશ્રેષ્ઠ તરીકે ઓળખાવે છે.

॥ इति आत्मसंयमयोगः ॥

---

**શ્રી નલિન મ. ભટ્ટ રચિત ગ્રંથો**

**— ગૂજરાતી —**

૩ શ્રીમદ્ ભગવદ્ ગીતા સાધન ભાષ્ય
૪ ઇશોપનિષદ્ સાધન ભાષ્ય
૫ કેનો ,, ,, ,,
૬ કઠો ,, ,, ,,
૭ પ્રશ્નો ,, ,, ,,
૮ મુંડકો ,, ,, ,,
૯ માંડૂક્યો ,, ,, ,,
૧૦ તૈત્તિરીયો ,, ,, ,,
૧૧ ઐતરેયો ,, ,, ,,
૧૨ છાંદોગ્યો ,, ,, ,,

**Nalin M. Bhatt, M. A. (KOVID)**

Author of

**GUJARATI Works**

3 Shrimad Bhagwadgita Sadhan Bhashyam in three volumes
4 Ishopanishad Sadhan Bhashyam
5 Kenopanishad ,, ,,
6 Kathopanishad ,, ,,
7 Prishnopanishad ,, ,,
8 Mundakopanishad ,, ,,
9 Mandookyopanishad ,,
10 Taittiriyopanishad ,, ,,
11 Aitareyopanishad ,, ,,
12 Chhandogyopanishad ,,

૧૩ બૃહદારણ્યકો „ „ „
૧૪ શ્વેતાશ્વતરો „ „ „
૧૫ જીવન દર્શન „ „
૧૬ નારદ ભક્તિસૂત્ર „ „
૧૭ શિક્ષણ દર્શન „ „
૧૮ સ્વાધ્યાય ગીતા (સંપાદિત)
૧૯ ગીતાશ્રવણ
૨૦ ગીતામનન
૨૧ ગીતાસારણી
૨૨ પ્રસન્નપળો (બે ખંડમાં)
૨૩ ભારતના અમર બાળકો
૨૪ નલિની પરાગ (કાવ્ય ગ્રંથ)
૨૫ સરોજ સુરભિ
૨૬ ગીતા સમશ્લોકી
૨૭ નીતિશતક સમશ્લોકી
૨૮ વૈરાગ્યશતક
૨૯ નીતિશતક ગદ્યાનુવ
૩૦ પુરુષ સૂક્ત ગુર્જરાનુવાદ
૩૧ ગાયત્રી રહસ્ય
૩૨ ઈશ્વરદર્શનાનુવાદ વગેરે
૩૩ યોગ પત્રાવલિ
૩૪ ગીતા પત્રાવલિ
૩૫ ક્રિયા યોગ
૩૬ પ્રભુને પંથે વગેરે

### સંસ્કૃત ગ્રંથો

૩૭ સાંખ્યકારિકા પ્રદીપ ભાષ્યમ્
૩૮ નારદ ભક્તિ સૂત્ર સાધન ભાષ્યમ્
૩૯ ઈશોપનિષત્ (સંસ્કૃત) „
૪૦ શિક્ષણ દર્શન સૂત્રાણિ
૪૧ સંસ્કૃત ભાષોદ્ધાર પંચકમ્
૪૨ ભાટ્ટ સ્તોત્ર સંગ્રહ
૪૩ શ્રી વિષ્ણુ સહસ્રનામ ભાષ્યમ્
૪૪ વેદાનુશાસન ટીકા
૪૫ જીવન દર્શન (મૂળમાત્ર) વગેરે

13 Brihadaranyakopanishad „
14 Shwetashwataropanishad „
15 Jivandarshan „
16 Narad Bhaktisutra „
17 Shikshan darshan „
18 Swadhyay Gita (Edited with translation)
19 Gita Shravan
20 Gita Sarani
21 Gita Manan
22 Gita Samashloki Anuvad
23 Nalini Parag (Poems)
24 Saroj Surbhi „
25 Gayatri Rahasya
26 Purushasukta Gurjaranuwad
27 Bharat Warshna Amar Balaks
28 Nitishatak (Brose Translation)
29 Nitishatak Samshloki Anuwad
30 Viragya Shatak Samshloki
31 Ishwar darshan Gurjaranuwad
32 Prasanna Palo in two parts
33 Yoga Patravali
34 Gita Patravali
35 Kriya Yoga
36 Prabhu ne Panthe etc.

### ENTIRELY SANSKRIT WORKS

1 Sankhya Karika Pradip Bhashyam
2 Ishopnishad Bhatta Bhashyam
3 Narad Bhakti Sutra Bhatt „
4 Vishnu Sahasra Nam „
5 Shikshan darshan Satrani
6 Sanskrit Bhashoddhar panchakam
7 Bhatt's Stotra Sangrah
8 Vedanushasan Tika etc.



# ગીતા મનન

## अथ ज्ञानविज्ञानयोगः

**પ્રશ્ન ૧ : ભગવાનને સંપૂર્ણપણે કોણ જાણી શકે છે ?**

ભગવાનને પૂરેપૂરા, વિના સંશયે, જાણવા માટે ત્રણ વસ્તુ જરૂરી છે. મનની ભગવાનમાં આસક્તિ; યોગાભ્યાસ અને ભગવત્પ્રપત્તિ. એટલે કે જેનામાં અનાત્મામાં અનાસક્તિ હોઇને પરમાત્મામાં આસક્તિ હોય, જેનું મન દુન્યવી પદાર્થોની તાત્ત્વિક નીરસતાને લઈ, તે પદાર્થોમાં ચોંટતું ન હોય અને ભગવાનમાં તાત્ત્વિક રસમયતા હોઇને, નિરન્તર તેમનામાં ચોંટેલું હોય તે ભગવાનને જાણવા માટે લાયક થાય. અર્થાત્ સામાન્ય માણસનું મન જાય જાય ને માયિક પદાર્થોમાં જાય છે. ન નાથેલો, મત્ત આખલો, વારવા છતાં પણ કુપંથે જ જાય, તેમ વારવા છતાં વિવેકની દૃઢ લગામ વિનાનું મન અનિચ્છાએ પણ પદાર્થોમાં જ પટકાય છે. ભગવાનને જાણવા ઇચ્છનારનું મન આ પદાર્થ ભ્રમણમાંથી મુક્ત થયેલું હોવું ઘટે, અને પરમાત્મા જ એક પ્રીતિ કરવા જેવો પદાર્થ છે એમ આંતરિક નિશ્ચય હોવાને લઇને તે સ્વાભાવિક રીતે પરમાત્મામાં જ પ્રીતિવાળું હોય છે. આમ ભગવદાસક્તિ એ પહેલું પગથીઉં છે. વિષયી માણસની જેમ વિષયમાં તેમ પ્રભુપ્રેમીની પ્રભુમા સ્વાભાવિક અને સહજ વહતી આસક્તિ હોય છે. આ ઉપરાંત યોગાભ્યાસ એ બીજી શરત છે. એટલે કે હૃદયમાં મૂઢતા, ચંચલતા કે વિક્ષેપના અભાવપૂર્વકની એકાગ્રતા કેળવવાનો દૈનંદિન અભ્યાસ હોવો ઘટે. મનને ઉચ્ચતમ વિષયમાં ઠેરવવાનો અને તેમાં તદ્રૂપે રહેવાની ટેવ પાડવાનો રોજબરોજનો તેવા માણસે અભ્યાસ કરવો ઘટે. યોગાભ્યાસ સિવાય પ્રભુપ્રેમ દૃઢ થતો નથી. યોગ જો પ્રભુનો સયોગ છે, તો પ્રકૃતિનો એ વિયોગ છે. પ્રકૃતિનો સદાને માટે વિયોગ કરવા અને પ્રભુનો સદાને માટે સંયોગ કરવા અને તેને ટકાવવા માટે યોગાભ્યાસ અનિવાર્ય છે. આમ ભગવદાસક્તિ અને યોગાભ્યાસ ઉપરાંત ભગવત્પ્રપત્તિ અનિવાર્ય છે. ભગવાનને શરણે રહેવાની,

પ્રભુની ઇચ્છાને નિષ્કપટભાવે અધીન થવાની, હૃદયના સર્વભાવે તેનો પાલવ પકડવાની, બચ્ચું જેમ સર્વભાવે માતાની કેડે વળગે તેમ શ્રદ્ધા વિશ્વાસ અને પ્રેમપૂર્વક ભગવાનમાં આત્મસંન્યાસ-આત્મસમર્પણ કરવાની પ્રતિપળની સહજ વૃત્તિ એટલે પ્રપત્તિ. આ શરણે હેવાની વૃત્તિ હૈયામાં ભગવાનને પ્રકટ કરે છે. અહંભાવને પીગળાવે છે. વિક્ષેપ અને આવરણનો ભંગ કરે છે. હૈયાની સૂક્ષ્મતમ સંસાર જૂની મલિનતાને ધુવે છે. ભગવાનની છબિને અંતરમાં તરતી કરે છે. જે પોતાની જાતને સરળભાવે ભગવાનને સુપ્રત કરે તે જન્મમરણના ઉપદ્રવોમાંથી બચી જાય છે. આમ ભગવાનના યથાર્થ નિ:શંક જ્ઞાન માટે ભગવદ્દાસક્તિ, યોગાભ્યાસ અને શરણાગતિ એ ત્રણ શરતો છે. જે આ ત્રણ શરતોને પૂરી કરે તે ભગવાનને જાણી શકે.

પ્રશ્ન ૨: વિજ્ઞાન સહિત જ્ઞાન એટલે શું? એ જાણ્યા બાદ જાણવા જેવું બીજુ કશુ બાકી રહેતુ નથી એટલે શું?

અહીં જ્ઞાન એટલે ભગવાનને લગતું જ્ઞાન એવો અર્થ છે. વિજ્ઞાન એટલે વિવિધ પદાર્થોને લગતું એટલે કે પ્રકૃતિ અને તેનાં કાર્યોને લગતું જ્ઞાન એવો અર્થ છે. અહીં ભગવાન જ્ઞાનની ભૂમિકાનો ક્રમ, સૂચિત કરે છે. ભગવાનનું પૂર્ણ જ્ઞાન થાય તે માટે પ્રકૃતિ અને તેના જ્ઞાનપૂર્વક જીવાત્માનું યથાર્થ જ્ઞાન થવું જોઇએ એવો નિયમ છે. અર્થાત પહેલાં પ્રકૃતિનાં કાર્યોનું જ્ઞાન, ત્યાર પછી સૌના મૂળ કારણરૂપ પ્રકૃતિનું યથાર્થ જ્ઞાન અને ત્યારબાદ પ્રકૃતિમાં ગુંચવાયેલ રહેતા જીવાત્માનું યથાર્થ જ્ઞાન થાય છે. આ જ્ઞાન યથાર્થ હોય તો ત્યાગમા પરિણમે. પ્રકૃતિ અને તેનાં કાર્યોનું સાચું જ્ઞાન પ્રકૃતિ અને તેનાં કાર્યોના પૂરા ત્યાગમાં પરિણમવું જોઇએ. એટલે કે અનાસક્તિમાં પરિણમવું ઘટે. ત્યારબાદ પ્રત્યક્ ચેતન-એટલે કે જીવાત્માનું યથાર્થ જ્ઞાન થાય છે. અને છેક છેવટે પ્રકૃતિ અને જીવાત્મા એ બન્નેથી પણ સૂક્ષ્મ, બન્નેના નિયંતા અને અધ્યક્ષ, સાક્ષી અને શાસ્તા પરમાત્માનું હૃદયની ગુહામાં યથાર્થજ્ઞાન પ્રકટે છે. આ પરમાત્માને લગતુ જ્ઞાન પ્રકૃતિ અને તેનાં કાર્યો તથા જીવાત્માના સાક્ષાત્કાર સિવાય સ્ફુરતું નથી એવો નિયમ છે. આથી ભગવાન અહીં વિજ્ઞાન સહિત જ્ઞાનનું પ્રવચન કરવાની પ્રતિજ્ઞા કરે છે.

પ્રકૃતિ જીવાત્મા અને પરમાત્માને જાણ્યા બાદ માણસે જાણવા જેવું કશું બાકી રહેતું નથી. એના સ્વાર્થ પૂરતા એટલા જ પદાર્થો જાણવા જેવા હતા. સામાન્ય રીતે સામાન્ય માનવી જે જાણે છે તે જાણવા જેવું જ નથી

હેતુ એ મિથ્યાજ્ઞાનનો સંગ્રહ હોય છે જે જાણવાથી જીવનમાં પરમાત્મભાવનું પ્રાકટ્ય ન થાય તે માણસે અને વિવેકી માણસે જાણવા જેવું નથી. જે જાણવા જેવું જાણી લે છે તેને માટે ન જાણવા જેવું અનન્ત બાકી રહે તોએ કશી ફીકર નથી જે જાણવા જેવું જ જાણતો નથી અને ન જાણવા જેવું અનન્ત જાણતો હોય તોપણ તે કશું જ જાણતો નથી તે દયાપાત્ર છે જાણવા જેવી હતી પોતાની જાત જાણવા જેવા હતા પોતની જાતમાં રહેલા પરમાત્મા એટલે પોતાનો જ પરમાત્મભાવ જાણવા જેવો હતો. જે તે જ ન જાણે તે આખી દુનિયાની પુસ્તકશાળા જાણતો હોય તોપણ મહામૂર્ખ છે કેમકે તેને માટે ભાવિ ભયંકર છે જે જાણવા જેવું જ જાણતો હોય તે કંઇ પણ ન જાણે તોપણ મહાપંડિત છે તેને માટે ભાવિ કલ્યાણકર છે આથી અહીં તો ટૂંકા જીવનમાં વ્યર્થજ્ઞાનનો-મિથ્યાજ્ઞાનનો નિરર્થક સંચય ન કરવા માટે પ્રભુનો આગ્રહ છે અને જે જાણવાથી જીવન ઉજ્જવલ બને છે તેટલું જ જાણી લઇ કરકસર કરી શક્તિનો સંચય કરી, આનન્દનો અનુભવ કરવા માટે પ્રભુનો આદેશ છે

પ્રશ્ન ૩. ભગવાનને લગતું જ્ઞાન દુર્લભ કેમ છે?

ભગવાનને લગતું જ્ઞાન તો દુર્લભ નથી પણ એને માટે જોઇતી લાયકાત મેળવવી મુશ્કેલ છે આ વિષયમાં માનવ ઇતિહાસ કૌતુકતમ છે નાનું બાળક ટીકડીના લોભે જેમ સોનાનું કંકણ ધરી દે છે તેમ નિઃસત્વ દુન્યવી પદાર્થોની લોલુપતાને વશ થઇને માનવજાતિમાંથી નવ્વાણું ટકા ભગવાનને છોડી દે છે આ દિશામાં માનવજાતિની સામુદાયિક પ્રગતિ નહીંવત્ છે ક્યાંક ક્યાંક વ્યક્તિગત પ્રગતિ અજન્મ જેવી હોય છે ભગવાન અને પદાર્થોના, માનવમતિ જે મૂલ્યાંકન આંકે તેના ઉપર આ પ્રશ્નના જવાબનો આધાર છે વિવેકી માનવ નિઃસત્વનો અલ્પ ત્યાગ કરીને પૂર્ણ સત્વનો મહા લાભ મેળવે છે અવિવેકી માનવ પૂર્ણ સત્વનો મહાત્યાગ કરી નિઃસત્વનો અલ્પ લાભ મેળવે છે દુનિયાના પદાર્થો નિઃસત્વ છે વિચાર દૃષ્ટિએ જોતા જે માનવ દુનિયાના તુચ્છ પદાર્થોનો ત્યાગ કરે છે તે તો તેની ભગવત્પ્રાપ્તિનો મહાલાભ જોતા અલ્પ ત્યાગ જ ગણાય! અવિવેકી પુરુષ પરમાત્મારૂપી મહાલાભને છોડી દુનિયાના નિઃસત્વ પદાર્થોનો સંગ્રહ કરે છે તો તેનો ત્યાગ મહાન ગણાય! છતાં તેની પ્રાપ્તિ નહીંવત્ ગણાય! આમ ભગવાનની પ્રાપ્તિ-તેને લગતું જ્ઞાન મુશ્કેલ નથી તેને માટેની લાયકાત મળવી મુશ્કેલ છે ભગવાન જેવા છે, જેવડા છે, જ્યાં છે-તે જાણવા માટે જે પરિશ્રમ વેઠવો પડે છે તે વેઠવાની દૃઢ શક્તિ અને નિશ્ચય થોડામાં હોય છે

પ્રશ્ન ૪ : પરા અને અપરા પ્રકૃતિને સ્પષ્ટપણે સમજાવશો ? એ બેની વચ્ચે તફાવત શો ?

પ્રકૃતિ એટલે અહીં ઉત્તરોત્તર સૃષ્ટિના કારણરૂપ ઈશ્વરીય નિર્માણશક્તિ એમ સમજવું. પરમાત્મા સમસ્ત શક્તિના પૂર્ણ ભંડાર છે. પરમાત્મા પોતે જ પોતાની અચિન્ત્ય, અકલ, અગમ્ય શક્તિદ્વારા ઉત્પત્તિ, સ્થિતિ, લયનું અનાદિ અને અનન્ત નાટક ભજવી રહ્યા છે. આથી અહીં ઈશ્વરીય સૃષ્ટિ નિર્માણ વગેરેની શક્તિ એટલે પ્રકૃતિ એમ જાણવું રહ્યું. પરમાત્મા સચ્ચિદાનન્દ રૂપ છે એટલે સમજવા ખાતર એમ કહી શકાય કે પરમાત્માના ત્રણ અંશ છે. એક સદંશ, બીજો ચિદંશ, ત્રીજો આનન્દ અંશ. આ પૈકી પરમાત્માના સદંશને જ સ્પષ્ટપણે વહન કરતી અને પ્રકટ કરતી શક્તિ તે અપરા પ્રકૃતિ. આ પ્રકૃતિ અપરા એટલે બીજા બેની દૃષ્ટિએ નિકૃષ્ટ–હીન પ્રકૃતિ છે. કેમકે એ સદંશને જ ફક્ત પ્રકટ કરતી પ્રકૃતિમાં જાણે ચિદંશ અને આનંદાંશ તિરોહિત જેવો છે. આથી તે કેવળ ભોગ્ય શક્તિ છે. જડ છે. દૃશ્ય છે. પરાર્થ છે. આ કેવળ ભોગ્યત્વ, દૃશ્યત્વની દૃષ્ટિએ અપરા પ્રકૃતિ હીન ગણાય છે. આ ઉપરાંત આ ભોગ્ય અપરા શક્તિને ભોગવનારી, તેના ઉપર આધિપત્ય ભોગવનારી, તેને પ્રેરનારી, તેનાથી સ્વરૂપે અને સ્વભાવે ગુણે અને કર્મે ભિન્ન એવી પરમાત્માની જીવાત્મા રૂપી ચિત્ શક્તિ છે તે પરાપ્રકૃતિ છે. જીવાત્મા રૂપી આ પરાશક્તિ પરમાત્માના સત્ અને ચિત્ અંશને સ્પષ્ટપણે વહન કરનારી અને પ્રકટ કરનારી હોય છે. આ પરાશક્તિને લઈને જગતનું ધારણ પોષણ થાય છે. આ પરાશક્તિ ન હોય તો જગત ગબડી પડે. આમ પરમાત્માના સચ્ચિદંશને વહન કરતી જીવાત્મા નામની પરમાત્માની પરાપ્રકૃતિ ભોક્તા હોવાને લઈને, ચેતન હોવાને લઈને, અપરાથી ઉત્કૃષ્ટ છે. આ જ છે બેની વચ્ચે તફાવત. પરમાત્મામાં સચ્ચિદાનંદ રૂપ ત્રણેય અંશ સદૈવ નિરન્તર અનાદિ અને અનંત કાળથી સ્વતઃ સિધ્ધ છે.

પ્રશ્ન ૫ : પરા અને અપરા પ્રકૃતિમાંથી પ્રાણીમાત્ર પેદા થાય છે અને ભગવાન કહે છે કે હું જગતના જન્મ વગેરેનું કારણ છું. તો એ ગૂંચવણભર્યા વિરોધને કેવી રીતે ટાળવો ?

યેનિ છે. પરંતુ આ બન્ને પ્રકૃતિનું સ્વતંત્ર કોઈ અસ્તિત્વ જ નથી. એ બન્ને શક્તિઓ એ શક્તિના પૂર્ણ માલિક પરમાત્માની શક્તિઓ છે અને શક્તિ શક્તિમાનથી જુદી કે સ્વતંત્ર અસ્તિત્વવાળી હોતી નથી. આથી અંતે એ બન્નેય શક્તિ પરમાત્માની હોવાને લઈને અને તેની સંપૂર્ણ અધ્યક્ષતા હેઠળ, તેની પ્રેરણા, ઇચ્છા અને કાબૂ નીચે પ્રવર્તતી હોઈને ઈશ્વર તો એ શક્તિમાન પરમાત્મા જ સ્થાવર જંગમ ભૂતમાત્રની યેનિ છે. આથી સમસ્ત વિશ્વનું કારણ-જન્મ વગેરેનું કારણ હું છુ એમ કહે છે ત્યારે કશીય વિરોધી વાત નથી કરતા પણ અત્યંત સત્યવાદી વાત કહે છે. ઊલટું પ્રકૃતિ પરમાત્માને અધીન હોઈને ફાવે તેમ વિના શાસને કે વિના નિયમે પ્રવર્તતી નથી પણ અગાધઅેય પરમાત્માના નિયમન નીચે સદા સર્વથા સર્વત્ર પ્રવર્તે છે. અને આથી પરમાત્મા જ ઈશ્વર સ્થાવર જંગમના નિયન્તા અને અન્તર્યામી છે એ વાત એમાંથી ફલે છે. વિવેકીને માટે આ શ્લોકમાં તો પૂર્ણ પ્રપત્તિનું બીજ રહેલું છે.

પ્રશ્ન ૬: ભગવાનમાં બધુ ઓતપ્રોત છે એટલે શું?

ભગવાન કરતાં પર એવું બીજુ, ભગવાનનુ પણ ભગવાન થઈ બેસે એવું કશું નથી. કેમકે ભગવાન જ સૌનું કારણ છે. ભગવાન સિવાયનું બધું જ ભગવાનનું કાર્ય છે. આથી સર્વકાર્યનુ એક માત્ર કારણ હોવાથી ભગવાન કરતાં પર બીજું કશું હોઈ શકતુ નથી. ભગવાન સૌનું કારણ હોઈને તે જ સૌનો આત્મા છે એટલે કે સ્વરૂપ છે. અન્તરાત્મા છે. અને સૌનો અન્તરાત્મા આંતર સ્વરૂપ હોઈને જ કોઈ એના વિના ટકી શકતુ નથી આથી જ સૌ જીવ ભગવાનમાં ઓતપ્રોત છે. જેમ અનેક પ્રકારના, વિવિધ વર્ણ અને આકૃતિવાળા મણિ, સૂત્રમા પરોવાયેલા હોઈને સૂત્ર જ તેનુ ધારણ કરે, છે, સૂત્ર વિના તે વિખેરાઈ જાય, તેમ સૌના આત્મારૂપ પ્રભુ રૂપી સૂત્રમાં આ ચરાચર જગત ઓતપ્રોત છે, તેના વિના એ વેરાઈ જાય, નાશ પામી જાય, અર્થાત્ સ્વરૂપ વિના અસ્તિ સંભવે જ નહીં. આથી ભગવાનની અસ્તિએ આ આખુ જગત અસ્તિવાળું છે; અને આથી જ ભગવન્મય છે, ભગવત્પ્રાણ છે. ભગવાનમાં વણાયેલું છે. ભગવદાધારે છે. એનું જ નામ બધું ભગવાનમાં ઓતપ્રોત એમ છે.

પ્રશ્ન ૭: પાણીમાં હું રસ છું, સૂર્યચન્દ્રમાં હું પ્રભા છું-એમ ભગવાન કહે છે તો એનો શો આશય?

જેને લઇને જેનું સ્વરૂપ બને, જે ટકે, તે તેનો આત્મા કહેવાય, જીવાતુ ગણાય. પાણીનું પાણીપણું તેના રસમાં છે, સૂર્ય અને સોમનું સૂર્ય અને સોમપણું તેની પ્રભાને લઇને છે આમ રસ વગેરે તે તે વસ્તુનો આત્મા છે. આ તો ફક્ત ઉપલક્ષણ છે. ભગવાન જ્યારે પાણીનો રસ હું છું, એમ કહે છે ત્યારે પાણી વગેરેનું આંતર તત્ત્વ-જેના વિના તેની અસ્તિ હોય જ નહીં–તે હું છું, એમ કહે છે. અને તે દ્વારા નામરૂપના સંપુટમાં ભરેલું–ઓતપ્રોત રહેલું–પરમતત્ત્વ હું છું એમ સૂચવી વસ્તુમાત્ર પ્રભુમય છે તેના વિનાની કણિકા-અણુ પણ નથી એમ કહે છે. સૌમાં સર્વાત્મા રૂપ પ્રભુનો સદ્ભાવ જે સમજી શકે છે. તેનું જીવન ઉજ્જવલ થઇ૨ છે. આ છે આશય.

**પ્રશ્ન ૮: ધર્મથી વિરુદ્ધ ન હોય એવો કામ એટલે શું ?**

કામ એટલે અભિલાષ. ઇચ્છા. પ્રાણીના મનમાં સ્વતઃ ઉદ્ભવતી ઇચ્છા એટલે કામ. આ ઇચ્છા હોવી એ બૂરી ચીજ નથી. પણ એ ઇચ્છા ધર્મના અંકુશ હેઠળ વર્તતી હોવી ઘટે. અધર્મથી વીંધાયલી નહીં. માણસને પોતાની પત્ની, પુત્ર, ઘરબાર વગેરેને લગતી કુદરતી ઇચ્છા હોય છે. તેની આ બધાને વિષય કરતી ઇચ્છા ધર્મના વર્તુળમાં હોવી ઘટે. ધર્મ એટલે કે વ્યક્તિ અને સમાજને ધારણ કરી રાખે, ઉત્તરોત્તર ટકાવી રાખે, વ્યક્તિ કે સમાજના જીવનને તોડી ન નાંખતાં પ્રવાહ રૂપે ચલાવી ઉંચે લઇ જાય એવા નીતિનિયમોનું પાલન. આ નીતિનિયમોનું શક્તિ અનુસાર પણ ચીવટપણે પાલન થાય એ રીતે ઇચ્છાને તોપવી એનું નામ ધર્માવિરુદ્ધ કામ છે. અને આ જાતની ઇચ્છા એ ભગવાનનું સ્વરૂપ છે. કેમકે તેમાં ભગવાનને ઇષ્ટ એવું સર્જનનું બીજ રહેલું છે. બીજી રીતે કહીએ તો મિથ્યાચાર, અત્યાચાર હીનાચાર સિવાયના સદાચાર સાથે બંધબેસતી ઇચ્છા એ ભગવાનનું સ્વરૂપ છે.

**પ્રશ્ન ૯: સાત્વિક વગેરે ભાવો મારામાંથી જ થાય છે. હું તેમનામાં નથી, તેઓ મારામાં છે એવું ભગવાન કહે છે. તેનું રહસ્ય શું ?**

સાત્વિક, રાજસ અને તામસ ભાવો એટલે ચેતન અચેતન સમસ્ત પદાર્થો. એ તમામ પદાર્થોનું કારણ પરમાત્મા છે. કારણ રૂપે જ કાર્યની સ્થિતિ હોઇ શકે છે, કારણ સિવાય કે કારણથી ભિન્ન કાર્યનું અસ્તિત્વ જ નથી અર્થાત્ તમામ પદાર્થોનું કારણ પરમાત્મા હોઇને પરમાત્મા જ તેમની ઉત્પત્તિ વગેરેનું એક માત્ર બીજ છે. આથી મારામાંથી જ આ ભાવો થાય છે, એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે સૃષ્ટિમાત્રનું એક માત્ર કારણ

ભગવાન જ છે અને બીજુ કશુય નથી એમ કહેવા માગે છે ભગવાન તેમનામા નથી એટલે કે તેમને આધારે નથી કાર્ય કારણને આધારે જીવે છે કારણ કાર્યના આધારે નહિ કાર્યના અભાવમા પણ કારણ વર્તી શકે છે કારણના અભાવમા કાર્ય નહીં આથી રહસ્ય તો એ છે કે સ્થાવર જંગમ કાર્યના કારણ રૂપ પરમાત્મા સૃષ્ટિ પ્રકટ ન હતી ત્યારે પણ હતા ભાવિમા પણ હશે અત્યારે તો છે જ આથી કારણરૂપ પરમાત્મા કાર્યના ઉપર જીવતા ન હોઈને તેનુ અસ્તિત્વ સ્વતત્ર છે તેના આધારે જગત જીવે કેમકે કાર્ય હમેશા કારણાધાર જ હોય છે આમ પ્રભુ સર્વનુ કારણ છે એ એક જ કારણ છે અને સૌના અસ્તિત્વ વગેરેનો આધાર એના ઉપર છે એનો આધાર કોઈના ઉપર નથી અર્થાત્ પરમાત્મા સ્વમહિમ પ્રતિષ્ઠિત છે એનો મહિમા આગતુક નથી સ્વયસિદ્ધ છે જગતની રોનક જગતને પ્રભુ પાસેથી ઉછીની મળેલી છે

પ્રશ્ન ૧૦ ભગવાનને કોઈપણ કેમ જાણી શકતુ નથી ?

ભગવાનને કોઈ નથી જાણતુ એનુ કારણ મોહ છે મોહને લઈને, પ્રભુ સર્વત્ર હાજર છે છતા એને કોઈ જાણી શકતુ નથી શરીર, ઇન્દ્રિય મન વિષયરૂપે પરિણમેલી ત્રિગુણમયી માયાને લઈને આખુ જગત મોહિત થેલુ છે મોહ એટલે અવિવેક અજ્ઞાન ઊધી સમજ આત્મા શરીર વગેરેથી ભિન્ન છે સર્વ રીતે વિલક્ષણ છે આત્મા અને અનાત્માના ગુણધર્મો એક એકબીજાથી તદ્દન ભિન્ન છે તેમને એક બીજા સાથે કશી લેવાદેવા નથી છતાં એકબીજાના ગુણધર્મોનુ એકબીજાના ઉપર આરોપણ કરીને જગત વર્તે છે તેથી એ બધાથી ભિન્ન જે પરમાત્મા તેનુ સ્વરૂપ જ્ઞાન થતું નથી ભગવાનનુ જ્ઞાન દુર્લભ નથી મોહને મારવો મુશ્કેલ છે મોહને નાશત કરવા જે દૃઢ નિશ્ચયી થાય તે જો યોગ્ય દિશામાં યોગ્ય પ્રયત્ન કરે ભગવાનની કૃપાથી ભગવાનને તે જાણી જોઈ માણી શકે

પ્રશ્ન ૧૧ મારે જ શરણે આવનારા માયાને તરે છે તો તે શરણ એટલે શુ ? અને ભગવાનને શરણે જવા ઇચ્છનાર તેમ કેવી રીતે કરી શકે ?

ભગવાન એટલે પરમાત્મા તેનુ શરણ એટલે પ્રપત્તિ એટલે કે શ્રધ્ધા ને ભક્તિભાવે ભગવાનનું ભજન અર્થાત્ ભગવાનની જ આજ્ઞાનુ પાલન કહે તેમ જ કરવુ ટૂકમા અનાત્માના શાસનને મચક ન આપતા દૃઢ ભાવે આત્માના શાસનને જ વળગી તે પ્રમાણે વર્તવુ બાળક જેમ માતાના, તેમ પૂર્ણ શ્રધ્ધા અને ભક્તિભાવપૂર્વક પરમાત્માના ખોળામા જાતને સોંપી,

ભૂતકાળને વીસરી, વર્તમાનને સહન કરતા રહી, ભાવિનું સ્મરણ પણ ન કરતાં, પ્રતિપળ પરમાત્માની યમનિયમ વગેરેની આજ્ઞાનું અલંગપણે ચીવટાઇથી પાલન એટલે શરણ. આ રીતે માયિક પદાર્થોની વચ્ચે વસતો છતાં ભગવત્ પ્રપન્ન પુરુષ ભગવાનની કૃપાથી તે તે પદાર્થોના પ્રભાવથી પ્રભાવિત થતો નથી. આજ વાત બીજી રીતે સમજી લઇએ. પરમાત્માને મહાન લોહચુંબક જેવો સમજીએ. જીવાત્મારૂપી લોખંડી રજકણ જેટલી પરમાત્માથી દૂર થાય તેટલી તેની આકર્ષણ શક્તિ ઓછી અસર કરે. એ જેટલો તેની નજીક પડે તેટલી તેની—પરમાત્માની શક્તિ તેનામાં વધારે સંક્રાન્ત થાય. અને પ્રકૃતિનો પ્રભાવ તેટલો ઓછો પડે. જ્યારે પરમાત્મારૂપી મહાન શક્તિશાળી લોહચુંબકની છેક નજીક આ જીવરૂપી લોખંડી રજકણ પહોંચે ત્યારે તેની સમસ્ત શક્તિ તે રજકણમાં પણ આવી જાય છે. તેના પ્રભાવે તે પ્રકૃતિને પરાસ્ત કરી શકે છે. આ છે રહસ્ય.

પ્રશ્ન ૧૨ : ભગવાનનો પાલવ ઝાલવામાં આડે આવનારાં કોણ છે?

ભગવાનના ભજનમાં અનેક અંતરાયો આવીને ઊભો છે. જે માણસો વિવેકશૂન્ય હોય, પાપમાં રચ્યાપચ્યા રહેતા હોય, માયા જેનાં જ્ઞાનને ચોરી ગઇ હોય અને જેઓ આસુરી ભાવોનો આશ્રય લઇ વર્તતા હોય તેઓ મનુષ્યોમાં અધમ છે. તેઓ ભગવાનનો પાલવ પકડી શકતા નથી. અર્થાત્ વિવેકશૂન્યતા, પાપપ્રેમ, માયાપરવશતા અને આસુરી ભાવમાં રમણ—આટલી ચીજો ભગવાનના ભજનમાં આડે આવે છે. આટલાં વાનાં જેનામાં હોય તે નરાધમ છે. તે પૈકી વિવેકશૂન્યતા એટલે કર્તવ્ય—અકર્તવ્ય બુદ્ધિનો વિરહ. મનુષ્યને મનુષ્ય હોઇને શું કરવા જેવું છે, શું કરવા જેવું નથી એનો સ્પષ્ટ નિશ્ચય ન હોય તો ઘણે ભાગે મનુષ્ય ન કરવાનું જ કરતો રહે છે, અને કરવાનું તેટલું જ વિસરતો રહે છે. કેવળ કર્તવ્યમાં નિરત મનુષ્ય તો એક મહાઆશ્ચર્ય છે. મુક્તિની ઘણી નજીક આવી રહેલા મહાત્મા પુરુષો કર્તવ્યપરાયણ હોય છે. આથી કર્તવ્ય અને અકર્તવ્યના સ્પષ્ટ નિશ્ચય બાદ કર્તવ્યમાં જ એકનિષ્ઠા અને અકર્તવ્યમાંથી એકાન્ત વિમુખતા ભગવાનનો પાલવ પકડનારમાં હોય છે. એનાથી ઉંધું ભગવાનથી દૂર થયેલા એને પ્રતિપળ થતા માનવમાં હોય છે. પાપપ્રેમ એટલે દૂષિત કર્મોમાં પ્રીતિ. એટલે કે અકર્તવ્યમાં નિષ્ઠા. એના જ પરિણામરૂપ છે માયા પરવશતા. માયા એટલે દેહ ઇન્દ્રિયરૂપે પરિણમેલી પ્રકૃતિ. અવિવેક અને પાપ રતિને લઇને માયામાં દિનરાત ફસાયેલો રહેતો જીવાત્મા પોતાનું હિત પણ વિચારી શકતો નથી. એની સ્વહિત ચિન્તન કરવાની વિવેકશક્તિ એટલી તો માંદી પડી

જાય છે કે માયા જ પોતાનું નિજરૂપ છે એવી ગાઢ પ્રતીતિ જ તેનું જીવનદર્શન બની જાય છે. આનું પરિણામ અધઃપાત છે. માયા જેનું વિવેક જ્ઞાન ચોરી જાય છે તેના જેવો ગરીબ અને દરિદ્રી, અભાગી અને દયાપાત્ર કોઇ નથી. આવા માણસોનું આખું ય જીવન ઇન્દ્રિયોની લપટતામાં જ પસાર થાય છે સ્વના સાંકડા પ્યાલાથી પર તેનાથી થવાતુ જ નથી. આથી સ્વાર્થમાં જ તેને સર્વસ્વ જણાય છે. અને પરિણામે તે ભગવાનથી ખૂબ દૂર થાય છે. આ અંતરાયોને લઇને ભજનીય ભગવાનનું ભજન કરવા એ અસમર્થ થાય છે.

**પ્રશ્ન ૧૩:** ચાર જાતના જીવો ભગવાનને ભજે છે તો તે ચારેનાં લક્ષણો શું અને તેમની વચ્ચે તફાવત શો?

ભગવાનના ચાર જાતના ભક્તો છે આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની. આ ચારે વચ્ચે એક લક્ષણ સામાન્ય છે. અને તે પુણ્યશીલતા ભક્તિ અને પુણ્યશીલતા એક બીજાને માટે અનિવાર્ય છે. આથી સૌમાં પુણ્યનિષ્ઠા સામાન્ય છે. તે સિવાય સૌની ભક્તિમાં પ્રેરક આશયનો ભેદ હોય છે. આર્ત ભક્તમાં ભક્તિનો પ્રેરક હેતુ આર્તિ હોય એટલે અસહ્ય દુઃખ વેદના. પછી તે ગમે તે કારણે થઇ હોય. અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવના ઉપર જ્યારે દુઃખના ડુંગર તૂટી પડે, તે અસહાય બની જાય, કોઇ તેનો ત્રાતા ન રહે, સૌ ઉપાયો કરતાં છતાં જ્યારે તેને કયાયે ચેન ન પડે, તે લાચાર અને દુન્યવી શરણ હીન બની જાય ત્યારે નિખિલ જગતના તાત, અશરણ શરણ, અનાથના નાથ, સર્વ દુઃખભંજક, પરમ કારુણિક, આર્ત પોકારની જ જાણે રાહ જોઇને બેઠેલા પરમપિતાને પોકારે છે. આ પોકારમાં પથ્થરને પણ પીગળાવનારી વેદના હોય છે. આવા વેદનામય પોકારથી પ્રભુ તેવા જીવને તરત રાહત આપે છે. તેને દુઃખોદધિમાંથી ઉગારે છે. દરેક ભક્ત, જીવનની એકાદ ભૂમિકાએ આ અનુભવમાંથી સામાન્ય રીતે પસાર થાય છે. તપાયેલું સોનુ વધારે શુદ્ધ અને કિંમતી બને છે. આર્ત ભક્ત જ્યારે પ્રભુને જ પોકારે છે ત્યારે પ્રભુ જરૂર પ્રકટ થાય છે. ભક્ત હૃદયનો આ સર્વકાલીન અનુભવ છે. આ ઉપરાંત જિજ્ઞાસુ જીવ ભગવાનનો ભક્ત થાય છે, જિજ્ઞાસુ એટલે આત્મજ્ઞાન મેળવવાનો ગરજુ. આત્માને લગતી તીવ્ર જિજ્ઞાસા અને સામાન્ય રીતે આત્મતત્ત્વની દુર્બોધિતા—એ બેમાંથી ઘર્ષણ ઉત્પન્ન થાય છે, આત્માના જ્ઞાન વગર ચેન ન પડે અને આત્મનું વાસ્તવિક રહસ્યજ્ઞાન સાંપડે નહીં. તે વેળા જે મંથન પેદા થાય છે તે આ

તુફાન જેવું હોય છે. તે વેળા જ્યારે ચારે કોર ગાઢ અંધારું માલમ પડે, પ્રકાશનું એકે કિરણ એકે દિશામાં ન દેખાય ત્યારે તેવો જીવ ભગવાનને શરણે જાય છે. ભગવાનને શરણે પડેલા, આવા મંથનાનુભવી અને અદમ્ય તીવ્રતમ જીજ્ઞાસાવાળા જીવના ઉપર કૃપાવર્ષી પ્રકાશ સ્વરૂપ ભગવાન કૃપા કરીને તેને જ્ઞાન જ્યોતિથી સળગાવે છે, તેના અંતરના ક્લેશને દગ્ધ કરે છે. તેના આત્મજ્ઞાનને નિત્યોદિત કરે છે. આત્મજ્ઞાનના અગાધ સાગરમાં, છેવટે તેને નિષ્ણાત અને નિમગ્ન બનાવે છે આત્માનુ જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા એજ આવી ભક્તિમા પ્રેરક હોય છે. આ ઉપરાંત ભક્તનો એક પ્રકાર અર્થનો ગરજુ હોય છે. અર્થ એટલે સુખ અને તેનાં સાધનો. તેની પ્રાપ્તિ માટે વલખા મારતો જીવ વાણીઆ વૃત્તિથી ભગવાનનો પાલવ પકડે છે. તેની ભક્તિ લોભગર્ભા હોય છે. સામાન્ય માનવ સમુદાય આ માર્ગનો પ્રવાસી હોય છે. બાધા રાખીને ભગવાનને ભજનારાઓની સંખ્યા હંમેશાં વધારે

અને આથી જ્ઞાની ભક્ત ભગવાનની ભક્તિ સિવાય ટકી શકતો નથી. બીજા ભક્તો ભગવાનને સકારણ ભજે છે જ્ઞાની ભક્ત જ્ઞાની હોઈને જ નિષ્કારણ ભજન કરે છે. અને આ દૃષ્ટિ અને તેમાંથી ફળતી જીવન નિષ્ઠાને લઈને જ્ઞાની ઈતર ભક્તો કરતાં ચડીઆતો હોય છે. સંકુચિત સ્વાર્થ આત્મરુંધનનું ચિહ્ન છે. શુદ્ધ સ્વાર્થ આત્માના બેહદ વિકાસનું લક્ષણ છે. બીજા ભક્તોમાં સંકુચિત અને મોહવિધ્ધ સ્વાર્થનો સદ્ભાવ હોય છે. જ્ઞાનીમાં શુધ્ધ સ્વાર્થનો જ્ઞાનમય સદ્ભાવ હોય છે. આથી જ્ઞાની ચડીઆતો હોય છે.

**પ્રશ્ન ૧૫:** બધું વાસુદેવ જ છે એવી આંતર સમજ કોને કેવી રીતે મળે?

બધું ભગવાન જ છે એવી હૃદયની સમજ જ્ઞાનીને શરણાગતિ દ્વારા મળે છે. વસ્તુમાત્રમાં છૂપાયેલા પ્રભુને જોવાની લાયકાત નિર્દોષ પવિત્રતામાંથી જન્મે છે. જ્યારે ભક્ત-જ્ઞાની ભક્ત હૃદયના નિખાલસ ભાવથી, નિઃસંકોચપણે કેવળ સરળતાથી અને ગાઢ પ્રેમથી, શ્રદ્ધા અને વિશ્વાસથી, માતાના ખોળામાં જેમ બાળક તેમ, પ્રભુના ખોળામાં પોતાના આત્માને મૂકે છે ત્યારે પ્રભુની કૃપાથી જન્મજન્માન્તરના, ચિત્તમાં સંચિત થઈને દર્ગાહામ પડી રહેલા, અને આત્મપ્રકાશને રૂંધતા અજ્ઞાન, રાગદ્વેષ વગેરે બધા મેલો પીગળે છે. એ પીગળતા મેલો અશ્રુવાટે બહાર નીકળી હૃદયને ચોખ્ખું કુલીન મણિ જેવું બનાવે છે. રાગદ્વેષાદિ મેલરૂપી સંસાર આમ દિન પ્રતિદિન, પળ પ્રતિ પળ, ધોવાતાં, ચોખ્ખાં થતાં જતાં, અંતરમાં પ્રેમની પરમ વિહ્વળતાનો ઉદય થવા માંડે છે. ભગવાનના મહામહિમાના દર્શનનો આરંભ થવા લાગે છે. અને પ્રિયતમ પરમાત્માના સાક્ષાત્ દર્શન મેળવવા માટેની એ દિવ્ય બેચેની પ્રકાશના કિરણના વેગે વધતી જાય છે. ગોપીની માફક ભક્ત હૃદય પોકારે છે– **दयित! दृश्यतां दिक्षु तावकास्त्वयिधृतासवः त्वां विचिन्वते;** ગોપીની પરિભાષામાં જ તેનું હૃદય પ્રતીતિ મેળવતું જાય છે કે:– **न खलु गोपिकानन्दनो भवान् निखिलदेहिनां अंतरात्मदृक्**. આ પ્રતીતિમાંથી પરમ પ્રેમાસ્પદ પરમાત્માને મેળવવામાં અંતરાયરૂપ બનતાં પદાર્થ માત્રનો ત્યાગ શરૂ થાય છે. અને છેવટે ત્યાગની મહામાત્રાથી પરમપુષ્ટ થયેલાં અંતરાત્માવાળો જીવ ભગવત્પ્રપન્ન થાય છે. પ્રપત્તિથી આ બધું વાસુદેવ જ છે એવી પ્રતીતિ દૃઢ થાય છે. અને એ સિવાયના દર્શનના સંસ્કારો સાફ

તુફાન જેવું હોય છે. તે વેળા જ્યારે ચારે કોર ગાઢ અંધારું માલમ પડે, પ્રકાશનું એકે કિરણ એકે દિશામાં ન દેખાય ત્યારે તેવો જીવ ભગવાનને શરણે જાય છે. ભગવાનને શરણે પહોંચેલા, આવા મંથનાનુભવી અને અદમ્ય તીવ્રતમ જીજ્ઞાસાવાળા જીવના ઉપર કૃપાવર્ષી પ્રકાશ સ્વરૂપ ભગવાન કૃપા કરીને તેને જ્ઞાન જ્યોતિથી સળગાવે છે. તેના અંતરના ક્લેશને દગ્ધ કરે છે. તેના આત્મજ્ઞાનને નિત્યોદિત કરે છે. આત્મજ્ઞાનના અગાધ સાગરમાં, ઉંચરે તેને નિષ્ણાત અને નિમગ્ન બનાવે છે. આત્માનુ જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા એજ આવી ભક્તિમા પ્રેરક હોય છે. આ ઉપરાંત ભક્તનો એક પ્રકાર અર્થાર્થીનો ગણ્યુ હોય છે. અર્થ એટલે સુખ અને તેનાં સાધનો. તેની પ્રાપ્તિ માટે વલખા મારતો જીવ વાણીઆ વૃત્તિથી ભગવાનનો પાલવ પકડે છે. તેની ભક્તિ લોભગર્ભા હોય છે. સામાન્ય માનવ સમુદાય આ માર્ગનો પ્રવાસી હોય છે. બાધા રાખીને ભગવાનને ભજનારાઓની સંખ્યા હંમેશાં વધારે હોય છે. જગત્ પિતા પોતાના આવા સંતાનોની કામનાને પણ સદા પૂર્ણ કરે છે. તે તેની મહત્તા અને મહિમા છે જીવમાત્રની સુખલાલસા જો યોગ્ય હોય તો–ધર્મથી અવિરુદ્ધ હોય તો તે ભગવાન પૂરે છે. ભગવાનનો સર્વશ્રેષ્ઠ ભક્ત તે જ્ઞાની છે. તેની ભક્તિ જ્ઞાનમાંથી જન્મેલી હોય છે. તેની ભક્તિમાં જ્ઞાનનાં મૂલ્યાંકન હોય છે. ભગવાનને પૂરો જાણવાથી ભગવાનની ભક્તિ સ્વયમેવ થાય છે. એ ચીજ જ એવી છે. પ્રેમ સ્વરૂપ ભક્તિ નિર્હેતુક હોય છે. ભગવાન કોઇપણ હેતુ સિવાય ભજવા જેવો પદાર્થ છે માટે જ તેને ભજવો એ જ્ઞાનીનું દર્શન હોય છે. ભાગવતકારે એક જ શબ્દમાં જ્ઞાની કેમ ભગવાનને ભજે છે તે સ્પષ્ટ કર્યું છે કે **इत्थंभूतगुणो हरिः** ભજ્યા સિવાય રહેવાતું નથી માટે જ ભજવું એ જ્ઞાનીનું જીવન દર્શન છે.

પ્રશ્ન ૧૪: જ્ઞાની કઇ દૃષ્ટિએ સૌથી ચઢીઆતો ગણાય છે?

આર્ત વગેરે ત્રણ પ્રકારના ભક્તોની ભક્તિ કોઇકિના કોઇક હેતુપૂર્વકની ભક્તિ હોય છે. જ્ઞાનીની ભક્તિ નિર્હેતુક હોય છે. જ્ઞાની ભગવાનને ભજે છે કેમકે તેને ભગવાન ભજવા જેવો પદાર્થ સમજાય છે. તેણે ભગવાનના ખરાં મૂલ્ય આંક્યાં હોય છે આથી કોઇ પણ પ્રકારના લોભ કે સ્વાર્થ કે બીજા કોઇ હેતુપૂર્વક જ્ઞાની ભગવાનને ભજતો નથી તેની ભક્તિ એક નિષ્ઠ હોય છે. તેને ભગવાન જ પરમ પ્રેમાસ્પદ લાગે છે. અને તેથી તે ભગવાન સિવાય ક્યાંયે પ્રેમ રાખી શકતો નથી. ભગવાન જ્ઞાનીનો અને જ્ઞાની ભગવાનનો આત્મા હોય છે. અને આત્મા એટલે સ્વરૂપ સ્વરૂપ સિવાય રહી શકાતું નથી.

અને આથી જ્ઞાની ભક્ત ભગવાનની ભક્તિ સિવાય ટકી શકતો નથી. બીજા ભક્તો ભગવાનને સકારણ ભજે છે જ્ઞાની ભક્ત જ્ઞાની હોઇને જ નિષ્કારણ ભજન કરે છે. અને આ દૃષ્ટિ અને તેમાંથી ફળતી જીવન નિષ્ઠાને લઇને જ્ઞાની ઇતર ભક્તો કરતાં ચડીઆતો હોય છે. સંકુચિત સ્વાર્થ આત્મસંકોચનનું ચિહ્ન છે. શુદ્ધ સ્વાર્થ આત્માના બેહદ વિકાસનું લક્ષણ છે. બીજા ભક્તોમાં સંકુચિત અને મોહવિષ્ઘ સ્વાર્થનો સદ્ભાવ હોય છે. જ્ઞાનીમાં શુધ્ધ સ્વાર્થનો જ્ઞાનમય સદ્ભાવ હોય છે. આથી જ્ઞાની ચડીઆતો હોય છે.

**પ્રશ્ન ૧૫: બધું વાસુદેવ જ છે એવી આંતર સમજ કોને કેવી રીતે મળે?**

બધું ભગવાન જ છે એવી હૃદયની સમજ જ્ઞાનીને શરણાગતિ દ્વારા મળે છે. વસ્તુમાત્રમાં છૂપાયેલા પ્રભુને જોવાની લાયકાત નિર્દોષ પવિત્રતામાંથી જન્મે છે. જ્યારે ભક્ત–જ્ઞાની ભક્ત હૃદયના નિખાલસ ભાવથી, નિઃસંકોચપણે કેવળ સરળતાથી અને ગાઢ પ્રેમથી, શ્રદ્ધા અને વિશ્વાસથી, માતાના ખોળામાં જેમ બાળક તેમ, પ્રભુના ખોળામાં પોતાના આત્માને મૂકે છે ત્યારે પ્રભુની કૃપાથી જન્મજન્માન્તરના, ચિત્તમાં સંચિત થઇને ઠર્યાઠામ પડી રહેલા, અને આત્મપ્રકાશને રુંધતા અજ્ઞાન, રાગદ્વેષ વગેરે ખંધા મેલો પીગળે છે. એ પીગળતા મેલો અશ્રુવાટે બહાર નીકળી હૃદયને ચોક્ખું કુલીન મણિ જેવું બનાવે છે. રાગદ્વેષાદિ મેલરૂપી સંસાર આમ દિન પ્રતિદિન, પળ પ્રતિ પળ, ધોવાતાં, ચોક્ખાં થતાં જતાં, અંતરમાં પ્રેમની પરમ વિહ્વળતાનો ઉદય થવા માંડે છે. ભગવાનના મહામહિમાના દર્શનનો આરંભ થવા લાગે છે. અને પ્રિયતમ પરમાત્માના સાક્ષાત્ દર્શન મેળવવા માટેની એ દિવ્ય ખેંચેની પ્રકાશના કિરણના વેગે વધતી જાય છે. ગોપીની માફક ભક્ત હૃદય પોકારે છે– दयित! दृश्यतां दिक्षु तावकास्त्वयिधृतासवः त्वां विचिन्वते। ગોપીની પરિભાષામાં જ તેનું હૃદય પ્રતીતિ મેળવતું જાય છે કે:–न खलु गोपिकानन्दनो भवान् निखिलदेहिनां अंतरात्मदृक्। આ પ્રતીતિમાંથી પરમ પ્રેમાસ્પદ પરમાત્માને મેળવવામાં અંતરાયરૂપ બનતા પદાર્થ માત્રનો ત્યાગ શરૂ થાય છે. અને છેવટે ત્યાગની મહામાત્રથી પરમપુષ્ટ થયેલાં અંતરાત્માવાળો જીવ ભગવત્પ્રપન્ન થાય છે. પ્રપત્તિથી આ બધું વાસુદેવ છે એવી પ્રતીતિ દૃઢ થાય છે. અને એ સિવાયના દર્શનના સંસ્કારો

થઇ જાય છે. આ પ્રયોગ જન્મજન્માન્તરે પણ પૂર્ણ થાય! આવો સર્વાત્મદર્શી ભક્ત સુદુર્લભ હોય એમાં નવાઇ નથી. કેમકે એને માટે જોઇતી પવિત્રતા અને અન્ય ગુણોની સ્થિર ભૂમિકા મેળવવી દોહ્યલી છે.

**પ્રશ્ન ૧૬ : પરમાત્માને છોડીને બીજા ક્ષુદ્ર દેવતાને લોકો કેમ ભજે છે?**

પ્રાણીમાત્રનું અતઃકરણ-ચિત્ત અનન્ત વાસનાઓના ચિત્રપટ જેવું હોય છે. પ્રતિપળ તેમાંથી અનન્ત કામનાઓના અંકુરો ફુટયે જ જાય છે. તે તે કામનાની વૃત્તિ સાથે તદ્રૂપ બનતો જીવાત્મા તે તે કામની પૂર્તિ માટે પ્રયત્ન કરે છે. અને એ કામનાની પૂર્તિ માટે પોતાનાથી વધારે શક્તિમાન લાગતા એવા ક્ષુદ્ર દેવોને એ ભજે છે આનું કારણ એટલું જ છે કે તેમનું વિવેકજ્ઞાન માંદુ અને નિર્બળ થઇ ગયેલું હોય છે. સર્વશક્તિમાન પ્રભુને ભજવા જોઇએ એ જાતનું જ્ઞાન ન હોવાને લઇને અને અનન્ત પ્રકારની કામનાથી દીન થઈ ગયેલા હોઇને મનુષ્યો ભગવાનને છોડી ઇતર દેવોને ભજવા મંડે છે. સ્ત્રી, પુત્ર, પશુ, વિત્ત વગેરેની કામનાના વેગને ન સહી શકનારા મોહ પરવશ જીવો, સ્વ ગૌરવને વિસરીને, સાચાં સ્વમાનને ભૂલી જઇને, અસલને છોડી નકલને વળગે છે. આમ અવિવેક અને તેમાંથી જન્મતી અદમ્ય કામનાઓ ચિત્તને ભ્રષ્ટ કરી જીવરૂપે અધોગતિમાં દોરે છે.

**પ્રશ્ન ૧૭ : બીજા દેવોના ભક્તોને પણ ભગવાન કેવી રીતે ભજે છે?**

બિંબ જેમ પ્રતિબિંબને નિયમિત કરે છે તેમ પરમાત્મા ઇતર દેવોને નિયમિત કરે છે દેવોની સ્વતંત્ર એવી કોઈ શક્તિ નથી. દેવમાત્ર પરમાત્માની શક્તિથી જ શક્તિવાળા હોય છે. પરમાત્માની સત્તાથી તેઓ સત્તાવાળા થાય છે. આથી જૂદા જૂદા દેવોના ભક્તોને તે તે દેવો તેમની ભક્તિનું ફળ આપતા જણાય છે પણ આ ફલદાનની જે શક્તિ છે તે મૂળમાં પ્રભુની છે. કર્મનું ફલ આપવાની શક્તિ સિવાય કે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પ્રભુ કોઇની નથી. આથી દેવ માત્ર અધિકારી જેવા છે. રાજાની આપેલી સત્તાથી જેમ અધિકારી અધિકારી છે અને તેથી બીજાના ઉપર અનુગ્રહ કે નિગ્રહ કરી શકે છે, તેમ દેવો પરમદેવની દીધેલી સત્તાએ સત્તાવાળા હોઇને નિજ ભક્તોને પોતાના અધિકાર પૂરતો નિગ્રહ કે અનુગ્રહ કરી શકે છે. આથી દેવમાત્ર નિમિત્ત છે. તેમના દ્વારા પણ પ્રભુ જ કાર્ય કરી રહેલ છે. આથી દેવો ફલદાનમાં પરતંત્ર છે. પરમ દેવ ફલદાને સ્વતંત્ર છે.

### પ્રશ્ન ૧૮: ભગવાન અને અન્ય દેવોમાં તફાવત શો?

ભગવાન અને અન્ય દેવોમાં એક મુખ્ય તફાવત છે. ભગવાન સ્વયંભૂ છે. તેણે માણસને બનાવ્યો છે. અને માણસે અનેક દેવને પ્રકટાવ્યા છે. માનવસૃષ્ટિ ભગવદ્ રચિત છે. દેવ સૃષ્ટિ માનવ રચિત છે. અગર જો દેવ શબ્દનો અર્થ ઇશ્વરીય સૃષ્ટિ નિર્માણ શકિત એવો લઇએ તો પણ તે યોગ્ય છે. ચક્રવર્તી સમ્રાટ અને ખડિયા રાજામાં જેટલો ફેર હોય તેટલો પરમાત્મા અને ઇતર દેવો વચ્ચે છે. દેવો પોતાને મળેલી ઇશ્વરદત્ત શકિતની મર્યાદામાંજ પોતાના સેવકને ફળ આપે. પ્રસન્ન થયેલ ઇન્દ્ર સ્વર્ગથી અધિક ન આપી શકે. પ્રસન્ન થયેલ પરમાત્મા બ્રહ્માંડનુ આધિપત્ય આપી શકે. દેવોની શકિત સાન્ત છે. પ્રભુની અનન્ત છે. આથી દેવભક્તો તે તે દેવની સમાનતાને પામે-ઇશ્વરભક્ત ઇશ્વરના સામ્યને પામે. અને આ ફેર નાનો સૂનો નથી. આથી અહીં તો પસંદગીનો વિવેક કરવાનો છે.

### પ્રશ્ન ૧૯: ભગવાનનુ સ્વરૂપ જ્ઞાન સૌને પ્રત્યક્ષ કેમ નથી થતુ?

પરમાત્માનું સ્વરૂપ જ્ઞાન સૌને નથી થતુ તેનુ મુખ્ય કારણ મૂઢતા-મોહ-અવિવેક-અજ્ઞાન છે. મોહની એક અદ્‌ભૂત તાકાત એ છે કે જે વસ્તુ જેવી હોય તેવી તેને ન બતાવતાં તે જેવી ન હોય તેવી જ તે બતાવે છે. છીપમાં ચાંદી હતી જ નહીં, છીપમાં છીપ સિવાય કશુ જ હોતું નથી અને છતાં છીપનુ છીપપણું ઢાંકી દઇ તેમા જે ચાંદી કદી હતી જ નહીં તેને જ પ્રતિક્ષણ અવિવેક બતાવે છે. આ છે મોહની અદ્‌ભુત તાકાત આ મોહ અંતરને આવરીને જ્યાં સુધી જીવતો હોય છે ત્યાં સુધી પરમાત્મામાં પરમાત્મા સિવાયનું જ બધુ દેખાય છે. જગત, પ્રભુથી ભિન્ન એવી કોઇ ચીજ કોઇ કાળે હતી જ નહીં. છતાં પ્રતિક્ષણ જગતનું જ સ્ફુરણ થાય અને પ્રભુનું જ અદર્શન થાય એ મોહનો પ્રભાવ છે. આ મોહ મરતાં જ્યાં પહેલાં જગત જ દેખાતુ ત્યાં હવે બધે જ અત્યાર સુધી છૂપાઇ રહેલું ઇશ્વરતત્ત્વ જણાય છે હમેશાં પ્રભુના સંકલ્પાનુસાર વર્તતી, કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ, પરમાત્માની યોગમાયા નામની શક્તિ જે રૂપ બનાવે છે તે રૂપથી મોહને પામેલો જીવ પરમાત્માનું તાત્વિક રૂપ જોઇ શકતો નથી. મોહરહિત નિર્મળમના પુરુષ ભક્તિયોગ દ્વારા પરમાત્માના સ્વરૂપ જ્ઞાનને પામે છે. બીજા નહીં.

**પ્રશ્ન ૨૦ :** ભગવાન સૌને જાણે છે, કોઇ ભગવાનને જાણતું નથી–કારણ શું ?

ભગવાન ભગવાન હોઇને જ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે. પરમાત્મા ક્લેશ–અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ નામના ક્લેશો વિનાના છે. આથી જ તેઓ શુભ, અશુભ કે શુભાશુભ કર્મરહિત છે. તે જ કારણે પરમાત્માને જન્મ, આયુષ્ય કે ભોગરૂપી કર્મફલનો સ્પર્શ નથી. અને એ સૌની વાસનાનો પણ સ્હેજે સ્પર્શ નથી. આથી પરમાત્મચૈતન્ય સ્વયમેવ સર્વજ્ઞ છે. સર્વશક્તિ છે. કાલથી અમર્યાદિત છે. કાલને મર્યાદિત કરનાર છે. આમ પરમાત્મા જ્ઞાનસ્વરૂપ હોઇને સ્વભાવે જ સર્વજ્ઞ છે. જીવ જીવ દશામાં આવો નથી. આનાથી વિપરીત છે. આથી ભગવાન બધુ જાણે છે અને ભગવાનને કોઇ જાણતુ નથી.

**પ્રશ્ન ૨૧ :** ભગવાનને ભજનારા રડયાખડયા નીકળે છે તેનો શો હેતુ ?

ભગવાનને ભજનારા જવલ્લેજ મળે છે અને ભૂલનારા બધે મળે છે એનું કારણ દ્વંદ્વનો મોહ છે. દ્વંદ્વ એટલે સુખદુઃખ વગેરેનાં જોડાં. એ સુખદુઃખ વગેરેના દ્વંદ્વના મોહને લઇને એટલે કે તેમની વિકૃત કલ્પનાને લઇને ભગવાનને માનવ ભૂલી જાય છે. આપણી સુખદુઃખ વગેરેની કલ્પના અત્યંત વિકૃત હોય છે. દુન્યવી સુખદુઃખ વગેરે મૂળમાં જ આપણી સંપત્તિ નથી. માણસ પોતાનું અસલી સ્વરૂપ સમજે અને તેમાં નિરન્તર નિષ્ઠા કેળવે તો આજ્ઞાકારે પરિણામ પામતી સુખદુઃખાદિની વેદનાથી ન મુંઝાય. ન અકળાય. પણ તેને સ્વરૂપજ્ઞાન નથી હોતું, નિષ્ઠા નથી હોતી અને પરિણામે તે આગન્તુક સુખદુઃખાદિની વિપરીત કલ્પના કરી, તેમાં જાતની તન્મયતા કરી, સુખ આવ્યે સુખાકાર થઇ હર્ષ કરે છે, દુઃખ આવ્યે દુઃખાકારતા પામી શોક કરે છે, વૃત્તિની અવરજવરમાં જાતને જડી દઇને પોતાને વૃત્તિ સ્વરૂપ માની વાહવાહ કે હાયે હાય કહે છે. એની આ વાહવાહ કે હાય હાય મૂળમાંજ નાપાયાદાર છે. આ સુખદુઃખની, ઇચ્છા દ્વેષમાંથી જન્મતી, વિકૃત કલ્પનાને લઇને પ્રાણીમાત્ર અમુક બને તો, અમુક બને ન તો એવીજાત લાગણીઓમાં પ્રતિપળ તન્મય થઇને પળભર પણ ભગવાનને યાદ કરવાનો અવકાશ મેળવતો નથી. આથી લાખે કોઇ એકાદ બે માણસ આ દ્વંદ્વ મોહમાંથી છૂટી નિષ્પાપ અને પુણ્યકર્મા હોઇને ભગવાનને ભજે છે. દ્વંદ્વની પકડમાંથી મુકત થવાને માટે જે પુરુષાર્થ જોઇએ, જે પુણ્ય બળ જોઇએ, જે વિવેક સામર્થ્ય અને નિષ્ઠા જોઇએ તે મેળવવામાં જ ઘણા ક્ષીણબળ થઇ જાય છે અને એ કારણે ભગવાનના ભક્તો વિરલ હોય છે.

પ્રશ્ન ૨૨: ભગવાનનો પાલવ પકડીને તેને ભજનારાઓને ભગવાનનો અનુગ્રહ કઇ રીતે મળે છે?

જન્મ મૃત્યુ અને તેના અંતરાલમાં આવતા અનંત ઉપદ્રવોમાંથી ટવા માટે જે દઢવ્રતી પુરુષો ભગવાનનો જ પાલવ પકડે છે અને યત્ન કરે છે તે સંપૂર્ણ જ્ઞાની થાય છે. એટલે કે તે બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ વગેરેને યથાર્થપણે જાણે છે. અધિભૂત, અધિદૈત અને અધિયજ્ઞ સહિત ભગવાનને જાણે છે. એટલું જ નહીં યોગમય હૃદયવાળા થતા હોઇને તેઓ મરણ કાલે પણ પ્રભુને ઓળખી શકે છે અર્થાત્ પ્રભુનો પાલવ પકડનાર પ્રભુ કૃપાએ સંપૂર્ણ જ્ઞાની થાય છે. તેનો મોહ ખરી જાય છે. જેનો મોહ અને તેમાંથી જન્મતા અનંત ઉપદ્રવો મરી જાય છે, જે જીવતાં જીવન પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. મૃત્યુભયને જે તરી જાય છે, અને ભીષ્મની પેરે સ્વચ્છંદ મૃત્યુ મેળવી કરાલ મરણકાલે પણ પ્રભુનું જ સાક્ષાત્ દર્શન કરે છે તે જીવ ઉપર ભગવાનનો કેવો અનુગ્રહ છે તેને વર્ણવવા ભાષા બીચારી રંક છે. એ અનુગ્રહ અવર્ણનીય છે પરમાત્માની નિર્બીજ કરુણાનો, તેના અનુગ્રહૈક હૃદયનો, તેમના દુરન્તવીર્યનો અને તેની હિતતમતાનો ત્યારે જ સાચો અનુભવ થાય છે. અજ્ઞાનનો પૂર્ણ અસ્ત અને જ્ઞાનનો પૂર્ણોદય એ ભગવદ્ અનુગ્રહ છે.

॥ इति ज्ञानविज्ञानयोगः ॥

---

॥ हरिः ॐ तत् सत् ॥

## ॥ अथ अक्षरब्रह्मयोगः ॥

પ્રશ્ન ૧: અર્જુને બ્રહ્મ વગેરેને લગતા જે પ્રશ્નો કર્યા છે તે પ્રશ્નોનું એકમ સ્વરૂપ શું છે?

અર્જુને એકંદરે સાત પ્રશ્નો પૂછ્યા છે. તેણે બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિદૈવનું સ્વરૂપ પૂછ્યું છે. તે ઉપરાંત આ શરીરમાં અધિયજ્ઞ કોણ છે અને તે કેવી રીતે જાણી શકાય એ છઠ્ઠો પ્રશ્ન છે. સાતમો પ્રશ્ન એ છે કે મરણ કાળે યોગમય મનવાળો પ્રભુને કેવી રીતે જાણી શકે છે એ છે. બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ વગેરે શબ્દોના અનેક અર્થો થાય છે., બ્રહ્મ એટલે પરમાત્મા, બ્રહ્મ એટલે પ્રકૃતિ અને બ્રહ્મ એટલે વેદ એવા ત્રણ અર્થ થાય

છે તો અહીં સાતમા અધ્યાયને અંતે કયા અર્થમાં બ્રહ્મ શબ્દ સમજવાનો છે એ પ્રશ્ન છે. એજ મુજબ બીજા શબ્દો માટે સમજવું. બ્રહ્મ શબ્દથી ભગવાનને શું અભિપ્રેત છે એ જાણવાનું છે. બ્રહ્મથી માંડીને પ્રયાણકાળે ભગવદ્જ્ઞાન સુધીના પ્રશ્નોની સમજમાં ભારે જીવનભ્રાંતિ રહેલી છે. આથી બ્રહ્મ એટલે શું વગેરે પ્રશ્નોમાં બ્રહ્મ વગેરેના સ્વરૂપને લગતો પ્રશ્ન છે.

પ્રશ્ન ૨ઃ ભગવાને તે તે પ્રશ્નોનો જે ઉત્તર આપ્યો તેમાં સમજવા જેવું શુ છે?

બ્રહ્મનુ સ્વરૂપ જ્ઞાન કહેતા ભગવાન તેને બે વિશેષણો આપે છે. પરમ અને અક્ષર. બ્રહ્મ પરમ છે એટલે કે સર્વોત્કૃષ્ટ છે. શ્રેષ્ઠ છે. નિરતિશય છે. આ પરમ બ્રહ્મ અક્ષર છે. એટલે કે અવિનાશી છે કારણ હોવાને લઇને તે સર્વવ્યાપી છે અને આથી જ એ અવિનાશી છે. અનેક શ્રુતિ સ્મૃતિ, યુક્તિથી આ સિદ્ધ થયેલુ છે. આથી અક્ષર પર બ્રહ્મ એ પ્રકૃતિ પર્યન્તના તમામ પ્રપચનો આશ્રય છે. તેની સૃષ્ટિ, સ્થિતિ અને સંહારનું કારણ છે. આ જન્માદિના કારણ રૂપ જે અવિનાશી નિરતિશય તત્ત્વ છે તેજ બ્રહ્મ છે. તેને જ પરમાત્મા, પ્રભુ, ઇશ્વર, ભગવાન વગેરે શબ્દોથી કહેવામાં આવે છે.

અધ્યાત્મ એટલે સ્વભાવ એમ ભગવાન કહે છે. એ સ્વભાવ એટલે પ્રકૃતિ. આ પ્રકૃતિ જ સૃષ્ટિના આરંભમાં પર અને અપર રૂપે અભિવ્યકત થાય છે. એને વેદમાં સ્વધા કહેવામાં આવે છે. માયા, પ્રધાન વગેરે એનાં જ નામ છે. અર્થાત્ સ્વભાવ એટલે માયા નામની પરમાત્માની સ્વાભાવિક શક્તિ સર્વ ભૂતના અંતરાત્મા એવા પરમાત્માને અવલંબીને વર્તતી હોવાને લઇને એને અધ્યાત્મ કહેવામાં આવે છે. બ્રહ્મ વગેરે શબ્દોથી ભગવાન કયો અર્થ કહેવા માંગે છે તેનું અહીં સ્પષ્ટીકરણ છે.

તેજ મુજબ કર્મ શબ્દ આ પ્રકરણમાં એના સાર્વજનીક અર્થમાં નથી. અહીં કર્મ શબ્દનો ખાસ અર્થ છે. ભૂત એટલે સ્થાવર જંગમ પ્રાણીઓ. તેમનો ભાવ એટલે સત્તા. સ્થાવર જંગમ પ્રાણીઓની સત્તાને અસ્તિત્વમાં આણનાર એટલે ભૂતભાવોદ્ભવકર. આવો જે વિસર્ગ એટલે કે વિવિધ જાતની સૃષ્ટિનો હેતુ અર્થાત્ સ્થાવર અને જંગમ સૃષ્ટિના અસ્તિત્વને વિવિધ રીતે વ્યક્ત કરતો પરમાત્માનો જે પ્રથમ સંકલ્પ–पकोऽहं बहुस्यां प्रजायेयના આકારનો પરમાત્માનો જે સૃષ્ટિ સંકલ્પ, જેને વેદાન્તમાં ઇક્ષણ કહેવામાં આવે છે–તેનું નામ અહીં કર્મ છે.

ચોથા પ્રશ્નના જવાબમાં ભગવાન કહે છે કે ક્ષરભાર તે અધિભૂત છે ક્ષર એટલે વિનાશી ભાર એટલે પદાર્થ. દુનિયાના યાવદિક વિનાશી પદાર્થોને અધિભૂત કહેવામા આવે છે. અધિભૂત શબ્દની વ્યુત્પત્તિમા જ આ અર્થ છૂપાયો છે. ભૂત એટલે પ્રાણી તેને ઉદ્દેશીને તેમના ઉપભોગ્ય તરીકે વર્તતા હોઇને પદાર્થ માત્ર અધિભૂત છે

વળી અધિદૈવત તે પુરુષ છે. પુર્ એટલે દેહ. દેહનગરીમા અજ્ઞાન નિદ્રામાં જાગ્રત થાય ત્યાંસુધી સૂતેલો રહેતો હોવાને લઇને જીવાત્મા એ પુરુષ છે. એને જ ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે. દેવ ઉપરથી ૈવત શબ્દ બને છે. દેવ એટલે ઇન્દ્રિયો આ ઇન્દ્રિયોને ઉદ્દેશીને તેના સ્વામિ તરીકે વર્તતો હોઇને જીવ અધિદૈવત છે.

અને પરમાત્મા પોતે જ અધિયજ્ઞ છે. આ શરીરમાં ઇશ્વર જ અધિયજ્ઞ એટલે કે શ્રૌતસ્માર્ત યજ્ઞોને ઉદ્દેશીને તેના અધ્યક્ષ તરીકે અને ફલદાતા તરીકે વર્તતા હોઇને પરમાત્મા જ અધિયજ્ઞ છે. એટલે કે આ શરીર વગેરે દ્વારા થતા તમામ કર્મોના અધ્યક્ષ અને ફ્લદાતા તરીકે પરમાત્મા વર્તતા હોઇને શરીરમાં રહેલા પરમાત્મા જ અધિયજ્ઞ છે.

વળી પ્રયાણ વખતે-મરણકાલે યોગયુક્ત ચિત્તવાળા પુરુષો પ્રભુને જ રમરતા હોઇને પ્રભુને પામે છે. મરણની વ્યથા તેમને નથી પીડતી, નથી પજવી શકતી, વ્યગ્ર કરી શકતી નથી, તેનું કારણ તેમનુ અનન્ય ભગવચ્ચિંતન છે. જે જીવનકાલે પણ નિરંતર ભગવચ્ચિંતન કરતો રહે છે તેને મરણકાલે તે ચિન્તન જ ભગવત્સ્મરણમાં અવશ્યપણે પણ પ્રેરે છે. આથી નિરંતર પ્રભુ ચિન્તન મરણકાલે પણ ભક્તનું રક્ષણ કરતું હોઇને તેને અવ્યથિત રાખે છે.

પ્રશ્ન ૩ : જેની જેવી મતિ તેવી ગતિ-એ સિદ્ધાન્ત હોય તો માણસે જીવનભર કેવી મતિ રાખવી ?

જેનારાઓએ જોઇને ગાયુ છે કે अथ खलु क्रतुमय अयं पुरुषः આ જીવાત્મા ખરે ! સકલ્પમય છે. જીવનભર એ જેવો યત્નો સંકલ્પ દૃઢપણે સેવે છે તેવો એ થઇ શકે છે. જીવ પોતે જ પોતાના ભાગ્યનું નિર્માણ કરે છે. પોતે જ તેમાં સુધારા વધારા કરી શકે છે. ઇચ્છે તો એ નરકમાં જઇ શકે છે. ઇચ્છે તો પરમાત્મામા લીન થઇ શકે છે.

એની ઇચ્છાશક્તિનું માહાત્મ્ય અપાર છે. ફક્ત એની સર્વભવન સમર્થ ઇચ્છાશક્તિને વળાંક-ઇષ્ટ વળાંક આપવા માટે વિવેકનો અંકુશ જોઇએ. અગ્નિ બાળી શકે છે. અગ્નિ આપણો ખોરાક પકાવી આપી આપણી સેવા પણ કરી શકે છે. અગ્નિની દાહક શક્તિનો દુરુપયોગ કે સદુપયોગ ઉપયોગ-કર્તાની વિવેકબુદ્ધિના ઉપર અવલબે છે. આથી જીવાત્માએ પ્રતિજન્મ ઉપર જવુ છે કે નીચે તેનો આધાર પણ તેની સંકલ્પશક્તિ-તેની ઇચ્છાશક્તિને તેનો વિવેક કેવો વળાંક દે છે તેના ઉપર છે. પ્રકાશમય પ્રભુથી કરોડો કોશ દૂર ગાઢ અને આંધળા અંધારામાં તેણે સબડવું છે કે પોતાનાથી પણ પાસે એવા પ્રભુની ગોદમાં રમવું છે, એનો નિર્ણય જીવે પોતે જ કરવો રહ્યો. એના નિર્ણયાનુસાર એની જીવનસરણી હશે. અંધારામાં અથડાતાં જે કંટાળ્યો હશે- અજ્ઞાનના અનંત ઉપદ્રવોથી જે કાયર થયો હશે, પ્રકૃતિના અપાર પ્રપંચથી જે સાચે જ અંતરમાં દુભાયો હશે, પ્રકાશનો લોક મેળવવા જે આતુર થયો હશે, તે જીવનભર પ્રભુમય રહેવાનો દૃઢ સંકલ્પ સેવશે. તે સર્વકાલમાં, સર્વ અવસ્થામાં, પોતાની મતિ નિષ્કપટપણે પ્રભુને અર્પિત કરશે. મનને પ્રભુને સુપ્રત કરશે. તેના નિર્ણયો અને તેના સંકલ્પો પ્રભુ પ્રેરિત હશે. તે સર્વત્ર, સર્વથા, સર્વદા પ્રભુનું સ્મરણ કરશે. અને પ્રભુના અનુસંધાનપૂર્વક પોતાના તમામ કર્મ આચરશે. પોતે કર્તા છે એમ ન સમજતાં અંતરથી તે પેતે નિમિત્ત છે એમ માનીને સેવક જેમ સ્વામિના તેમ તે પ્રભુના આરાધન માટે જ શ્વાસ લેશે. તે અભ્યાસી હશે તે એકાગ્ર ચિત્તે સર્વત્ર-ઘટઘટમાં દિવ્ય પુરુષ પરમાત્માનું સહૃદયતાથી ચિન્તન કરશે. અણુથી અણુ અને મહાનથી મહાન પરમાત્મા છે એમ તેની હૃદય પ્રતીતિ હશે આ રીતે જીવનભરની શિવ ચિન્તાથી એ અંતે શિવમય જ થાય! આથી એવો જીવ જીવનભર શિવસંકલ્પ અને શિવારાધન માટે નિષ્ઠા રાખશે.

**પ્રશ્ન ૪ :** જીવવાની એવી કોઈ કળા છે કે જેથી મરવાની સર્વોત્તમ કળા માણસને જીવતા જીવત સિદ્ધ થાય?

મોતની એક પળ સાચવવા માટે તો આખું જીવન છે. વિવેકી પુરુષને આ વાત વહેલી સમજાય છે જો માણસ આખુ જીવન સાચવે તો જ એની મોતની ઘડી સચવાય. મોત એ જીવનનું પૂર્ણવિરામ નથી. એ તો અલ્પવિરામ છે. આથી ઉત્તરોત્તર વિકાસવાંચ્છુ જીવે તો જીવન જ એવી રીતે જીવવુ ઘટે કે જેથી જન્મજન્માન્તરમાં પણ તેનો યોગ સિધ્ધ થાય! પ્રભુમય થવા માટે જીવનો પ્રયત્ન છે. જ્યાંસુધી જીવ અને શિવમાં

રતિ જેટલો પણુ ભેદ હેય છે ત્યાંસુધી જન્મમરણ અટકતાં નથી. આથી જીવનનો પૂર્ણ શિવરૂપે આવિષ્કાર ન થાય ત્યાંસુધી પ્રયત્નને માટે ક્યાંય વિરામ નથી. મોત તો આવવાનું જ. એને કોઈ અટકાવી શકે એમ નથી. કેમકે એ અપરિહાર્ય અને અટલ જગદ્વ્યવસ્થા છે. પોતાના પ્રયત્ને માણુસ જે કરી શકે છે તે એ કે મોતને ક્યાં તો એ આત્મલાભમાં કે ક્યાં તો આત્મગેરલાભમાં ફેરવી શકે છે. મોતથી મળતો આત્મલાભ એ છે કે જે જીવે જીવનભર ઊંચે જવા પ્રયત્ન કર્યો હોય છે તો મૃત્યુ બાદ તેને ઉત્તમ ગતિ મળે છે અને લાંબે ગાળે પણુ તે ઉત્તમનાની ઊંચામાં ઊંચી કોટિ કે જ્યાં પછીથી મોતનો સ્પર્શ જ રહેતો નથી, જ્યાં કેવળ બૃહદ્, જીવન જ જીવન છે, જ્યાં મોત જ મરી જાય છે, ત્યાં પહોંચી જાય છે, તેને જ મુક્તિ કહે છે. સાચી સમજના બળે જેણે મૃત્યુનો શોક અને વિષાદમય ડંખ જ મારી નાંખ્યો છે તે મૃત્યુવિજયી છે. સમજપૂર્વક મૃત્યુથી ન ડરતા, મૃત્યુની ઉપકારકતા સમજી, તેને શાંત અને સ્વાધીનપણે, હસતાં હસતાં, સહેજે કલેશ વિના ભેટવાની જે તત્પરતા, એ તત્પરતામાં જ મૃત્યુનું મોત છે. આ જાતનો મૃત્યુ ઉપર વિજય મેળવવાનુ જે સામર્થ્ય તે જ આત્મલાભ છે. આથી ઉલટું જે મનુષ્ય થઈને જીવનભર નીચેથી નીચે જવાય એવા કર્મોમાં દિનરાત ડૂબ્યો રહે છે, એક દિવસ મોત આવીને તેની બધી બાજી ઉથલાવી પાડનાર છે એ ભૂલી જઈને, વિષયના રંગરાગમાં રચ્યોપચ્યો રહે છે, દેખાય છે એટલું જ જીવનમાં બસ છે એમ માનીને ભોગલંપટ જીવન ગાળે છે તેને મૃત્યુ મ્હાત કરી નાખે છે. તેનો પુનર્જન્મ બગડે છે. અને પૂર્વ વાસનાના બળે તે પછી અધમથી અધમ ગતિને પામતો જઈને પ્રભુથી કરોડો કોશ દૂર બનો જઈ અંધારમય જીવનમાં સબડતો જાય છે. આથી જીવનદ્વારા મોત અને તે દ્વારા ભાવિ જીવનની પ્રગતિને સુધારવી હોય તો ચાલુ જીવનનાં નફાતોટાનાં વેપારી બુદ્ધિથી સાચી રીતે મૂલ્યાંકન કરવાં ઘટે. કેવી રીતે દેહત્યાગ કરવો એમ જ્યારે ભગવાન બતાવે છે ત્યારે કેવી રીતે જીવવું એ જ દર્શાવે છે. કેમકે જીવનભર જો એ રીતે ન જીવાયું હોય તો મરણકાલે ભગવાને બતાવ્યું તે રીતે કદાચ જ મરાય. અચલ મન, ભક્તિયોગ અને યોગબળ આ ત્રણુ વાનાં મરણુ વખતે હોવાં જોઈએ એમ ભગવાન કહે છે. જીવન કાલે જો મનને નિશ્ચલ અને એકાગ્ર કરવાનો અભ્યાસ ન કર્યો હોય તો પછી પ્રાણુ પ્રયાણુના ભયાજનક સમયે મનની ચંચલતા મટવી અશક્ય છે. કેમકે એ તો અભ્યાસબલના ઉપર અવલંબે છે. ચંચલતાનો જ અભ્યાસ જીવનભર કર્યો હોય તો એકાએક

અંતકાળે મનની સ્થિરતા થાય નહીં! જીવનભર ભક્તિ સંસ્કારનો સંચય ન કર્યો હોય, ભગવાનનું નામ પણ ન લીધું હોય તો અંતકાળે ભગવાન ઉપર ભક્તિ સ્ફુરે જ નહીં. ભોગની ભક્તિ કરી હોય અને ભગવાન અંતકાળે સ્ફુરે એ તો તેની અગમ્ય લીલાએ જ સંભવી શકે. વળી રોમ રોમમાંથી પ્રાણ જ્યારે ઉખડતા હોય તે વેળા જે ધૈર્ય, જે સ્થૈર્ય, જે અગાધ બોધબળ જોઈએ તે જીવનભરની યોગ સાધના વગર કદી ન સંભવે. આથી જેણે મોતને જીતવું હોય તેણે જીવતાં જીવત જ યોગાભ્યાસ, ભક્તિની તીવ્રતા અને મનની એકાગ્રતા સંપાદિત કરવી રહી. એનું જ નામ જીવનની કળા છે. એ ત્રણ મેળવવાના જેટલા સાધન તેટલાં તમામ જીવનની કળાનાં ઘટક અવયવો છે.

**પ્રશ્ન ૫ : મરણને સ્વાધીન કરવાની ચાવી કઈ?**

મરણને નિર્ભયપણે ભળવાની સદાય તૈયારી, દેહનો વિયોગ એ અનિવાર્ય છે, એવી દૃઢ અને નિર્મળ સમજપૂર્વકનું આત્મજ્ઞાન, આત્મજ્ઞાન એટલે કે આત્માના અવિનાશીપણાનો અનુભવાત્મક બોધ, આત્મા મરતો નથી, તે સદા રહે છે, તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે, આત્મા સ્વયં જીવનનો અખૂટ ઝરો છે એવી જાત અનુભવની પ્રતીતિ, આત્માની દૃષ્ટિએ, દેહનાં પરમ પુરુષાર્થનાં સાધન તરીકે જ કેવળ મૂલ્યાંકન પરમાત્માની કૃપા, વગેરે દ્વારા મરણ સ્વાધીન થાય છે. આનો અર્થ એ છે કે જીવતાં જીવત આત્માનો સાક્ષાત્કાર મરણ જીતવાની ચાવી છે. આથી જે જે સાધનો સાક્ષાત્ કે પરંપરાએ આત્માના સ્વરૂપને પ્રકટ કરે છે તે તમામનો દૃઢાન્ત અભ્યાસ મૃત્યુંજય બનવા માટે જરૂરી છે તે ભગવાનની ભાષામાં કહીએ તો તમામ દ્વારોનો સંયમ એટલે કે પ્રત્યાહાર દ્વારા ઇન્દ્રિયોને વિષયોમાંથી સદાને માટે હઠાવવી, ઇન્દ્રિયોને મનોમય, ચિત્તમય કરી દેવી, વિષયોથી અસ્પૃષ્ટ રહે એટલી સત્વસમૃદ્ધિ અને સંશુદ્ધિ એ પહેલું સાધન. ત્યાર બાદ મનનો હૃદયમાં નિરોધ એટલે કે સંકલ્પનો ભાવનામાં વિલય મન સંકલ્પાત્મક છે, હૃદય ભાવનાત્મક છે. આથી આત્માના સદનરૂપ હૃદયમાં મનનો સંપૂર્ણ વિલય એ બીજું સાધન. અર્થાત્, પરમપ્રેમમાં મનની સમાધિ એ બીજું સાધન. ત્યાર બાદ ભવામાં પ્રાણનું આધાન એટલે કે ઇન્દ્રિયો અને મનને સ્પંદિત કરનાર પ્રાણનો વિજય. એ ત્રીજું સાધન. ચોથું યોગ ધારણાનો આશ્રય. એટલે કે મનને હૃદયમાં નિષ્ણાત કરવાનું જે ભાવના-બળ તે બળના આધારે એટલે કે પ્રેમયોગનો આશ્રય લઈ ભગવાનના નામનો-પ્રણવનો જપ. આટલું જે જીવનભર કરે તે મરણને સ્વાધીન કરી શકે.

**પ્રશ્ન ૬ :** ભગવાનને મેળવવાનો સૌથી સહેલો ઉપાય શો ? અને ધારો કે ભગવાન મળે જ તો તેથી તેને મેળવનારને લાભ શો થાય ?

ઉપર જે ઉપાય બતાવ્યો છે તે કઠણ છે. મહામહેનતે સિદ્ધ થાય છે. એને માટે સૌની લાયકાત હોતી નથી અને ભગવાનને મેળવવાની જરૂર તો સૌને રહી. આથી સૌની પકડમાં આવે એવો સહેલો અને સરળ ઉપાય તે ભક્તિ છે. જે માણસ એકચિત્તો એટલે કે ભગવન્મય હૃદયે રાતદિન ભગવાનનું ભાવમાત્રમાં ચિન્તન કરે છે, તે નિત્યયુક્ત યોગીને પ્રભુનું મિલન સુલભ થાય છે. અર્થાત્ તમામ પ્રાણી એ પરમાત્માનો જ અચિન્ત્ય આવિષ્કાર છે-પરમાત્મા જ પોતાની અકળ અગમ્ય લીલાદ્વારા ઘટઘટમાં તે તે પ્રાણીરૂપે, તે તે સ્થાવર જંગમ સ્વરૂપે પડ્યા પાથર્યા વર્તી રહ્યા છે એ સમજપૂર્વક નિરન્તર પરમપ્રેમથી પ્રાણીમાત્રમાં ભગવદ્ભાવનું સ્મરણ કરવું એ સૌની પકડમાં આવે એવો ઉપાય છે. ભગવાન વગરનું કશું નથી, ભગવાન જ આ બધું છે એમ જે સહૃદયપણે સમજીને વર્તે છે તેને માટે ભગવાન દૂર હોઇ શકતા નથી. ધીરે ધીરે એવા જીવના હૃદયમાં પરમાત્માનો પ્રકાશ ઉદય પામે છે અને તેની હૃદયશુદ્ધિના પ્રમાણમાં તેને ઇશ્વરદર્શનની સ્પષ્ટતા સમજાય છે. કોઇપણ માર્ગે જીવ જાય, ભગવાનની પ્રાપ્તિમાં જે અનિવાર્ય છે તે હૃદયની નિતાન્ત નિર્મળતા. જે નિર્મલ થયો, પવિત્ર થયો, તેને માટે ભગવાન સ્વાત્મામાં જ છે. જે મેલો રહ્યો તેને માટે ભગવાન છે છતાં ક્યાંયે નથી આથી સો વાતની એક વાત એ છે કે જ્યાંથી પવિત્રતા મળે ત્યાંથી તે મેળવવા જેવી અને હૃદયની તીજોરીમાં જીવની પેરે સાચવવા જેવી ચીજ છે. પવિત્રતારૂપી ધનથી જે ધનવાન છે તે જ સાચો ધનવાન છે. બીજા બધા દરિદ્રી છે. આથી પરમ પ્રેમપૂર્વક ભગવાનનું સર્વત્ર અનુસધાન એ તેને મેળવવાનો સહેલો ઉપાય છે. સત્સંગ, સત્ શાસ્ત્રનો અભ્યાસ, તાલાવેલી ભક્તિના ઉદ્બોધક કર્મોનું આચરણ, શ્રધ્ધા વગેરે આ દિશામાં ખૂબ જ ઉપકારક છે.

વળી જેને આ ઉપાયોના આચરણ દ્વારા ભગવાન મળે-અને મળે જ છે એમાં શંકા સેવવાની કશી જરુર નથી-તેના ભવનું દારિદ્ય ટીટે છે, જેને ભગવાનનો અનુભવ થાય તે મહાત્માને જીવનની પરમસિદ્ધિ-મોક્ષ મળે છે. એટલે કે ભગવાનને પામેલાને માટે પુનર્જન્મ રહેતો નથી. આ પુનર્જન્મ દુઃખનુ પીયર છે. અસ્થિર છે. દુઃખાલય અને અશાશ્વત પુનર્જન્મ જે

મેળવવાની ઝંખના રાખે તેના જેવો વિવેકદરિદ્રી કોણ? સુખાલય અને શાશ્વત ભગવાનને છોડી જે દુઃખાલય અને અશાશ્વત પુનર્જન્મને નોતરે છે તેના જેવો સૌભાગ્યરહિત કોણ? ઠીકરીના લોભે જે રત્નજડિત મહામૂલું સુવર્ણ કંકણ છોડે તેના જેવો બાળક કોણ? આથી ભગવાનને મેળવનારનો લાભ તે જ જાણે છે. એ સ્વાનુભવગમ્ય હોઇને એમાં વધારે શું કહેવાય? ઠર અને જો-એર્જ એનો જવાબ છે.

પ્રશ્ન ૯: ભગવાનનું પરમધામ એટલે શું? તે ક્યાં આવ્યું? ત્યાં કેવી રીતે પહોંચાય?

ધામ શબ્દના બે ત્રણ અર્થો થાય છે. ધામ એટલે તેજ. ધામ એટલે રહેઠાણ. ભગવાનનું પરમધામ એટલે શ્રેષ્ઠ રહેઠાણ. ભગવાન પોતે જ સૌનું ધામ હોવાથી અને ભગવાનનો કોઇ બીજો ભગવાન ન હોવાથી ભગવાન સ્વપ્રતિષ્ઠ છે. એટલે કે ભગવાન પોતે પોતાનામાં જ રહે છે. વિશ્વનો વિસ્તાર એ ભગવાનનો અલ્પાલ્પ મહિમા છે. અને આ વિશ્વ જ ભગવાનનું સદન છે. રહેઠાણ છે. અર્થાત્ પ્રાણીમાત્ર ભગવાનની બેઠક છે. વસ્તુમાત્રમાં પ્રભુ પરિપૂર્ણ છે. એ પરિપૂર્ણ પ્રભુ અવ્યક્ત છતાં વ્યક્ત છે. અક્ષર છતાં ક્ષર છે. એ જ પરમગતિ છે. આમ ભગવાનનું રહેઠાણ તો સર્વત્ર છે, છતાં સાધકને માટે પોતાના પરમધામને ઓળખવાની પ્રભુ અહીં ચાવી બતાવે છે. જેને પામીને જીવ સંસારમાં પાછો આવતો નથી તે પરમાત્માનું ધામ છે. અર્થાત્ એવી એક જગ્યા છે જ્યાં ગયા પછી જીવને પાછા સંસારમાં આવવાપણું રહેતું નથી. અર્થાત્ પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ જ તેનું પરમ ધામ છે. કેમકે તેની પ્રાપ્તિ જ સંસારમાં પુનઃ પ્રવેશને અટકાવે છે. અર્થાત્ પ્રભુ અને તેનું રહેઠાણ કોઇ જૂદી જૂદી ચીજ નથી. જેમ આત્માનું ચૈતન્ય એમ કહીએ ત્યારે આત્મા અને ચૈતન્ય એ બે કાંઇ જૂદી ચીજ થતી નથી અગર તો રાહુનું માથું એમ કહેતાં રાહુ અને માથું બે જૂદાં છે એમ નથી, તેમ પ્રભુનું પરમધામ એમ જ્યારે બોલવામાં આવે છે ત્યારે છઠ્ઠી વિભક્તિ કેવળ ઉપચાર પૂરતી છે. વિકલ્પમાત્ર છે. આમ પ્રભુ પોતે જ પોતાનું પરમધામ છે અને આમ તો પ્રભુ સર્વવ્યાપી હોઇને અણુ અણુમાં છે. છતાં મનુષ્યની શરીર રચનામાં તે એક જગ્યાએ સહેલાઇથી સમજી શકાય છે. જેમ તેજો ધાતુ સર્વત્ર છે છતાં સૂર્ય મંડળમાં તે વધારે સ્પષ્ટપણે વર્તતી દેખાય છે તેમ શરીરમાં કે બહાર પરમાત્મા સર્વવ્યાપી છે છતાં પ્રાણીમાત્રના હૃદયમાં તેની ખાસ બેઠક છે. ત્યાં તે

સહેલાઈથી વર્તાય છે. આથી પરમધામ સૌના હૃદયમાં છે. હૃદયમાં પહોંચાય તો પરમાત્માની પીઠ પકડાય। ત્યાં તે સદા સર્વત્ર વિરાજતા વર્તે છે. વળી તે હૃદયસદનમાં રહેના પરમાત્મા અનન્યભક્તિથી પ્રાપ્ત થાય છે. અર્થાત્ પરમધામમાં પરમભક્તિ દ્વારા પહોંચાય છે. ભક્તિ ભગવાનને આત્મસાત્ કરવાનું સાધન છે ભક્તિભાવની પરિપકવ અવસ્થામાં ભગવાન સ્વાધીન થાય છે. ત્યારે જ ભગવાનની અંદર સર્વભૂતો રહેલાં સમજાય છે અને સર્વત્ર ભગવાન રહેલા છે એમ પણ દૃશ્યપણે દેખાય છે. અર્થાત્ પરમધામમાં રહેતા પરમાત્મા કેવડા છે, ક્યાં છે, કયા સ્વરૂપના છે તે તે વખતે સાક્ષાત્ અનુભવ થાય છે. આમ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા પોતે જ પોતાનું રહેઠાણ છે. સૌના હૃદયમાં તે વિશેષરૂપે રહેલ છે. પરમ ભક્તિથી ત્યાં પહોંચેલો ભગવાન કેવડા–કેવા–ક્યાં ક્યાં છે તે જાતઅનુભવે નક્કી કરી લે છે.

પ્રશ્ન ૮: પુનર્જન્મ અને અપુનર્જન્મનો કાળ ભગવાન બતાવે છે તે શું એ કાળ પ્રમાણે મરનારની તે તે ગતિ થાય છે ખરી? કે પછી એ ભગવાનનો મત નથી? અગર જો એ ભગવાનનો મત નથી તો પછી એના ઉલ્લેખની અહીં શી જરૂર?

પુનર્જન્મ વગેરેને માટે ભગવાન જે કાળ વગેરે બતાવે છે તે ભગવાનનો મત નથી પણ લોકમતને ભગવાને આપેલુ સન્માન છે. એનો મૂળ ઉદ્દેશ એ છે કે યોગી પુરુષ શુક્લ કે કૃષ્ણ ગતિની કલ્પનાનો ત્યાગ કરે કેમકે યોગી એ એને જાણી લે તો મોહ ન પામે. વળી પુનર્જન્મ કે અપુનર્જન્મનો નિર્ણાયક મરણનો કાળ નથી. તેના સંયોગો નથી. તેનો નિર્ણાયક તો અજ્ઞાન–કર્મ-વાસના વગેરે છે. આથી લોક માન્યતોનો ઉલ્લેખ કરી ભગવાન યોગીને તે લોક કલ્પનાથી પર થવાનો આગ્રહ કરે છે. વળી નિરુપદ્રવ લોકમતનો આદર જો શુભ હેતુથી થતો હોય તો તેમાં તકરાર કરવા જેવું કશું નથી.

પ્રશ્ન ૯: અર્જુનને સદા યોગયુક્ત થવાનું ભગવાન કહે છે–કયા હેતુથી?

જે માણસ–જે યોગી શુક્લ અને કૃષ્ણ એવી બે ગતિને જાણી લે એટલે કે સ્વરૂપે અને ફલે સમજી લે તેને મોહ પામવાપણું રહેતું નથી. તે જાણી જાય છે કે કેવળ જ્ઞાન કે કેવળ કર્મ ઉપાદેય નથી. આથી તે

જીવનની સાચી દૃષ્ટિ-કર્મયોગમાંથી ભ્રષ્ટ થતો નથી. આથી મોહને તજી સદા કર્મયોગમાં યુક્ત થવાનું ભગવાન અર્જુનને કહે છે. ધોળી અને કાળી બન્ને ગતિ મોહવિધ્ધ છે. મોહની આળપંપાળ યોગીને ન પાલવે. આથી મોહભરી માન્યતામાં સપડીને પુરુષાર્થ ભ્રષ્ટ ન થાય એ હેતુએ ભગવાનનો આગ્રહ છે કે યોગીએ સદા યોગયુક્ત થવું.

પ્રશ્ન ૧૦: યોગનું માહાત્મ્ય શું ?

યોગનું માહાત્મ્ય અવર્ણનીય છે. યોગ પરમાત્માનો સંયોગ કરાવી આપે છે. અને આથી પ્રકૃતિનો વિયોગ કરાવે છે. અને પ્રકૃતિનો સદાને માટે વિયોગ કરાવનાર યોગનું માહાત્મ્ય મનુષ્યની વાણીથી પૂરી રીતે વર્ણવી શકાય એમ નથી. યોગી પુરુષ સર્વશ્રેષ્ઠ પરમધામ સ્વરૂપ પરમાત્માને પામે છે એટલે કે પુણ્યબળે ઉત્તરોત્તર દેવ-ઇન્દ્ર-પ્રજાપતિ વગેરેનાં આશ્રયસ્થાન અલ્પકાળ માટે દે છે. આથી વેદ, યજ્ઞ, તપ, દાન વગેરેના વ્યક્તિગત કે સામૂહિક પુણ્યનું જે ફળ હોય તેનાં કરતાં યોગનું ફળ, પરમાત્માનો યોગ કરાવી આપતો હોવાથી, અધિક છે.

॥ इति अक्षरब्रह्मयोगः ॥

---



## ॥ अथ राजविद्याराजगुह्ययोगः ॥

**પ્રશ્ન ૧ :** નવમા અધ્યાયની શરૂઆતમાં ભગવાને વિજ્ઞાનસહિત જ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરી અને તે જ્ઞાનને અનેક વિશેષણોથી વિશિષ્ટ કર્યું તો તે વિશેષણોની ચરિતાર્થતા શી છે ?

ભગવાને આપેલું એકેએક વિશેષણ સાભિપ્રાય છે. નવમા અધ્યાયમાં જે જ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરી છે તે જ્ઞાન ગુહ્યતમ છે. ગુહ્ય એટલે ગોપવવાને યોગ્ય ! ગુહ્યતમ એટલે અત્યંત રહસ્યમય. અર્થાત્ અહીં શ્રેષ્ઠતા વાચક તમ પ્રત્યય વાપરીને આ જ્ઞાન કરતાં વધારે ઉચ્ચ કોઈ જ્ઞાન નથી એમ ભગવાન કહેવા ઇચ્છે છે. બીજી રીતે કહીએ તો જીવનમાં ધર્મજ્ઞાન ગુહ્ય છે. કેમકે ઇતર પ્રાણીઓ કરતાં માનવમાં જે વિશેષતા છે તે એટલી જ છે. આ ધર્મજ્ઞાન કરતાં પણ વધારે ગુહ્ય છે દેહથી ભિન્ન એવા આત્માનું જ્ઞાન. સામાન્ય રીતે માનવને દેહથી આત્મા ભિન્ન છે દેહ ને આત્માને એકબીજા સાથે કશી લેવાદેવા જ નથી એ જ્ઞાન હોય તોપણ તેનો અનુભવ ન હોવાથી એ જ્ઞાનનું હોવું અને ન હોવું એ બન્ને બરોબર છે. આથી ધર્મજ્ઞાનના જ ફળરૂપ અને ઇતર પ્રાણીઓથી માનવને જૂદો પાડનાર વિવેકની અવધિરૂપ જે દેહ અને આત્માની ભિન્નતાનું સાક્ષાત્ જ્ઞાન તે ગુહ્યતમ છે. આ દેહથી વ્યતિરિક્ત આત્મજ્ઞાન કરતાં પણ વધારે ગુહ્યજ્ઞાન તે જીવસ્વરૂપ બ્રહ્મ એટલે કે પરમાત્માનું જ્ઞાન છે. આથી પરમાત્માને લગતું જ્ઞાન ગુહ્યતમ છે. જીવને પોતાના શિવ સ્વરૂપનું અનાવૃત જ્ઞાન થવું એ અત્યંત ઊંચી—જેનાથી વધારે ઊંચી જ્ઞાનની ભૂમિકા જ નથી—એ ગુહ્યતમ જ્ઞાન કહેવાય. આવા ગુહ્યતમ જ્ઞાન આપવાને પ્રભુ અહીં તત્પર થયા છે

વળી આ બ્રહ્માત્મવિદ્યા રાજવિદ્યા, રાજગુહ્ય, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ અનુભવાય એવી, ધર્મ્ય, સહેલાઈથી સંપાદિત થઈ શકે એવી અને અચ્યુત ફળવાળી છે. આ વિદ્યાને જ્યારે રાજવિદ્યા કહેવામાં આવે છે ત્યારે એનો અભિપ્રાય એ છે કે એની સમક્ષ બીજી વિદ્યાઓ, રાજા સમક્ષ ભાયાતોની પેરે, ગૌણ છે. રાજાને પોતાની સત્તા, પોતાનું ઐશ્વર્ય, પોતાની જ મહત્તા હોય છે અને તેના દ્વારા સત્તા—ઐશ્વર્ય અને મહત્તા ઇતર અધિકારીઓમાં

સંક્રાન્ત થાય છે તેમ બ્રહ્માત્મવિદ્યાને પોતાની પરમ સત્તા છે. પોતાનું પરમ ઐશ્વર્ય છે. પોતાનું જ અપાર માહાત્મ્ય છે. એના દ્વાર બીજી વિદ્યાઓ ચેતનવાળી-સત્તાશીલ અને મંગલમયી થાય છે. નહીંતર નહીં. વળી ગુપ્ત રાખવા યોગ્ય ચીજોમાં આ વિદ્યા સૌથી વધારે ગોપનીય છે. કોહીનૂરને આપણે રસ્તે રવડતો કે સૌની દૃષ્ટિ કે પહોંચમાં આવે એ રીતે રાખતા નથી. અધિકારી સિવાય એની કિંમત કે કદર થઇ શકતી ન હોવાથી વિરલ પુરુષને જ એનું રહસ્ય કહેવા યોગ્ય છે. વળી આ વિદ્યા પરમ પવિત્ર છે. એક વખત પ્રાપ્ત થઇ એટલે જન્મજન્મની સંચિત અશુદ્ધિને છેવટને માટે ધોઇ નાંખે છે. દુનિયાના તમામ શુદ્ધિના ઉપાયો સાથે મળે તોપણ બ્રહ્માત્મજ્ઞાનની પાવનશક્તિની એક કળાને પણ ન પહોંચી શકે. વળી સર્વોત્તમ વિષયને લગતી હોઇને એ ઉત્તમ છે આ વિદ્યા પ્રત્યક્ષ અનુભવાય એવી છે. એટલે કે એની હિતકારિણી શક્તિ માટે પરાનુભવની આવશ્યકતા નથી. એ સ્વાનુભવસિધ્ધ છે અને સ્વાનુભવમાં સંશય ન રહેતો હોઇને, એ વિદ્યા સુખની માફક સ્વસંવેદ્ય છે વળી આ ધર્મ્ય એટલે કે અનેક જન્મના સંચિત પુણ્યના ઉદયથી મળે એવી છે સત્કર્મ-દરિદ્રને એ કદી મળતી નથી। વળી એની પ્રાપ્તિ મુશ્કેલ નથી. પ્રયત્ન કરનારને દુન્યવી પદાર્થો મેળવવામાં જેટલો શ્રમ કે ક્લેશ મળે છે તેનાથી ઘણો ઓછો ક્લેશ કે શ્રમ યોગ્ય દિશામાં યોગ્ય પ્રયત્ન કરનારને આ વિદ્યાની પ્રાપ્તિમાં પડે છે. અને સૌથી છેલ્લું વિશેષણ અવ્યય છે. આ વિદ્યા અવ્યય છે. - એટલે કે ફલ દૃષ્ટિએ અવ્યય છે. એનું ફળ મળ્યા વગર રહેતું નથી. આવા વિશેષણોથી વિશિષ્ટ વિદ્યા સંપાદિત કરવી એ માનવ જીવનનું સર્વોચ્ચ કર્તવ્ય છે.

**પ્રશ્ન ૨ :** ભગવાન જે જ્ઞાન કહેવા ઇચ્છે છે તેમાં શ્રદ્ધા ન રાખનારાઓની બુરી વલે શાને થાય છે ?

શ્રધ્ધા એટલે અસ્તિ બુદ્ધિ. વસ્તુને લગતો "છે" એવો દૃઢ નિશ્ચય. જ્યાં સુધી 'છે' એવી દૃઢ પ્રતીતિ ન થાય ત્યાં સુધી માણસના જીવનમાં સત્યને મેળવવાનો પ્રયત્ન જ ન થાય. 'ઇશ્વર છે' એમ જો સમજાય તો તે કેવો છે-ક્યાં છે-શું કરે છે-મેળવવા જેવો છે કે નહીં-વગેરે માટે પ્રયત્ન સંભવે. અને તેમાંથી હેય ઉપાદેયનો વિવેક સૂઝે. પણ જ્યાં 'છે' એમ જ ન સૂઝે તો વસ્તુ હોય તો પણ તેની હેયોપાદેયતા માટે પ્રયત્ન જ ન સ્ફુરે. જમીનમાં ખજાનો દટાયેલો છે, એમ જાણે તો તેને ખોદી આત્મસાત્ કરવાનો પ્રયત્ન થાય. જમીનમા ખજાનો હોય છતાં તે નથી એમ જાણે તો હોય છતાં તેને મેળવવાનો પ્રયત્ન ન થાય; અને આથી તે છે છતાં માણસને

તે ન મળે અને છતાં દ્રવ્યે તે દરિદ્રી થાય. ભગવાન જે જ્ઞાન કહેવા પ્રચ્છે તેઉ એમ જો ન સમજાય તો તે જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન જ ન સંભવે. છે બુધ્ધિમાથી ફળનો પ્રયત્ન જ ન થાય તો પછી તે જ્ઞાનથી લભ્ય એવા પરમાત્મા ન મળે. પરમાત્મા ન મળે એટલે બાકી રહેલો સસાર જ મળે. અને સસારની પ્રાપ્તિ એ જીવનની કમાણી જ નથી. એ ખોટ જ ખોટ છે. આથી શ્રદ્ધા-અસ્તિબુદ્ધિ તો અધ્યાત્મ જીવનમાં કે કોઇપણ જીવનમા મહાન ઉપકારક છે એ તો વરરાજા છે. એના વિના જાન સભવે જ નહી. આથી શ્રદ્ધા એ જીવનની એક માત્ર મહામૂલી કમાણી છે શ્રદ્ધાહીન જીવની બૂરી વલેનો તો આરો જ નથી. આથી ભગવાન જ્યારે શ્રદ્ધાની મહત્તા સમજાવે છે ત્યારે શ્રદ્ધાની ઉપકારકતા અને વરદાન સૂચવે છે. અશ્રદ્ધાનો શાપ તો સૌથી ભયંકર છે. કેમકે અશ્રદ્ધા એ બુધ્ધિની તમોમયતાનુ ચિહ્ન છે. તમોમય બુદ્ધિ એટલે અધકારથી ઘેરાયેલી બુદ્ધિ-આધળી બુદ્ધિ અને આધળી બુદ્ધિ એટલે જીવનનુ પૂરું દેવાળું!

**પ્રશ્ન ૩:**-ભગવાનથી આ બધુ ભરેલું છે, તેનામાં બધાં રહેલા છે, તે કોઇનમા રહેલ નથી-આ વિરોધી વાત કેમ સભવે?

જ્યા સુધી માણુસને સત્યનુ યથાર્થ દર્શન થતું નથી ત્યા સુધી તેને વિરોધ લાગ્યા જ કરે છે. વિરોધ એ તર્કનું પરિણામ છે. બુદ્ધિનુ દર્શન છે. સત્યને બુદ્ધિ સાથે વિરોધ નથી. પણ જે બુદ્ધિ કૃતકૃત્ય નથી થતી તેને પોતાને સત્ય સાથે વિરોધ ભાસ્યા કરે છે. બાકી ભગવાનની વાણીમા મૂળમા વિરોધ જ નથી. ભગવાનથી ભિન્ન એવુ ચરાચર વિશ્વમા કશુ જ નથી. કેમકે ભગવાન જ પોતાની અચિન્ત્ય શક્તિદ્વારા અનન્ત રૂપે પ્રકટ થઇ રહેલા છે વિરોધાભાસમા તો ભગવાનની મહત્તા છે. વિરોધમાં અવિરોધ અનુભવવો એ માણુસ જીવનની મહત્તા છે. બાકી ભગવાન જ પાણી રૂપે છે તેજ અગ્નિરૂપે છે તેજ તેજ રૂપે છે અને અધાર રૂપે છે ઠડી રૂપે કે ગરમી રૂપે પણ તેજ છે જીવન રૂપે તે મોતને મારે છે મોત રૂપે તે જીવનને ગળે છે. પોતે જ પોતાનામા પોતા વડે રમે છે કેમકે ભગવાનથી ભિન્ન કશુ હોઇ શકતુ નથી! ભગવાન પોતે જ કારણુ રૂપ હોઇને કાર્યરૂપ વિશ્વમાં તેના સિવાય કાયો અવકાશ હોઇ શકતો નથી હૃદયે આ વાત સમજવી જોઇએ ઘડો જો માટીનો બનેલો છે તો ઘડાનુ એક અણુ પણ માટી સિવાયનું કાંઇ હોતુ નથી અણુઅણુમા માટી છે જ. માટી જ ઘડાનો આકાર લઇ માટીથી જાણે જુદી હોય એમ પ્રતીતિ થાય છે. એ જ ન્યાય વિશ્વને લાગુ પડે છે. વળી ભગવાનમાં બધુ છે.

તે કોઈનામાં નથી—આ ઉક્તિનું રહસ્ય સમજવાથી વિરોધ પીગળી જશે. ભગવાનમાં બધું છે એટલે કે ભગવાનના આધારે બધું છે. ભગવાનની પીઠ ઉપર બધું જગત ટકી રહેલું છે ભગવાન આધાર છે. ચરાચર વિશ્વ આધેય છે. ભગવાન કોઈનામાં નથી એનો અર્થ બધું ભગવાન વિનાનું છે એનો નથી. પણ ભગવાનનું અસ્તિત્વ કોઈને આધારે નથી. ભગવાન સિવાયના સૌનુ અસ્તિત્વ ભગવાનને આધારે છે ભગવાનનું અસ્તિત્વ કોઈને આધારે નથી. અર્થાત્ ભગવાન સ્વયંસિધ્ધ છે. ચરાચર જગત ભગવાન છે માટે પ્રમાણોથી સાબીત થાય છે. વધારે સ્પષ્ટતાથી સમજીએ તો ભગવાનની અસ્તિ કોઈ પ્રમાણને આધારે નથી. વેદ કહે છે માટે ભગવાન છે એમ નથી. કાર્યના ધર્મવાળુ આ જગત હોઇને તેનુ કારણ હોવું ઘટે માટે તેના કારણરૂપે અનુમાનથી ભગવાન છે એમ પણ નથી. પ્રત્યક્ષ પ્રમાણ કહે છે માટે ભગવાન છે એમ પણ નથી. આપ્ત વગેરે તમામ પ્રમાણો કહો કે ન કહો ભગવાન છે. એ તેમના આધારે નથી પરમાત્માનું અસ્તિત્વ પ્રમાણ પરતન્ત્ર નથી. પણ સર્વસ્વતંત્ર છે. આ દૃષ્ટિએ ભગવાનમાં બધાં છે પણ ભગવાન પોતે કશામાં નથી એ સમજવાનું છે.

પ્રશ્ન ૪ : ભૂતોનો ભર્તા છતાં હું ભૂતોમાં રહેલો નથી; મારો આત્મા ભૂતભાવન છે—આવી ભગવાનની ઉક્તિનો શો આશય ?

ચરાચર વસ્તુમાત્ર ભગવાનમાં છે, ભગવાનને આધારે ઉપજે છે, રહે છે, લીન થાય છે અને આ રીતે ભૂતમાત્ર પ્રભુમાં છે છતાં પ્રાણીમાત્ર—ચેતન અચેતન બધું ભગવાનમાં છે છતાં નથી. આનો અર્થ એ છે કે ભગવાનમાં બધું રહેલુ છે છતાં ભગવાન પોતે સર્વ સંગરહિત છે. સર્વ સંગરહિત હોવાથી વસ્તુમાત્રના ગુણ કર્મ ધર્મનો તેને લેપ નથી. આમ બધું ભગવાનમાં હોવા છતાં ભગવાનનો પોતાનો તેમાં કોઇપણ જાતનો સંગ કે આસક્તિ કે વળગણ ન હોવાથી—પ્રભુને ક્યાંયે રાગદ્વેષ ન હોવાથી—કશું ભગવાનમાં રહેલું નથી. આમ બધુ ભગવાનમાં હોવા છતાં ભગવાનને ક્યાંયે લેશમાત્ર પણ, રતિભાર પણ, આસક્તિ ન હોવાથી ભગવાનમાં કશુંય નથી. બધું ભગવાનમાં હોવા છતાં ભગવાનનું કશુંય અગડતું નથી એજ ભગવાનનું યોગૈશ્વર્ય છે. અર્થાત્ પરમાત્મામાં સ્વયમેવ નિરતિશય જ્ઞાન અને ક્રિયાશક્તિનો પ્રભાવ હોવાથી તે નિર્લેપ અને નિરંજન છે. આટલું જ નહીં. ભૂતભાવન એટલે ભૂતમાત્રને પેદા કરનાર અને ભૂતભર્તા એટલે કે ભૂતમાત્રનું પોષણ કર્તા હોવા છતાં પણ ભગવાનનું સ્વરૂપ ભૂતસ્થ એટલે પ્રાણીમાત્રમાં આસક્તિપૂર્વક રહેતું નથી. ભગવાનને અહંતા કે મમતારૂપી સંગ ન હોવાથી

પ્રાણીમાત્રમાં તે રહેલા છતાં ન રહેલા બરાબર છે. કેમકે જે સ્થિતિ વિકાર જન્માવે તેને જ સ્થિતિ તરીકે શાસ્ત્રમાં ઓળખવામાં આવે છે. આથી પ્રકૃતિ કે તેના ગુણધર્મોથી સદાય અસ્પૃષ્ટ, અલિપ્ત અને અસક્ત પ્રભુ સર્વત્ર હોવા છતાં ક્યાંયે નથી. આ જ્ઞાનની સમજ પરસ્પર વિરોધી ધર્મોનો સમાધાનકારક સમન્વય કરે છે. ભગવાનની ઉક્તિ ભ્રમજનક નથી પણ કેવળ સત્યને રજૂ કરતી હોઇને ભ્રમનાશક છે. આથી ભગવાન ભૂતાધાર, ભૂતભાવન, ભૂતપોષક હોવા છતાં ભૂતમાત્રમાં અત્યંત અનાસક્ત હોવાથી, અહંતા મમતાની રજમાત્ર પણ તેમનામાં ન હોવાથી–અને એજ એમનું યોગૈશ્વર્ય હોવાથી ઉપરથી વિરોધી લાગતી વાત વિરોધરહિત છે.

**પ્રશ્ન ૫ :** ભગવાનમાં બધાં પ્રાણીઓ કેવી રીતે રહેલાં છે? દૃષ્ટાન્તને સ્પષ્ટ કરશો?

ભગવાન કહે છે જેવી રીતે સર્વત્ર ગતિશીલ અને પરિણામે મહાન વાયુ હંમેશાં આકાશમાં રહે છે તેમ તમામ ભૂતો મારામાં રહેલાં છે. અહીં ભૂતમાત્રને વાયુ સાથે સરખાવ્યાં છે. પ્રભુએ પોતાને આકાશ સાથે સરખાવ્યા છે. આ દૃષ્ટાન્ત અત્યંત ઉચિત છે. વાયુ જેમ સૂક્ષ્મ છે અને સર્વત્ર–ઉંચે નીચે અને ચોમેર ગતિશીલ છે, પરિણામે મહાન છે તેમ ચરાચર માત્ર તેના મૂળ સ્વરૂપે–પ્રકૃતિરૂપે સૂક્ષ્મ છે, કર્માનુસાર અધમ, મધ્યમ, ઉત્તમ–સર્વ યોનિમાં સંચરે છે. એનો ક્યાંયે આરો ન આવે એટલા મહાન વિસ્તારમાં પથરાયેલાં છે. આવાં પ્રકૃતિના પરિણામરૂપ ચરાચર ભૂત અનન્ત અને અસંગ આકાશરૂપ પરમાત્મામાં વસે છે વાયુ કરતાં આકાશ સૂક્ષ્મ છે, અસંગ છે, મહાન છે, વાયુના કારણરૂપ છે તેમ પરમાત્મા જગજ્જનની પ્રકૃતિ કરતાં અત્યંત સૂક્ષ્મ છે, તેનાથી અસ્પૃષ્ટ અને અસંગ છે, પ્રકૃતિ કરતાં અનન્ત ગણા મહાન છે, પ્રકૃતિના પણ કારણરૂપ છે, પ્રકૃતિએ પેદા કરેલાં અનન્ત કોટિ બ્રહ્માંડ પરમપુરુષ પરમાત્માના એક રોમકૂપમાં તરવર્યા કરે છે, વેદમાં કહ્યું છે તેમ આ પ્રકૃતિ તો–एतावान् अस्य महिमा–अतो ज्यायाँश्च पूरुषः–આમ સર્વ દૃષ્ટિએ પ્રભુએ આપેલું દૃષ્ટાન્ત ઉચિત છે.

**પ્રશ્ન ૬ :** ભગવાન પ્રાણીમાત્રને કેવી રીતે સર્જે છે?

ભગવાનની સૃષ્ટિ ઈક્ષણપૂર્વક થાય છે એટલે કે પરમાત્મા સૃષ્ટિના આરંભે પોતાની પ્રકૃતિનું "प्रजायस्व" એ આકારના સંકલ્પપૂર્વક નિરીક્ષણ કરે છે. ભગવાનના એ નિરીક્ષણ-માત્રથી જગજ્જનની પ્રકૃતિ, પૂર્વ કલ્પના અંતે પોતાનામાં કર્મબીજ સહિત લીન થયેલાં

પ્રાણીમાત્રને-સચરાચર માત્રને પ્રકટ કરે છે. પ્રકૃતિમાં લીન થયેલાં ચરાચર જીવોનો આવિર્ભાવ પ્રભુના ઈક્ષણથી થાય છે. એમાં એટલે કે આ રીતે થતી સૃષ્ટિને માટે પ્રભુ અહીં "विसृजामि" એ શબ્દનો પ્રયોગ કરે છે. એનો અર્થ એ થાય છે કે વિવેક કરીને પ્રભુ પ્રાણીમાત્રને પ્રકટ કરે છે. આ વિવેક તે, તે તે જીવના કર્મનો છે આથી જે જે કર્મના આશય સહિત જીવ, લાખના પિંડામાં સુવર્ણની રેણુની પેરે, પ્રકૃતિમાં જડાઈ રહેલો હોય છે, તે તે કર્મની વિવેચના પૂર્વક એટલે કે તે તે કર્માનુસાર તે તે યોનિ, આયુષ્ય અને ભોગ સહિત પ્રભુના સંકલ્પથી પાછા પ્રકટ થાય છે. આમ સર્વજ્ઞ અને સત્યસંકલ્પ પરમાત્માના નિરીક્ષણથી પ્રકટ થતી સૃષ્ટિમાં કોઈપણ જીવનું કોઈપણ કર્મ સેળભેળ થઈ જતું નથી. આમ પ્રત્યેક જીવના કર્મના વિવેક અનુસાર પ્રભુના અવિતથ સંકલ્પમાત્રથી ચરાચર સૃષ્ટિ પ્રકટ થાય છે. પરમાત્મા પોતાની અચિન્ત્ય "અઘટન ઘટનાપટીયસી" માયાના ઉપર માનો કે સવાર થઈને પ્રત્યેક જીવની કર્મરૂપી પ્રકૃતિના યથાર્થ વિવેકે સૃષ્ટિનો આવિર્ભાવ અને તિરોભાવ કર્યા કરે છે. આ અનાદિ લીલા, અનન્તકાળ સુધી પહોંચ્યા જ કરે છે. એ લીલામાંથી જે જીવના કર્મનું દેવાળું નીકળી રહે છે તે છૂટી જાય છે। બાકીના બધા આ સંસારચક્રમાં અવિરતપણે ભ્રમણ કર્યા જ કરે છે।

પરમાત્માને તે કર્મો ન બાંધે એમાં તો આશ્ચર્ય જ ક્યાં છે? આથી પરમાત્મા નિર્લેપ અને નિરંજન છે.

**પ્રશ્ન ૮ :** હું અધ્યક્ષ હોવાને લઈને જગત પરિવર્તન પામે છે–એટલે ભગવાન શું કહે છે?

જગતનું વિના વિઘ્ને પ્રતિક્ષણ પરિવર્તન થાય છે તે-સ્વતઃ નથી થતું પણ તેના ઉપર ચેતન પરમાત્માની નિધા છે તેથી થાય છે. અર્થાત્ ચેતન જગત્ પ્રેરક છે. જડમાં સ્વયમેવ જન્મવાની કે લીન થવાની શક્તિ નથી. આથી ચરાચર જગતનો જન્માદિ ચેતનને લઇને થાય છે, અને ચેતનજ સૌનું અધિષ્ઠાન અને અધ્યક્ષ છે એમ ભગવાન અહીં કહેવા માંગે છે. પરિપૂર્ણ ચૈતન્ય સ્વરૂપ પરમાત્માની નિધા સિવાય જડ જગત ફુગાઈ જાય! એનું જીવન જ હણાઇ જાય

**પ્રશ્ન ૯ :** કેવા જીવો ભગવાનને કયા કારણે અવમાને છે?

જીવોની મૂઢતા એ ભગવાનને અવમાનવામાં મુખ્ય કારણ છે. મૂઢતા એ સાચાં જ્ઞાનનું આવરણ છે. ભગવાનને લગતી સાચી તાત્વિક સમજ ન આવે એટલે ભગવાનનું અગાધ અને અપાર માહાત્મ્ય પણ ન સમજાય! ભગવાનનું સદા પ્રકટ માહાત્મ્ય ન સમજાય એટલે જીવ પોતાની ક્ષુદ્રતામાં જ રાચે. અને ક્ષુદ્રતાને વરેલો અને સ્વસ્થ પરમાત્માની મહત્તાને વીસરેલો જીવ ભગવાનનું પ્રતિપળ અપમાન કરે જ. તેવા જીવની આશાઓ વ્યર્થ હોય છે. તેનાં કર્મો વ્યર્થ છે. તેનું જ્ઞાન વ્યર્થ છે; તેઓ પરિણામે વિપરીત ચિત્તવાળા થાય છે. તેઓની પ્રકૃતિ-સ્વભાવ જ રાક્ષસી અને આસુરી થઇ પડે છે. આવી પ્રકૃતિ મોહકારિણી જ થાય આથી જેઓ સ્વભાવે જ પાપજીવન, પશુપ્રાય અને વિવેકજ્ઞાન શૂન્ય હોય તેઓ સરવાળે મૂઢ જ હોય છે. તેઓની મૂઢતા, સત્યાર્થ પરમાત્માને અવમાને છે. આથી છેવટે મોહ જ જીવનો સ્વાર્થ વિઘાતક હોય છે. મોહ જ પરમાત્માના પરમ સ્વરૂપને અજ્ઞાત રાખે છે. પરમાત્માની પરમેશ્વરતાને ઢાંકી રાખે છે

**પ્રશ્ન-૧૦ :** મહાત્માઓ કઇ સમજપૂર્વક કેવી રીતે ભગવાનને ભજે છે?

જીવ, જગત અને જગન્નિયંતાને લગતા ક્ષુદ્ર ખ્યાલવાળો જીવ દયાપાત્ર છે અલ્પાત્મા છે, આ ત્રણને લગતા જેના ખ્યાલો ભવ્ય છે, તે મહાત્મા છે. મહાત્મા, મહાત્મા છે કેમકે તે દૈવી પ્રકૃતિને વરેલો છે. અભય, શમ, દમ, શાન્તિ વગેરે દૈવી ગુણોને જેણે જીવનમાં પચાવી જીરવી નાંખ્યા છે તેવા

હોવાથી સર્વરૂપ હોઇને સર્વત્ર તે તે સ્વરૂપે વિદ્યમાન છે પ્રભુ ક્રતુ અને યજ્ઞ સ્વરૂપ છે સ્વધા અને ઔષધિ સ્વરૂપ છે, સમગ્ર યજ્ઞ અને યજ્ઞની સામગ્રી પ્રભુરૂપ છે પરમાત્મા વેદરૂપ છે વેદ્ય છે પવિત્ર છે ઓમ્ સ્વરૂપ છે જગતના માબાપ, નિર્માતા અને દાદારૂપ છે પ્રભુ જ કર્મફલ છે ભર્તા છે, પ્રભુ છે, સાક્ષી છે સૌનુ રહેઠાણ છે શરણ છે અને સુહૃત્ છે જગતનુ જન્મ વગેરેનુ કારણ છે જગતને રહેવાનુ ભડારીઉં છે, સૂરજ રૂપે તેજ તપે છે વરસાદ રૂપે વરસે છે, તેજ વર્ષાને વર્ષાવે છે, અને અટકાવે છે, જીવનરૂપ પણ તેજ છે મૃત્યુરૂપ પણ તેજ છે. સત્ અને અસત્ સઘળુ તેજ છે આ ભાવાદ્વૈત યોગામય ચિત્તને પરિણામે ઠરે છે જ્યાં સુધી માણસનુ મન નિતાન્ત નિર્મલ નથી થતુ ત્યાં સુધી તેની સમજમા આ ભાવાદ્વૈત કદાચ આવે તો પણ લામો વખત ટકતુ નથી વસ્તુમાત્રમા પ્રભુમયતાનુ દર્શન એ પવિત્રતમ હૃદયનો મહામહિમા છે પરમાત્મા છે, તે સૌનુ સૌ રીતે કારણ છે, એવી નિષ્કતેશ સમજ આવતાં સાથે જ તે વિશ્વતોમુખ છે એ વાત સમજાય એટલે તેને જેટલી વર્ણવીએ તેટલી તે ઓછી જ રહે છે કેમકે તે જેટલી વર્ણવાય છે તેના કરતા અવર્ણિત જ વધારે રહી જાય છે આથી તો વેદના ઋષિ एतावान् अस्य महिमा–આટલો આનો મહિમા છે એમ કહી, ज्यायाँश्चपूरुष.–એમ કહી ચૂપ થઇ જાય છે।

ભવ્ય પુરુષો જ ભક્ત કોટિમાં આવી શકે છે. તેવા ભવ્ય પુરુષો પરમાત્માને ચરાચર જગતના પિતા તરીકે જાણે છે, પરમાત્માને અવિનાશી જાણે છે. પરમપિતા પરમાત્મા જગત્‌કારણ છે અને અવિનાશી છે એવી તેમની પાકી સમજ હોઇને તેઓ અનન્ય ભાવે ભગવાનને ભજે છે. તેઓની સમજ આવા પ્રકારની હોય છે. કાર્ય અને કારણ બેમા કારણ જ મુખ્ય છે. કારણમાંથી ઉદ્‌ભવ પામતુ કાર્ય કારણમા જ રહેતુ હોઇને વખત આવ્યે કારણમાં જ લીન થાય છે। કારણથી વ્યતિરિક્ત, કારણ સિવાયનું, કાર્યનું કોઇ ભિન્ન અસ્તિત્વ જ નથી. આથી કારણ સ્વરૂપ પરમાત્મા જ અવિનાશી હોઇને ભજનીય છે. પરમાત્મા સિવાયનુ બધું જ કલ્પપર્યંત રહેતુ હોય તોપણ વિનાશી છે વિનાશી હોઇને ભજવા યોગ્ય નથી ભગવાન સિવાય તેમને મનને મૂકવાની કોઇ જગ્યા જ નથી। આત્મભૂત–આત્મામાં રહેલા પરમાત્માનો જ આ જડચેતનરૂપી અચિન્ત્ય પ્રજ્ઞાવિલાસ જેને જણાય તેને અનન્યભાવે ભગવાન જ ભજવા યોગ્ય હૃદયથી સમજાય છે। આત્માને માણસ કેમ એકચિત્તે ભજે છે એ સવાલ સવાલ જ નથી કેમકે તે આત્મા હોઇને જ પ્રિયતમ છે. આથી પોતાના અવિનાશી સ્વરૂપભૂત પરમાત્માનું ભજન મહાત્માને માટે તો એક હકીકત બનીને ઊભું રહે છે અને આથી જ તે અનન્યભાવે સ્વરૂપભૂત, જડચેતનના વિલાસના એક કારણરૂપ, અવિનાશી અને અખંડ પરમાત્માને દિનરાત ભજે છે. પ્રતિપળ સર્વત્ર તેનું અનુસંધાન તેને થયા જ કરે છે. આવા મહાત્મા ભક્તો મન અને વાણીથી, ધર્મે, સ્વરૂપે અને ગુણે પરમાત્માનું કીર્તન કથન કરે છે. તેવાઓ આહારવિહારના નિયમોમાં દૃઢતવાળા હોઇને, શરીર, મન, ઇન્દ્રિયોના નિગ્રહ અને જય માટે પ્રયત્નશીલ રહે છે. પરમપ્રેમથી પ્રાણીમાત્રમાં રહેલા પરમાત્માને અંતરથી નમે છે. આવી આંતર દશાવાળા હોઇને તેઓ આત્મા, જાતિ, દેશ અને વિશ્વની ઉન્નતિના કર્મોમાં સદા જોડાયેલા રહે છે. સમજપૂર્વક પરમાત્માની આજ્ઞાનું પાલન તેમનો જીવનશ્વાસ હોય છે.

પ્રશ્ન ૬૧ : ભગવાન કહે છે કે હું વિશ્વતોમુખ છું–તે કેવી રીતે તેઓ સમજાવે છે ?

વિશ્વતોમુખ એટલે કે ચોમેર મુખવાળો એટલે કે ચોમેર દર્શનીય. જ્યાં જ્યાં નજર જાય ત્યાં ત્યાં પરમાત્મા પહેલેથી જ વર્તી રહેલા છે. પરમાત્મા સર્વત્ર પુરોહિત છે. પુરોહિત એટલે સન્મુખ ઉભેલા. જોવાની દૃષ્ટિ હોય તો પરમાત્મા કદાપિ ગેરહાજર નથી। આથી જ પરમાત્મા સર્વકારણ

હોવાથી સર્વરૂપ હોઇને સર્વત્ર તે તે સ્વરૂપે વિદ્યમાન છે. પ્રભુ ક્રતું અને યજ્ઞ સ્વરૂપ છે સ્વધા અને ઔષધિ સ્વરૂપ છે. સમગ્ર યજ્ઞ અને યજ્ઞની સામગ્રી પ્રભુરૂપ છે. પરમાત્મા વેદરૂપ છે. વેદ્ય છે પવિત્ર છે. ઓમ્ સ્વરૂપ છે. જગતના માબાપ, નિર્માતા, અને દાદારૂપ છે. પ્રભુ જ કર્મફલ છે. ભર્તા છે, પ્રભુ છે, સાક્ષી છે સૌનું રહેઠાણ છે. શરણુ છે અને સુહૃત્ છે. જગતનુ જન્મ વગેરેનું કારણ છે. જગતને રહેવાનું ભંડારીઉં છે. સૂરજ રૂપે તેજ તપે છે. વરસાદ રૂપે વરસે છે, તેજ વર્ષાને વર્ષાવે છે, અને અટકાવે છે. જીવનરૂપ પણ તેજ છે મૃત્યુરૂપ પણ તેજ છે. સત્ અને અસત્ સઘળું તેજ છે. આ ભાવાદ્વૈત યોગામય ચિત્તને પરિણામે ફરે છે. જ્યાં સુધી માણસનું મન નિતાન્ત નિર્મલ નથી થતું ત્યાં સુધી તેની સમજમાં આ ભાવાદ્વૈત કદાચ આવે તો પણ લાંબો વખત ટકતું નથી. વસ્તુમાત્રમાં પ્રભુમયતાનુ દર્શન એ પવિત્રતમ હૃદયનો મહામહિમા છે. પરમાત્મા છે, તે સૌનું સૌ રીતે કારણુ છે, એવી નિઃક્લેશ સમજ આવતાં સાથે જ તે વિશ્વતોમુખ છે એ વાત સમજાય એટલે તેને જેટલી વર્ણવીએ તેટલી તે ઓછી જ રહે છે કેમકે તે જેટલી વર્ણવાય છે તેના કરતાં અવર્ણિત જ વધારે રહી જાય છે. આથી તો વેદના ઋષિ एतावान् अस्य महिमा– આટલો આનો મહિમા છે એમ કહી, ज्यायाँश्चपूरुषः–એમ કહી ચૂપ થઇ જાય છે।

**પ્રશ્ન ૧૨:** સકામ ભાવે કર્મ કરનારા સ્વર્ગને પામે છે, ત્યાં ભોગ ભોગવે છે. અને પાછા અહીં અવતરે છે–આ બધી કપોલકલ્પના છે કે શું? ભગવાને એ વાતનો ઉલ્લેખ કોઇ ખાસ રહસ્ય સ્ફોટન માટે કર્યો છે કે લોકમતનો જ એ ઉલ્લેખ છે? એમાં કાંઇ રહસ્ય હોય તો સ્પષ્ટ કરશો?

આસ્તિકને માટે કોઇ પણ વાતની નાસ્તિ હોઇ શકતી નથી. આસ્તિક મતિ કશાનો ઇન્કાર કરતી નથી પણ પોતાના દૃઢ વિવેકને જીવનનો ભોમીઓ બનાવે છે. આથી સ્વર્ગ લોકને કાલ્પનિક માનવાની કશી જરુર નથી. વિવેકી મતિ તો સ્વર્ગનો સ્વીકાર કરીને પણ સ્વર્ગ પ્રાપ્તવ્ય છે કે નહીં તેનો વિવેક કરી સ્વર્ગને ત્યજે છે. કેમકે સ્વર્ગમાં જઇને પણ જો ભોગ જ ભોગવવાના બાકી રહે, પુણ્યનો જ વટાવ કરીને, પુણ્યની મૂડી ખલાસ થતાં આ લોકમાં જ પાછું આવવાનું હોય તો તે સ્વર્ગ કરતાં આ લોક કાંઇ કરોડ ગણો વધારે સારો છે. એટલે આ કપોલકલ્પના ન માનીએ, અને લોકમત પણ ન માનીએ, પણ ભગવાને જે રહસ્યને સ્પષ્ટ કરવા

આણેલાં ફળફુલ પણ સાક્ષાત્ આરોગી પારણાં કરે છે. ભગવાનની તૃપ્તિ ભોજનમાં નથી, ભોજનની ભાતભાતની વાનગીમાં નથી તેની તૃપ્તિ હૃદયના સાચા નિષ્કપટ પ્રેમપૂર્ણ ભાવથી છે. આથી જ્યાં જ્યાં ભાવની ભેટ ત્યાં ત્યાં ભગવાનનું પારણું છે. જ્યાં જ્યાં પ્રેમનું આંસું ત્યાં ત્યાં પરમાત્માનું પરબ છે. આ વાતમાં "જો અને તો" ને અવકાશ જ નથી. "જો અને તો" તો સંશયના દ્યોતક છે; અશ્રધ્ધાના વ્યંજક છે. સંશય, અશ્રદ્ધા, અવિશ્વાસ, પ્રેમનાં દૂષણ છે. નીતરો પ્રેમ એટલો તો ઇર્ષ્યાળુ છે કે તે પોતાનામાં રહેલો તડને રહેલો સાંખી શકતો નથી. આથી ભગવાન ઉપરનો ભાવ પરિશુધ્ધ પ્રેમ સ્વરૂપ હોઇને પોતાનામાં રહેલો તડ સાંખી શકતો નથી. હતભાગી છે તે જીવ જે ભગવાનના ભાવભોજનમાં સાશંક છે. ભગવાનની જુગજુગની ભૂખ દુર્યોધનના પકવાન્નથી નથી ભાંગતી, વિદુરની ભાજીથી ભાંગે છે. ઋષિપત્નિઓની પ્રેમની પ્રસાદીથી ભાંગે છે. સુદામાની તાંદુલ મુષ્ટિથી ભાંગે છે. શબરીના અજીઠા બોરથી ભાંગે છે. પ્રેમમાં સામગ્રીનું મહત્વ નથી પ્રેમમાં જે પ્રસાદ છે તે પકવાન્નમાં ક્યાં છે? આથી વિશ્વંભરને જો સાક્ષાત્ ભોજન કરાવવું હોય તો પ્રેમ એ એકમાત્ર શરત છે. જે ભક્તિથી ભોજન આણે, ભક્તિથી આપે અને જે પવિત્રાત્મા હોય તેનું ભગવાન આરોગે છે. ભક્તિની સમૃદ્ધિ અને પવિત્રતાની સંપત્તિ ભગવાનને ભાવે છે. ભાવની ભડકી વિશ્વંભરના પારણાં કરાવે છે. પત્રપુષ્પ કે કોઇ અન્ય સાંસારિક વસ્તુ પ્રભુની પ્રસન્નતાનુ કારણ નથી. ભક્તિભાવ જ પ્રભુને ભાવે છે. આથી પ્રેમરૂપા ભક્તિ જ પ્રભુની પ્રસન્નતાની સાધક છે એ રહસ્ય છે. ભક્તમાત્રનો આ પ્રેમાનુભવ છે

પ્રશ્ન ૧૬: સમર્પણયોગનું ફળ શું? કયા કારણે ભગવાનને જ બધુ સમર્પી દેવું ઘટે? સમર્પણયોગ કોણ કરી શકે?

મુક્તિ અને પ્રભુની પ્રાપ્તિ એ સમર્પણ યોગનું સાક્ષાત્ સ્વાનુભવગમ્ય ફળ છે. કર્તૃત્વ અને તે દ્વારા ભોક્તૃત્વને ભૂંસવાનો આજ એક રાજમાર્ગ છે. કર્મમાત્ર પ્રભુનું આરાધન હોવું ઘટે. પ્રભુ પ્રીત્યર્થે જે કર્મમાત્ર કરે તે માણસ કર્મ અને તેનાં ફળ પોતાના છે એમ કદી માની ન શકે. કેમકે પ્રીતિમાં પ્રેમપાત્રનું આરાધન મુખ્ય છે. પ્રેમી જેનાથી પ્રસન્ન થાય તે પ્રેમીએ કરવાનું છે. પ્રભુ પ્રેમપાત્ર છે. પ્રભુ જેનાથી પ્રસન્ન થાય તે ભક્ત કરે. ભક્ત જે કાંઇ કરે તે બધું પોતાને સોંપી દેવા–અર્પિત કરવા પ્રેમપાત્ર પ્રભુ "तत्कुरुष्वमदर्पणम्" માંગે છે. પ્રભુ માગે અને જીવ ન આપે તો તે

જીવનું મહા દુર્ભાગ્ય! કર્મ અને તેના ફલદાનમા શુધ્ધિ છુપાઇ છે. કેમકે કર્મનો શુભ કે અશુભ ફળ દાતાને સ્પર્શતાં નથી જ્યાં કર્મ અને તેનાં શુભાશુભ કર્મો દાતાને ન અડે ત્યાં કર્મની પકડ ઢીલી થઈ જાય છે. એટલે કે રાગદ્વેષ મોળા પડી જાય છે. અને રાગદ્વેષનો વેગ મંદ થઇ જાય ત્યા સંન્યાસ-યોગ-સમર્પણ યોગ-પ્રેમપાત્ર પ્રભુને જાત સુદ્ધાં સોપી દેવાની સમાધિમય મનોદશા પેદા થાય છે. આ સમર્પણ યોગને લઇને હૃદયની ઉત્તરોત્તર ઉચ્ચતમ ભૂમિકા પ્રકટ થતી જાય છે. પ્રસન્નતા વધતી જાય છે. શુધ્ધિની દીપ્તિ વધતી વધતી નિરંજન પરમાત્માની સમતાને હૃદયમાં પ્રકટ કરે છે. અને છેવટે જીવ અને શિવનું સામ્ય પ્રકટ કરી જીવનને સાર્થક બનાવી દે છે. આ છે સમર્પણયોગનું માહાત્મ્ય. પ્રભુ પરમપ્રેમનું પાત્ર છે. એનું જ બધું છે, અને આથી એનું એને જ સમર્પિત થવુ ઘટે કેમકે જેનું જે હોય તે તેને આપી દેવું ઘટે, ન આપી દેવાય તો રાખનાર ચોર છે. અને ચોરી એ કાંઈ ભૂષણ નથી. એ તો પ્રેમનું ભારે કલંક છે. આથી બધું જ પ્રેમપાત્રને આપી દઇ, ખાલી થઇ જવું અને તે દ્વારા વિશુધ્ધિ અને પ્રેમની કમાણી કરવી ઘટે. આથી દરેક દેશ અને દરેક કાળમાં પરમ પવિત્ર અને ઉત્તમ પ્રેમ પાત્રરૂપ પરમાત્માને જ સર્વકર્મ ફલ સહિત સમર્પિત કરી દેવાં રહ્યાં ભક્તિપૂત હૃદય જ સમર્પણ યોગ સાધી શકે છે.

પ્રશ્ન ૧૭: ભગવાન સૌ ભૂતોમાં સમ છે એટલે શુ? ભક્ત અને ભગવાન એકબીજાનામાં હોય છે એટલે શું?

ભગવાન ભૂતમાત્રમાં સમ છે એટલે કે અંતરાત્મારૂપે તુલ્ય છે. ક્ષુદ્રમા ક્ષુદ્ર ગણાતા જીવથી માંડીને તે બ્રહ્માપર્યંતના તમામ દેહોમાં ભગવાન અંતરાત્મા રૂપે એક સરખા વ્યાપ્ત છે. કીડીનો અંતરાત્મા નાનો, ક્ષુદ્ર અને બ્રહ્માનો મોટો કે ભવ્ય નથી. સૌ પ્રાણીમાં અંતરાત્મારૂપ પરમાત્મા સમાન છે. અર્થાત સૌનું મૌલિકસ્વરૂપ એક સરખું છે તેમાં રહેજે ભેદભાવ નથી. જે અનન્ત ભેદ દેખાય છે તે પ્રકૃતિનો કરેલો છે. અને આથી જ અંતરાત્મારૂપ પરમાત્માને કોઇ વ્હાલો નથી કે કોઇ વેરી નથી. જો હોય જ તો સૌ એને એક સરખા વ્હાલા જ છે. આથી સ્થાવર જંગમ સૌનું અંતરાત્મારૂપે તુલ્યત્વ છે અને આથી જ આ જ્ઞાનપૂર્વકની ભક્તિ ભાવપ્રાપ્તિનું મુખ્ય સાધન છે. આમ છે છતાં જે ભક્તો સૌના અંતરાત્મારૂપ પરમાત્માને પરમ પ્રેમથી ભજે છે એટલે કે તેની આજ્ઞા પાલન કરે છે. તેમને

પોતાનામાં પરમાત્મા પ્રકટ થયેલો જણાય છે. અને તેઓ પોતે પરમાત્મામાં રહેલા સમન્વય છે. અર્થાત્ તે ભક્તો અને પરમાત્માનું આંતર સ્વરૂપ એક હોઇને બેમાંથી એકેય બીજાને વીસરતા નથી. તેવા ભક્તો ભગવાનને તત્વતઃ જાણતા હોઇને તેની ભક્તિમાં દિનરાત તત્પર રહે છે. પરમાત્મા તેઓનો આત્મા હોઇને તેવા ભક્તોના યોગક્ષેમનું વહન કરતા-રહીને તેમના ઉપર આત્મદાન સુધીનો પૂર્ણ અનુગ્રહ કરે છે.

**પ્રશ્ન ૧૮ : ભગવાનની ભક્તિનું મહાત્મ્ય શું ? ગઇકાલ સુધીનો દુરાચાર રૂઢ આજે શું સાચે જ ભક્તિથી સાધુ–સદાચાર રૂઢ થઇ શકે છે ? જો એમ હોય તો તેમાં રહસ્ય શું ?**

ભગવાનની ભક્તિનું માહાત્મ્ય અનતિવદનીય છે. એનો પૂરો પરચો તો જાત અનુભવે જ વધારે સમજાય. ભક્તિને લઇને મનુષ્ય કદી ભ્રષ્ટ થતો નથી. એટલે કે ભગવાનનો ભક્ત અહિં કે પેલી દુનિયામાં કદી નાશ પામતો નથી. ટૂંકમાં પુરુષાર્થથી કદી ન્યુન થતો નથી. ભક્તિ જ્યારે પરિપકવ થાય છે અને એની છેવટની હદે પહોંચે છે ત્યારે એમાંથી મુક્તિ પણ ફળે છે. આથી મુક્તિ પર્યન્તનું ફળદાન અને તે માટેની યોગ્યતા એટલે કે મુક્તિ માણવા માટે જેટલી યોગ્યતા જોઇએ તેટલી તમામ ભક્તિ જીવને આપે છે. આથી જે અનન્ય ભાવે ભગવાનને ભજે તે ગઇ કાલ સુધી ભલે નષ્ટ હોય, પણ જે ઘડીથી જાગે તે ઘડીથી તે સદાચારી થતો જાય છે. સદાચારના સંસ્કારના પ્રબળ સંચયથી તે વિશુદ્ધ બુદ્ધિ થાય છે. અને વિશુદ્ધ બુદ્ધિ ધર્માત્મા થાય છે. જે ધર્માત્મા બને તે શાન્તિ પામે જ. આથી ભગવદ્‌ભક્તિમાં જે ક્રાંતિ આણવાની અપાર શક્તિ છે તેમાં અશ્રદ્ધા મૂકવી એ અમંગલસૂચક છે. કેમકે ભક્તિમાં પાપનું મૂળ કારણ જે અજ્ઞાન તેને નાશ કરવાની ભારે શક્તિ છે ગઇકાલ સુધીના રૂઢ દુરાચારીને માટે પણ આજે જો તે શુભનિશ્ચય કરે તો ઉન્નતિને માટે પૂરો અવકાશ છે. અહીં જ સત્યની શરણવત્સલતાનો પરચો છે. ગઇકાલ સુધી અસત્યની સેવા કરી અને આજે સત્યને વળગવાનો નિશ્ચય કરે તો સત્ય એમ નથી કહેતું કે ગઇકાલ સુધી તું મારાથી વેગળો હતો માટે આજે તને પાસે નહીં આવવા દઉં. બે કરોડ વર્ષે પણ સત્ય પોતાનું શરણ આપવા હંમેશાં તત્પર છે. એમાં જ સત્યની નિરંજનતા નિષ્પક્ષતા–દયા અને માહાત્મ્યની અવધિ છે અને ભગવાનની ભક્તિ એ પરમ સત્ય છે. સત્યનું સત્ય પરમાત્મા અહીં જ કરુણાનિધાન બને છે. તે તો ક્યારે જીવ તેને વળગે એટલી જ રાહ જોઇ રહ્યા છે. એક વખત જીવ સાચાં

દીલથી તેને વળગ્યો એટલે તેને ધોવાનો–સાફ કરવાનો–હિતતમ માર્ગે ચલાવવાનો, તેને નિષ્પાપ કરવાનો અને તેને શાંતિ દેવાનો અને છેવટે સ્વસમાન કરવાનો પરમાત્માનો ઇજારો છે. પ્રેમની એ અનિવાર્ય ફરજ થઈ પડે છે. આથી ભગવદ્ ભક્તિમાં જે દયાળુતા છે, જે કરુણા છે, જે પાવનતા છે, જે શાંતિજનકતા છે, તે ક્યાંયે નથી.

**પ્રશ્ન ૧૯ :** કયા કારણસર ભગવાન અર્જુનને ભગવદ્ભક્ત બનવા આગ્રહપૂર્વક કહી રહ્યા છે?

અર્જુને અને તેના દ્વારા પ્રત્યેક જીવે ભક્ત બનવું જોઇએ એ માટે ભગવાને તો ત્રિરાશિનો હિસાબ માંડ્યો છે. ભગવાનનો પાલવ પકડીને, પાપી, સ્ત્રી, વૈશ્યો અને શૂદ્રો સુધ્ધાં જો પરમગતિને પામતાં હોય તો પછી પવિત્ર બ્રાહ્મણ અને રાજર્ષિઓ તે પદવીને પામે, એમાં શી નવાઇ ! અર્થાત્ સામાન્ય રીતે જેની અસંસ્કારી પ્રકૃતિ ગણાય એવા જીવો પણ ભક્તિના માહાત્મ્યે કૃતાર્થતા મેળવી શકે છે તો પછી જે. સામાન્ય રીતે સંસ્કારી પ્રકૃતિવાળા ગણાય તેઓ ભક્તિના બળે કૃતાર્થ થાય એમાં શો શક ? આથી આ મનુષ્ય દેહને પ્રાપ્ત કરીને તો એક ભક્તિ જ કર્તવ્ય ઠરે છે. માનવ દેહ દુર્લભ છે. દેવોને પણ અપ્રાપ્ય છે. એનાં સાચાં મૂલ્યાંકન અને સદુપયોગ જો ન થયાં તો ઉપનિષદ્‌ના ઋષિની ભાષામા કહીએ તો–न चेद् इहावेदीन् महती विनष्टिः–મહા નાશ આપણે માટે અનામત છે. આથી આ અનિત્ય અને અનિત્ય સુખવાળો માનવદેહ પ્રાપ્ત કરીને–પ્રભુકૃપાથી જ્યારે સર્વપુરુષાર્થ સમર્થ માનવદેહ જ મળ્યો છે ત્યારે તો તેમાં ભગવદ્ ભક્તિ એક જ કર્તવ્ય ઠરે છે. ભક્તિમાં જો દેહ ક્ષીણ થાય તો તે તેનો સર્વોત્તમ ઉપયોગ થયો કહેવાય. તેમાં જ તેનાં સાચાં મૂલ્ય મૂકાયાં કહેવાય. ભક્તિની મર્યાદા બહારનું જે કાંઈ દેહથી થાય તે તેનો કેવળ દુરુપયોગ ગણાય. કેમકે તેમાં ખોટી ગણત્રી છે. આથી ભગવાન આગ્રહપૂર્વક અર્જુનને ભક્તિનિષ્ઠ થવા કહી રહ્યા છે.

**પ્રશ્ન ૨૦ :** ભગવાનની ભક્તિ કેવી રીતે કરાય ?